ૐ

તત્ સત્ પરમાત્મને નમઃ

પ્રભુ પારાયણ.

શ્રી ગિરિધરલાલજીનાં પ્રેમી ભકત.

પવિત્ર.

# મીરાંબાઇ

## નૉવેલ—જીવન ચરિત્ર.

---


રચી પ્રસિદ્ધ કર્તા.

દલાલ જેઠાલાલ વાડલાલ.

નરસીંહ મેહેતા નૉવેલના કર્ત્તા.



આવૃત્તિ ૨ જી          પ્રત ૯૦૦૦.


દોહરો.

પ્રેમ લક્ષણા ભક્તિથી, વશ કીધા કિરતાર;
ધન્ય ધન્ય મીરાંબાઇને, ગિરિધરલાલશું પ્યાર.

---


અમદાવાદ.

ધી ડાયમન્ડ જ્યુબિલિ પ્રિન્ટીંગ પ્રેસમાં

પરી. દેવીદાસ છગનલાલે છાપ્યું.

---

સંવત ૧૯૬૩.          સને ૧૯૦૬.

મુલ્ય ફકત બાર આના.

# અર્પણ પત્રીકા.

**ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અધિપતિ**

**ભગવાન શ્રી ગિરિધરલાલજીની**

**પવિત્ર શેવામાં.**

, ક્ષમા, અને દયાની મુર્તી, આપની સુપેરણાથી
ક્તિ માર્ગ દર્શાવી જગત સકળનું કલ્યાણ કર-
નાર આપના પ્રેમી ભક્ત સાક્ષાત લક્ષ્મીજીનો
અવતાર મીરાંબાઇનું નૉવેલ યાને જીવન ચ-
રિત્ર તમારા દાસે લખ્યું, તે શ્રમ આ-
પનીજ કૃપાવડે સફળ થયો, તેથી
આ તમારાં ભક્તનુંજ જીવનચ-
રિત્ર યાને નૉવેલનું લઘુ પુસ્તક
આપનેજ સમર્પણ કરી
અત્યાનંદ પામું છું. તો
મુજ રંકની આ અ-
લ્પ ભેટ સ્વીકારી
કૃતાર્થ કરશોજી

**લી. દાસનુંદાસ**

**જેઠા.**

# પ્રસ્તાવના.

મીરાંબાઈ નૉવેલ યાને જીવનચરિત્ર સંસારમાં કહેવાતા દરેક મનુષ્યના ઘટમાં ઘર કરી રહેલા સાચા અરિ કામ ક્રોધ, મદ, મોહ, લોભ, અહંકાર તેને હાંકી કાઢનાર બોધ રૂપી લાકડી રૂપ છે.

પ્રભુના પરચાનું મનન કરવાથી આત્મબોધ મળે છે અને તેના ઉપર પાકો વિશ્વાસ બેસે છે. તે શીવાય અજ્ઞાની મનુષ્યોને ભક્તિનું હસ્ય વાંચવાથી, તેમના મન ઉપર ભક્તિભાવનો અસર થઈ ચોરી, ચાડી જારી વીગેરે પાપ કર્મ કરતાં પ્રભુથી ડરી તેવાં પાપ કર્મથી મુક્ત થાય તો તેમનું સ્હેજમાં કલ્યાણ થાય તે માનવા રૂપ છે.

ભગવાન શ્રી ગિરિધરલાલજીએ મીરાંબાઇને તેમના પ્રેમલક્ષણા ભક્તિથી વશ થઈ, જે જે પરચા બતાવ્યા છે તે સર્વે પરચા નાસ્તીક અને અજ્ઞાની મનુષ્યો પણ કબુલ કરી ભાક્ત માર્ગે દોરાયા શીવાય નહીજ રહે.

તુળશીદાસનો સંવાદ, અકબરશાહને આપેલો મીરાબાઈએ બોધ, વ્રજમાં રૂપ ગોસાંઇ સાથે મીરાબાઇનો સંવાદ, એવા ઘણા દાખલાઓ વાંચવા લાયક છે; અને તેમાં કેટલોક આત્મબોધ દર્શાવેલો હોવાથી, દરેક મનુષ્યોને અતિ ઉપયોગી છે, તે બોધ વાંચવાથી આસ્તા ચોટી જ્ઞાન પ્રાપ્ત થયા શિવાય નહીજ રહે.

આવાં પ્રેમી ભક્તનું ચરિત્ર લખવા ઇશ્વરે મને સદ્ બુદ્ધિ આપી, તેથી હું તે દીનદયાળ નોધારાના આધારનો આભાર માનું છું. અને તેમના ભક્તજનોને તનમનથી પ્રણામ કરૂં છું. પ્રભુએ મને મીરાંબાઇનું નૉવેલ યાને જીવન ચરિત્ર લખવા સુપ્રેરણા દીધી તેથી અવતાર સફળ માનું છું.

મારા લખાણમાં લખાણની તથા પ્રૂફ સુધારવાની રુ. ઘળી ખામીને માટે ક્ષમા માગુછું.

**લી. શેવક**

**દલાલ જેઠાલાલ વાડીલાલ.**



ॐ तत् सत् परमात्मनेनमः

પ્રભુ પરાયણ.

શ્રી ગિરિધરલાલજીનાં પરમ ભકત

પવિત્ર

# મીરાંબાઇ

નૉવેલ યાને જીવનચરિત્ર.

## मंगणाचरण.

सर्व वेदान्त सिद्धान्त गोचरं तम गोचरम् ॥
गोवींद परमानंद सदगुरु प्रणतो स्मय हम् ॥

અર્થ—ઉત્તમ ગોવીંદ કે જે સઘળાં વેદાંતોના સીદ્ધાંતોના વિષય રૂપ છે, પરમ આનંદ રૂપ છે, અને વાણી તથા મન આદિથી જાણી શકતા નથી, તેમને હું તન મનથી પ્રણામ કરૂં છું.

## ઇશ્વર સ્તુતી.

કર્તા— ગાયન.

પ્રભુ જય જય ગિરિધર સ્વામી—
મયા કરો મોહન મોરલીધર, વંદુ વિભુ શિર નામી.—પ્રભુ
ભક્ત તમારાના ગુણ ગાઉં, જે અગણીત ગુણ ગામી;
કૃપા કરોને કૃપાળુ કેશવ, વિઘ્ન સકળ જાઉં વામી—પ્રભુ
બાઇ મીરાંનો ચિતાર, જે છે ભક્તિ પ્રેરનાર;
શ્રોતા પ્રત્યે ભૂકું બહાર, સાહ્ય માગું કીરતાર.—જય

# પ્રકરણ ૧ લું.

## ભવિષ્યની ચિંતા.

આજે ગ્રીષ્મ રૂતુ હોઇ, મધ્યાન કાળ વિત્યાબાદ, બાર ઉપર બે વાગવાનો સમય છે, તે આરસામાં એક રાજવંશી પુરૂષ વિચારના વમળમાં ગોથાં ખાતો પોતાના રાજ બગીચામાં દ્રાક્ષના મંડપ નીચે મુખમલ જડીત્ર કોચ ઉપર બેઠેલો છે. તેનો ચેહેરો જોકે શાંન્ત છે, પરંતુ ધાડી ચિંતાથી ફીકો પડી ગયેલો છે. એમ ચિંતામાં ને ચિંતામાં એક કલાક નીકળી ગયો, છતાં તેના મનનું સમાધાન થયું નહી. ઇશ્વર નામના ઉદ્‌ગાર તેના મુખમાંથી પળે પળે બહાર પડતા હતા, તેથી જોનારને સહેજ અનુમાન થાયકે, તે ભગવાનનો ભકતજન છે. પણ વખતે "સુખમાં સોની, અને દુ:ખમાં રામ," તે કહેવત અનુસાર તો નહીં હોય, કે પોતાના ઉપર કાંઇ પણ આયફ્ત આવી પડવાની હોય, તેને લીધે તે પળે પળે ઇશ્વરને યાદ કરતો તો નહી હોય? કારણ ચિંતાવાન, દુ:ખી અને આયફતમાં આવી પડેલા મનુષ્યને તે નામ પળે પળે યાદ આવે છે. સુખના વખતે તે નામ બીલકુલ ભુલી જવાયછે. ના! પણ આ રાજવંશીને તેમ નહોતું, તેને કાંઇ આયફત નોહોતી, પણ તે ભવિષ્યની ચિંતામાં ઘેરાયેલો હતો.

ભવિષ્યની ચિંતા શેની? શું તેને પુત્ર કુલક્ષણો વાળો હતો? તેનું શું થશે, તે ચિંતા હતી? કે પુત્રી તે માટે યોગ્ય વર અને યોગ્ય ઘર મેળવવાની ચિંતા હતી! કે ઘરમાં સ્ત્રી સાથે અણબનાવ હતો, તે ચિંતા હતી! પણ ના! તેમાંની તેને એક પણ ચિંતા નહોતી. સંતતી તો તેને બીલકુલ હતીજ નહી, અને પોતાની રાણીસાથે તેને બ-

નાવ ઘણોજ સારો હતો; એટલે એવી ચિંતા શેની હોય! જ્યારે એવી ચિંતા નોહોતી, ત્યારે તેને ચિંતા શું હતી?

વહાલા વાંચકવૃંદ ભવિષ્યને માટે આજ કાલ કોઇની ઇચ્છા અખુટ દ્રવ્ય ખરચી મહેલ બાંધવાની હોય છે, કોઇની ઇચ્છા ખાનપાન આદિમાં અખુટ દ્રવ્ય ખરચી મોજ શોખ મારવાની હોય છે, કોઇની ઇચ્છા એક સ્ત્રી ઉપર બીજી સ્ત્રી લાવવાની હોય છે, કોઇની ઇચ્છા માનપાન મેળવવાની હોય છે, એવી રીતે રાય અને રંક સર્વેને આશા અને ઇચ્છા જુદી જુદી હોય છે; ગરીબને ગરીબના ગજા પ્રમાણે, અને તવંગરને તવંગરના ગજા પ્રમાણે; જે માણસ ભવિષ્યની કોઇપણ બાબતની ચિંતા ધરાવતો નથી. તે માણસ નર નહી પણ ખર સમાન છે; તેને માણસ નહી પણ હેવાન સમજવો.

વાંચકવૃંદ, તમેજ કહેશોકે આપણી ચિંતા શું કામની, આપણું ધાર્યું શું બને છે, સઘળું ધણીનુંજ ધાર્યું બને છે, તો પછી ચિંતા શા માટે કરવી? પરંતુ આ જમાનામાં એવો સંતોષ તથા આકીન રેહેતુંજ નથી. હજારપતી લખપતી થવાની ચિંતા ધરાવે છે, લખપતી ક્રોડપતી થવાની ચિંતા ધરાવે છે. પણ તેમને કોઇ રીતે સંતોષ પ્રાપ્ત થતો નથી. અને જો તેવી ચિંતા નહિ ધરાવતાં સંતોષ રાખી, તેજ ધન ઉપર બેશી રહી બીજો ઉદ્યમ ધન પ્રાપ્ત થવાનો ના કરે, તો ટાંકાની માફક તેનો અંત આવતાં છેવટે નિર્ધન અવસ્થાએ પહોચવું પડે, તેથી તેવો સંતોષ તદ્દન નકામો છે. પૈશો મેળવી સારા માર્ગે ખર્ચવાની તથા નામના કાઢવાની ચિંતા સર્વે મનુષ્યે રાખવી. નામના નીકળવી ના નીકળવી તે પ્રભુના હાથમાં

છે. પરંતુ સત્ય નિષ્ઠાથી તેવી ચિંતા ધરાવી ઉદ્યોગ કરે, ને શ્રમ લે, તો તે શ્રમ ઇશ્વર સફળ કરે; પરંતુ બદઇરાદતથી ગમે તેવો શ્રમ લે, તો તે શ્રમ કદાપી કાળે ઇશ્વર સફળ નહીજ કરે તે નક્કી સમજવું.

સત્ય નિષ્ઠાથી શ્રમ લઇ કામ કરવા છતાં જય ના મળે, તો તે દોષ પ્રારબ્ધનો; પણ જય નહી મળવાથી બદ નિષ્ઠા તરફ સ્વપ્ને પણ જવું નહી. દરેક કાર્ય સાચી નિષ્ઠા વડે કરવાથી, એકવાર જય નહી થાય, તો બીજીવાર, બીજીવાર જય નહી થાય, તો ત્રીજીવાર, પરંતુ છેવટે સત્ય મેવ જયતે તે કહેવત અનુસાર જય મળવાનોજ. માટે તેવો નીશ્ચય ધારી ઇશ્વરથી ડરી દરેક કાર્ય સત્ય નિષ્ઠાથીજ કરવું.

તે રાજવંશીને ભવિષ્યની ચિંતા એ હતી કે પોતાની સગર્ભા રાણીને પુત્ર પ્રસવે તો પોતાના વંશની વૃદ્ધિ થાય, તેથી પુત્ર પ્રસવે તો સારૂ; તેથી રાણીને શું પ્રસવશે? પુત્ર પ્રસવશે કે પુત્રી? તે બે શબ્દોની વચમાં ચિંતાનું સ્થાન હતું.

પુત્રીનો પ્રસવ થતાં તેને માતા પીતા "પુત્રી" કહી નારાજ બને છે, અને પુત્રનો પ્રસવ થતાંજ પુત્ર એ શબ્દ તેમને અધીક હર્ષ પ્રવર્તાવે છે. કારણ, પુત્રી પુખ્ત વયમાં આવતાંજ તેને પરગ્રહે પરણાવવી પડે છે, તેથી પુત્રીનાં મા બાપનો પુત્રી પરત્યેનો સઘળો સબંધ નુન્ય થાય છે; કારણ પુત્રી પરણ્યા પછી તેના સ્વસુર પક્ષની હીત ચિંતક થાય છે.

તેટલાજ કારણને લીધે પુત્રીનો જન્મ થતાંજ માતાપીતા તેને "પારકી" એ શબ્દથી સંબોધી નારાજ થાય છે, વળી સારી નીવડી, સ્વસુર પક્ષમાં જઈ સારી નામના કાઢી, માતા પીતાના નામને દીપાવશે કે કેમ, તે-

નો પણ સંદેહ રહેછે; કારણ કુસંગતે ચઢી કુકર્મો કરી માતા પીતાને નીચુ જોવડાવે તેવી નીકળે, તો તેથી મા બાપનો આત્મા નીરંતર હોળીની માફક બળ્યા કરે છે.

પુત્રને માટે તેવો કાંઇ પણ સંદેહ રહેતો નથી; જોકે રહે છે, પણ તે પુત્રી જેવો નહી. ને પુત્ર પ્રસવ થતાંજ તેને " વંશ વંધારક " પુત્ર રત્ન કહી માતા પીતા અતિ હર્ષિત બને છે; કારણ તેનાથી વંશની વૃદ્ધિ થાય છે. અને તેને માટે ભવિષ્યમાં લાંબી આશાઓ બંધાય છે.

પછી ગમે તેવો નીવડે, પણ જન્મ સમયે તેને પુત્ર રત્નજ કહેવાય છે. કારણ કપુત નીકળે, યા ગમે તેવો નીકળે, પણ તેનાથી વંશનુ નામ રહે છે; પુત્રીથી રહેતું નથી.

પુત્રના પ્રસવથી માબાપો ભવિષ્યને માટે મહોટી મહોટી આશાઓ બાંધે છે, ને પોતાની પછી પોતાનું નામ દીપાવે તેવો નીવડવા માટે, તેને ભણાવવો, ગણાવવો, વિગેરે ઘણા ઘણા પ્રયાસો કરે છે, તે આશાઓ સપુત પુત્રોથી ફળીભુત થાય છે કપુત પુત્રોથી થતી નથી.

આવા વિચારના વમળમાં તે રાજવંશી ગુંથાયો હતો, તેને છેવટમાં યાદ આવ્યું કે. આ હું શું કરૂછું ? નાહકની ખોટી ચિંતા શા માટે કરૂછું ? મારૂ ધાર્યું શું કામ આવે તેવું છે ? તેતો સઘળું હરીનુંજ ધાર્યું થશે; ભાવિ ભાવ હશે તે બનશે, ભાવી આગળ કોણ બળવાન છે ! એવો વીચાર આવતાં સઘળી ચિંતા ભાવીને માંથે નાંખી, ઇશ્વર સ્મરણ કરતો આડો થયો, એટલે કે તે ત્યાં સુઇ ગયો.

જ્યાં સુધી તે ચિંતામાં હતો ત્યાં સુધી તેને નીંદ્રાનું બીલકુલ નામ નહોતું. કારણ ચિંતાવાન મનુષ્યને નીંદ્રા દેવી પોતાના શરણુમાં લેતીજ નથી. તેનાથી તો તે દુરજ રહેછે; તેવીજ રીતે જ્યાંસુધી આ રાજવંશી પુરૂપ ચિંતામાં ઘેરાએલો હતો, ત્યાંસુધી તેનાથી દુર હતી, પરંતુ તેણે સઘળી ચિંતા ભાવીને માથે નાંખી તેમાંથી મુક્ત થયો, કે નીંદ્રા દેવાએ તેને પોતાના શરણુમાં લઈ લીધો, એટલે કે તે ત્યાંજ નીંદ્રા વશ થયો, એટલે ઉંધી ગયો.



# પ્રકરણ ૨ જું

## સુખદાયક સ્વપ્ન, મીરાંબાઇનો જન્મ.

નિંદ્રાધિન થતાંજ તેને સ્વપ્નમાં સાક્ષાત ભગવાને દર્શન આપી કહ્યું, કે તારે ત્યાં પ્રભુપરાયણ પુત્રી પ્રગટ થઇ છે. તે રાજવંશી ભગવાનનો પરમ ભક્ત હતો, તેથી સ્વપ્નમાં પણ પ્રભુ દર્શનમાં લીન બન્યો, અને સાક્ષાત ભગવાનના મુખથી પ્રભુપરાયણ પુત્રી પ્રગટ થઇછે, તે સાંભળી અત્યાનંદ પામ્યો.

સુજ્ઞ વાંચકવૃંદ, તમો કહેશો કે સ્વપ્નમાં અત્યાનંદ પામ્યો તે શી રીતે ખબર પડે, પરંતુ કહેવાનું માત્ર એટલુંજ, કે સ્વપ્નમાં જો શુભ અને સારૂ સ્વપ્નુ આવે છે તો ઉંઘમાં પણ હસવું આવેછે, તે તમો ઘણા માણસોને જોશો; ખરાબ સ્વપ્નું આવેછે, તો દીલગીરીની છાપ ઉંઘમાં પણ છવાઇ રહેછે, તેમ પણ ઘણા માણસોને જોશો, કારણ, તમોને પણ કોઇક વખત તેમ થતું હશે; તેવીજ રીતે આ રાજવંશીને પણ થયું.

સ્વપ્નું બેપ્રકારનું હોયછે, પહેલો પ્રકાર સાચુ સ્વપ્નું, અને બીજો પ્રકાર જુઠું સ્વપ્નું. સાચુ સ્વપ્નુ એવું હોયછે કે, જે પ્રકાર આપણે સ્વપ્નામાં જોઇએ, તેજ પ્રકાર સ્વપ્નથી મુક્ત થતાંજ જોવામાં આવે, તે સાચુ સ્વપનું અને જુઠાં સ્વપ્નાંતો ઘણાંને આવેછે, એટલે અજાણ્યું નહીજ હોય.

જુઠાં સ્વપ્નાં એવાં હોયછે કે, વંધ્યા સ્ત્રી સ્વપ્નમાં પુત્રને રમાડેછે; ગરીબ મહોટો તવંગર બની બેસેછે, રોગી રોગ મુક્ત થયેલો જણાયછે. એવાં ઘણાં સ્વપ્નાં આવેછે, ને જાગ્યા પછી તેમાંનું કાંઇજ નહી; એ સ્વપ્નાં

જુઠાં, અને તેવાં સ્વપ્નાં અશુભ કર્તા છે. ઘણીક વખત છાતી ઉપર હાથ પડી રહેવાથી પણ તેવાં સ્વપ્નાં આવેછે; માટે જે મનુષ્યોને એવાં સ્વપ્નાં આવતાં હોય, તેમણે તેવાં સ્વપ્નાં ના આવે તેવા ઉપાયો યોજવા જોઇએ.

સાચાં સ્વપ્નાં જેને જણાયછે, તેના જેવો ભાગ્યશાળી કોઇજ નહી. કારણ, તે એક અગમચેતી જેવું છે, અને તેવાં સ્વપ્નાં કોઇ સાચા હરીજન, અગર ભાગ્યવંત પુરૂષોનેજ આવેછે; જેમને એવાં સ્વપ્નાં આવે, તેમના ઉપર ઇશ્વરની સંપુર્ણ કૃપાદ્રષ્ટી સમજવી.

ભગવાન તે રાજવંશીને સ્વપ્નું આપી અંતરધ્યાન થયા ભગવાન અંતરધ્યાન થયા, કે તે રાજવંશી નીદ્રામાંથી ઝબકીને બેઠો થયો, અને પોતાને આવેલ સ્વપ્નાનો વીચાર કરવા લાગ્યો, કે આ તે સ્વપ્નું કે સાચું ! ના ! ના ! સાચુજ. ભગવાને પોતે અગમચેતી આપી તે જુઠું કેહેવાયજ કેમ. ને જો જુઠું કહું તો મારા જેવો નાસ્તીક બીજો કોણ ? અને સ્વપ્નુ તો નહીજ ! પણ નક્કી સાચુજ: એવો દ્રઢ નિશ્ચય કરી, ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

## સ્તુતી.

( હતો માને પેટ ) એ રાહ.

નોધારાના આધારા, ભક્ત વત્સલ કહાવો વિભુ;
અગમ ચેતી આપી, સુખી બનાવ્યો તમે પ્રભુ;
પ્રભુ પરાયણ પુત્રી, પ્રગટ થઈ સ્વપ્ને કહ્યું;
સ વ કરો પ્રભુ પ્યારા, સ્વપ્નું સત્યજ મેલવ્યું.

હે જગતનીયંતા નાથ ! નોધારાના આધાર ? જેવી રીતે સ્વપ્નુ આપી સુખી કર્યો, તેજ પ્રમાણે પ્રભુ પારા-

પણ પુત્રી આપી મારી જીંદગી સફળ કરો. મને તો તમોએ સ્વપ્નમાં કહ્યું, પણ હું તે સ્વપ્નનું સમજતોજ નથી; તમો સાક્ષાતે દર્શન આપી મારો અવતાર સફળ કર્યો; અને આપો આપે કહ્યું, તે સ્વપ્નનું મનાયજ કેમ? મ્હોટા મ્હોટા રૂપી મુનીના સ્વપ્નામાં પણ દર્શન ના આપો તે દર્શન મુજ પામરને સ્વપ્નમાં થયાં, તેથી મારો જન્મ સફળ માનું છું, ને પ્રભુ પરાયણ પુત્રી પ્રગટ થઇ કહ્યું, તેથી મારાં ધન્ય ભાગ્ય સમજું છું. મુજ રંકને ઘેર એવું રત્ન પ્રાપ્ત થાય, તો પછી મારા જેવો ભાગ્યશાળી કોણ? ને તમારાં વચન મીથ્યા નહીજ જાય, તેવી મારી તો ખાત્રી છે.

એવા દ્રઢ નીશ્ચયને વળગી ઇશ્વરની પ્રાર્થના કરતો હતો, ત્યાં દાશીએ આવી ખીન્ન વદને પુત્રી પ્રગટ થયાના ખબર આપ્યા. પુત્રી પ્રગટ થઇ તેવાં દાશીનાં વાક્ય સાંભળી, તે ઘણોજ હર્ષિત બન્યો, અને તે દાશીને પોતાનો અમુલ્ય હીરાનો હાર, જે પોતાની કોટમાં અહોનિશ પડ્યો રહેતો હતો, તે વધાઈમાં આપી દાશીનું દાળીદ્ર દુર કર્યું, અને એક અનુચરને પ્રધાનજીને બોલાવવા માટે મોકલ્યો.

દાશી તો રાજાની આવી ખુશાલી જોઇ અચંબો પામી, અને મન સાથે વિચાર કર્યો કે, રાજાજી ઘેલા તો થયા નથી! જે ઇનામ પુત્ર પ્રસવની વધાઇમાં પણ ન આપે, તે ઇનામ પુત્રીની વધાઇમાં હોવજ શેનું! કારણ, તેની પોતાની ખાત્રી હતી કે, જો પુત્ર પ્રસવ્યો હોત તો ઇનામ મળત, તે પણ આવું તો નહીજ, છતાં પુત્રી પ્રસવી તેથી પોતાની ખાત્રી હતી કે કાંઇજ મળવાનું નથી; તેમ છતાં આવું ઉત્તમ ઇનામ મળ્યું, તેથી વિચાર કેમ ન થા-

ય ? કારણ પુત્રી જન્મી તેથી આખુ રાજ મહાલય શોકાતુર હતું; ફક્ત આ રાજવંશીજ હર્ષિત હતો.

પ્રધાનજીને તેડવા મોકલેલો અનુચર પ્રધાનજી સહ તે રાજ બગીચામાં દાખલ થયો. પ્રધાનજીએ આવી તે રાજવંશીને પ્રણામ કર્યા, અને બાજુની ખુરશી ઉપર બેઠા. રાજાજીને હર્ષિત જોઇ પ્રધાનજીએ કહ્યું, માહારાજ ! આજ આપનો ચ્હેરો હર્ષ પ્રફુલીત જણાય છે, તેથી કાંઇ માંગલીક કાર્યની પ્રાપ્તિ થઇ હોય તેમ ભાસે છે.

રાજવંશીએ કહ્યું પ્રધાનજી, તમારૂ ધારવું બરાબર છે રાણીજીને પ્રભુપરાયણ પુત્રી રત્ન પ્રાપ્ત થયું છે, તેથીજ મને અતિશય હર્ષ ઉત્પન્ન થયો છે.

પ્રધાનજી કહે મહારાજ ! આ શું બોલો છો ? પુત્રી પ્રાપ્ત થઇ, તેમાં હર્ષ શાનો ! મને તો લાગે છે કે તમારૂ ચિત્ત ઠેકાણે નથી, નહીતર આટલો બધો હર્ષ, તે પણ નકામો હર્ષ હોયજ નહી, મહારાજ ! તમારૂ ચિત્ત ઠેકાણે લાવો. આજે પુત્રી રત્ન પ્રાપ્ત થયું છે, તો કાલે ઇશ્વર પુત્ર રત્ન આપી આપના વંશની વૃદ્ધી કરશેજ; માટે જે ખોટો હર્ષ ઘેલછાની મફક દર્શાવો છો, તેવી ઘેલછા તજી ચિત્તને ઠેકાણે લાવો.

રાજા કહે પ્રધાનજી ! આ તમે શું લવો છો ? શું તમે મને ઘેલો સમજો છો ? ના ! પણ હું ઘેલો નથી, ને મને જે હર્ષ થયો છે તે બરાબરજ છે.

પ્રધાનજી કહે મહારાજ ! ખોટુ શા માટે કહો છો ? કોઇ પુત્રી પ્રાપ્ત થયાથી રાજી થતું હશે ? પુત્રી જન્મથી લાભ શું ? શું તેથી વંશની વૃદ્ધિ થાય, કે જતું નામ રાખે ? પુત્રી એ તો પરાયું ધન કહેવાય, તેથી લાભ શું?

રાજા કહે પ્રધાનજી ! આ તો તેવું નથી. જો કે પારકુ ધન છે તેતો ખરૂ, ને વંશની વૃદ્ધિ ન થાય તે પણ ખરૂ, પણ આ પુત્રીથી તો કુળનો ઉદ્ધાર થાય તેવું છે. પ્રભુપરાયણ પુત્રી બંન્ને કુળનો ઉદ્ધાર કર્તા છે.

પ્રધાનજી કહે મહારાજ ! તમારી વાતમાં કાંઇ સમજ પડતી નથી, તો કૃપા કરી બરાબર સમજ પડે તેમ કહો, કે શાથી આટલો બધો હર્ષ પ્રાપ્ત થયો છે ?

રાજા કહે પ્રધાનજી ! આ પુત્રીના જન્મથી પુત્ર રત્ન કરતાં મને વધારે હર્ષ પ્રાપ્ત થયો છે, તેનું કારણ, સાક્ષાત ભગવાન ! નોધારાના અધાર! દીનબેલી દયાળુ દામો. દરે મને સ્વપ્નમાં દર્શન આપી કહ્યું કે, તારે ત્યાં પ્રભુ પરાયણ પુત્રી રત્ન પ્રાપ્ત થયું છે; અને થયું પણ તેમજ. ઉંઘમાંથી જાગૃત થઇ, વિચાર કરી, ઇશ્વર સ્મરણ કરતો હતો, ત્યાં એકદમ વધાઇ મળી, અને તેથીજ તમને અત્રે બોલાવ્યા છે.

પ્રધાનજી આશ્ચર્ય પામ્યા, અને કહ્યું ફરમાવો હુકમ દાસ બજાવા તૈયાર છે. રાજવંશી કહે જાઓ હાલને હાલ જોશીઓને બોલાવો, ઘેર ઘેર ધવળ મંગળ ગાવાને ઢંઢેરો ફેરવો, ગામ બધામાં સાકર વહેંચો, અને રાજમંડળ અને પ્રજા મંડળને પાન ગુંલાબ આપવા, દરબારી ચોકમાં મંડપ રચી તેમને આમંત્રણ કરી બોલાવો. મંડપ તૈયાર કરી સર્વે પ્રજા મંડળ અને રાજ મંડળને આમંત્રણ કરો, અને તેઓ હાજર થાય કે તરત મને ખબર આપો.

પ્રધાનજીએ કહ્યું મહારાજ ! રૈયત આપને ગાંડા ગણુશે; પુત્રીની પ્રાપ્તિમાં આટલી બધી ધામધુમ હોયજ

નહી. ને પુત્રીનો જન્મ, તેથી કાંઇ હર્ષ કે ખુશાલી કહે-વાયજ નહી. રાજવંશી કહે તે બાબત તમારે શું જરૂર છે? હું કહું છું તેનો એકદમ આદર કરી, મારા હુકમને અમલમાં લાવો; પ્રધાનજી કહે મહારાજ ! આવો ખોટો મત રહેવા દો.

રાજવંશી કહે રૈયત, ગાંડો ગણે તો ભલે ગણે, એકદમ સભામંડપ તૈયાર કરો; રાજવંશીનાં આવાં વચન સાંભળી પ્રધાન એકદમ તે રાજવંશીના વચનનો આ-દર કરી ઉઠયા, અને તેમનો હુકમ અમલમાં લાવવા દર-બારીક ચોક તરફ ગયા.

પ્રધાનજીએ તે રાજવંશીની આજ્ઞા મુજબ ઘેર ઘેર ધવળ મંગળ ગાવાનો ઢંઢેરો ફેરવ્યો, અને મ્હોટા મ્હો-ટા જોશીઓ તથા પંડીતોને સભામાં આવવા આમંત્રણ કર્યું. તેમજ પ્રજા મંડળ, તેમજ શેઠીઆ મંડળ તથા રા-જ્ય મંડળને પણ સભામાં આવવા આમંત્રણ મોકલ્યાં; પછી ગામ બધામાં સાકર વહેંચાવવી શરૂ કરી પોતે સ-ભામંડપ તૈયાર કરવામાં ગુંથાયા.

આવી રીતે અણચિંતી ધામધુમથી રૈયત વીચારમાં પડી, કારણ, રાણીજીને પુત્રી પ્રાપ્ત થયાના સમાચાર આ-ખા ગામમાં ફેલાઇ ગયા હતા. પુત્રી જન્મનો મ્હોત્સવ હોયજ નહી, પરંતુ રાજાજી આ મહોત્સવ કરે છે, તેથી કાંઈ ડાગળીચ્છટ તો નહી થયા હોય ! તેમ માંહોમાંહી વાતો કરવા માંડી;

**સોમદત્ત**—વીરદત્ત ! રાજા ગાંડા તો થયા નથી ? પુત્રો વખતે જન્મ મ્હોત્સવ થતો હશે ?

**વીરદત્ત**—ગાંડા, નહીતર બીજુ શું ? પુત્રીના જન્મ વખતે ધામધુમ થતી આજેજ જોઈ!

**પ્રેમદત્ત**—અરે ભાઈઓ કરે ! રાજાનો કોઇ રાજા છે !

**ભકિતદત્ત**—રાજાનો રાજા કેમ નથી? પરમેશ્વર સૌ રાજાઓનો રાજા, ને સૌ મહારાજાઓનો મહારાજા હજરા હજુર છે.

**વીરદત્ત**—પણ પરમેશ્વરને ગણે છે કોણ ?

**ચતુરદત્ત**—એવું તો બોલશો નહી, રાજાજી ઇશ્વરના પરમભકત છે. ઇશ્વરનું સ્મરણ ઘડી પણ ચુકતા નથી.

**સોમદત્ત**—તેતો ખરૂ, પણ પુત્રીનો જન્મ મ્હોત્સવ ક્યાંઇ સાંભળ્યો છે ?

**ચતુરદત્ત**—ભક્તજનને પુત્ર કે પુત્રીનો જુદો ભેદ હોતોજ નથી. તેઓ તો સમદ્રષ્ટિથીજ જોવા વાળા હોય છે.

**ભકિતદત્ત**—વખતે તેવાજ કારણને લીધે મ્હોત્સવ કરતા હોય તો કોને ખબર ?

**સોમદત્ત**—સાચુ કહોછો ભક્તિદત્ત, તમારૂ અનુમાન મારી ધ્યાનમાં બેસે છે.

**વીરદત્ત**—ગમે તે કારણ હો, જે કારણથી મ્હોત્સવ કર્યો હશે તે કારણ કાંઇ ઢાંક્યુ રહેવાનું નથી, વાતે વાત ચર્ચાતી ચર્ચાતી આપેથી બહાર આવશે.

**ચતુરદત્ત**—જ્યારે વાત બહાર આવે ત્યારે જોજો કે, મારૂ અનુમાન સત્ય છે કે નહી !

**પ્રેમદત્ત**—એતો કાંઇ સુરજ છાબડે ઢાંકયો રહેવાનો નથી, ચાલો સાકર લેવા, ખાલી કુથલી કરવામાં લાભ શું ? કુથલીમાં રોકાઇ સાકર ખોઇશું.



# પ્રકરણ ૩ જું.

## જન્મ મ્હોત્સવ.



પુત્રીનો જન્મ મ્હોત્સવ ઘણી રૂડી રીતે કર્યો. આખા નગ્રને ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યું, અને ઘેર ઘેર ધવળ મંગળ સંભળાવા માંડ્યાં. રાગ રંગ શરૂ થયા, અને પ્રજા મંડળ તથા રાજમંડળને પાન ગુલાબ આપવા દરબારના વિશાળ ચોકમાં સભા મંડપ તૈયાર કરવામાં આવ્યો.

દરબારી ચોકમાં મ્હોટી વીસ્તારવાળી જગામાં સભા મંડપ તૈયાર કરવા માંડ્યો, તેની શોભા અલૌકીક, અને જોનારને દીંગ પમાડે તેવો બનાવ્યો. પ્રથમ દરબારી ચોકમાં લીલી મુખમલનો જરીથી ભરેલો વિશાળ ચંદરવો બાંધી દીધો. નીચે મ્હોટો કીમતી ગાલીચો બીછાવી દીધો, જે અતી ઉત્તમ કારીગરીથી બનાવેલો હતો.

ગાલીચામાં કોઈ ઠેકાણે સુંદીર ફુલ વેલો, કોઇ ઠેકાણે સુંદીર બુટ્ટાઓ, કોઇ ઠેકાણે પશુ પક્ષીઓ આદિ રંગી બેરંગી પુરેલાં હતાં, તેથી તે ઘણોજ દેદિપ્યમાન દેખાતો હતો.

મંડપમાં વચ્ચોવચ્ચ રાજા માટે ઉંચું આસન ગોઠવેલું હતું; જે આસન એક પુતળીના માથા ઉપર ગોઠવ્યું હતું. તે આસન ઉપર સુવર્ણના કોચ ઉપર કારચોબી ભરત કામના ગાદી તકીઆ ગોઠવી દીધા હતા. આસનની ત્રણે બાજુ રૂપાનો કઠેરો ગોઠવી દીધો હતો, ને ચોથી

બાજુ પગથી ગોઠવી હતી; તેની કારીગીરી અતી ઉત્તમ બનાવેલી હતી.

આસનની ચારે બાજુ રાજાજીને માટે રસ્તો મુકી, રાજ્ય મંડળ તથા સેઠીઆ મંડળને માટે ઉત્તમ આસન ગોઠવી દીધાં હતાં; સભા ભરવા, માટે શેઠ શાહુકારો તથા પ્રજા વર્ગને આમત્રંણ કરવા અનુચરોને દોડાવ્યા. અને પ્રજા વર્ગ તથા રાજમંડળને સભામાં આવવા સુચવણી આપી.

આમંત્રણ મળતાં શેઠ શાહુકારો, રાજ મંડળ તથા પ્રજા વર્ગ સભા મંડપમાં આવ્યા અને પોત પોતાન યોગ્ય આસને બીરાજમાન થયા. બીરાજીત થયેલા સર્વે સભા મંડળને ગરમી ન લાગે, તેને માટે નોકર વર્ગને ઉમદા પોશાક સજાવી, હાથમાં પંખા આપી, પંખા નંખાવવા શરૂ કર્યા.

સભાની ત્રણ બાજુ પાયદળ લશ્કરી પોશાકમાં ગોઠવી દીધું; તેમની પાછળ ઘોડેસ્વારોની હારો, દરેકના હાથમાં નાગી તલવાર સહ ગોઠવી દીધી; રાજાજીને આવવાના માર્ગ ઉપર કીનખાબનાં થાન પાથરી દીધાં, અને તેની બેઉ બાજુએ લશ્કર પણ તેવાજ પોશાકવાળુ ગોઠવી દીધું.

સભા મંડપ, રાજ્ય મંડળ. તથા પ્રજા મંડળથી ચીકાર ભરાઇ ગયો; પ્રધાનજીએ સભા મંડપ તૈયાર કરી રાજાજીને સુચના આપવા એક શેવકને દોડાવ્યો. શેવકે આવી સભા મંડપ તૈયાર થયાના ખબર તે રાજવંશીને આપ્યા; સભા મંડપ તૈયાર થયાના સમાચાર સાંભળી, તે રાજવંશી અતીશય હર્ષિત બન્યો, અને સભામાં જવા તૈયાર થયો.

સુર્યાસ્ત પહેલા રાજા સભામાં આવ્યા. રાજાજી આવતા જોઇ, સભા મંડળ સર્વે ઉભુ થયું, અને રાજાને નમીને

સલામ કરી, બધાએ એક અવાજે " **મહારાજનો જય થાઓ** " એવો **જય નાદ** ઉચાર્યો. લસ્કરીઓ ક્રમવાર મોટેથી **જય સ્તુતી** ઉચરવા લાગ્યા. તે જયનાદ ગામમાં ચારે બાજુ ફેલાયો. આકાશ વ્યાપી મેઘ ગર્જન ગિરિ ગુહામાં વારંવાર પ્રતિધ્વનિત થઇ હોય, એવું ભાસવા લાગ્યું.

રાજા પોતે આસન ઉપર બીરાજીત થયા, કે સર્વે સભા પોત પોતાના આસન ઉપર બીરાજીત થઇ. સભા સર્વે બીરાજીત થઇ કે તર્ત પ્રધાનજીએ ઉઠી સભા મંડળ સમક્ષ પુત્રી જન્મની ખુશાલી ભાષણમાં દર્શાવી, અને રાજાજીને પુત્ર રત્ન પ્રાપ્ત થવા ઇશ્વરની સ્તુતી કરી.

પ્રધાનજીએ ખુશાલી દર્શાવી કે તર્ત પાન ગુલાબ વહેંચાવાં શરૂ થયાં. પ્રથમ સુવાશીત ગુલાબ જળથી ભરેલી અતિ ઉત્તમ કારીગિરિથી બનાવેલી ચાંદીની ગુલાબદાનીઓ લઇ શેવકો હાજર થયા, અને સર્વે સભા મંડળને તેમાંથી ગુલાબ જળ છાંટયું.

ગુલાબ જળ છંટાઇ રહ્યું, કે બીજા શેવકો ઉમદા કારિગિરીથી બનાવેલાં સુવર્ણનાં અત્તરદાન લઇ હાજર થયા. તે અંત્તરદાનમાં ગુલાબ, કેવડો, હીનો વિગેરે ઉમદામાં ઉમદાં અત્તરો સભાને વિલેપન કરવા માટે ભર્યાં હતાં, સર્વે સભામંડળને તે અંત્તરનું વિલેપન કર્યું.

અત્તર વિલેપન કર્યાથી આખી સભા અત્તરમય થઇ રહી. અત્તર વિલેપન બાદ ચાંદીના તાટમાં, સોનેરી વરખથી દીપાવેલાં, બરાસ કસ્તુરીથી મ્હેંકી રહેલાં પાનનાં બીડાં, તથા વાંકડી સોપારીનો બ્હેર, જે ફુલ માફક દીપી રહ્યા હતો, તે લઇ શેવકો હાજર થયા.

પાન બીડાં, તથા સોપારીનો મુખવાસ સર્વે સભામાં શેવકોએ વહેંચ્યો. જે મુખવાસથી સર્વે સભાજનોનાં મુખ સુવાશીત થઇ લાલચોળ બન્યાં. :સભામંડળે અત્યંત ખુશી થઇ રાજાને પુત્રીના જન્મથ હર્ષ કે શોક નહિ થવો જોઇએ તેને બદલ, નિસ્વાર્થ વૃતીથી ખુશાલી દર્શાવી તે બદલ રાજાને ધન્યવાદ આપ્યો.

આ પ્રમાણે ધન્યવાદના ઉચ્ચારો સભાના મુખમાંથી નીકળી રહ્યા છે, ત્યાં ગામના પ્રસિદ્ધ જોષીઓને તથા પંડીતોને આમંત્રણ કર્યું હતુ, તેમના આવવાના ખબર અનુચરે સભામાં આપ્યા.

જોશીઓ તથા પંડીતોને માટે યોગ્ય આસન તૈયાર કર્યા હતાં, ત્યાં તેઓ આવતાં તેમને બેસાડવા આજ્ઞા આપી, પ્રધાનજીને તેમના સામા જવા માટે આજ્ઞા કરી. રાજાજીની આજ્ઞા થતાં પ્રધાનજી જોશીઓ તથા પંડીતોને સામા લેવા માટે ગયા, અને તેમને તેડી લાવી તેમને માટે તૈયાર કરેલાં આસન બનાવ્યાં.

જોશીઓ તથા પંડીતોએ આવી સવિનય રાજાજીને દંડવત કર્યા. રાજાજીએ તેઓને નમન કર્યું, અને યોગ આદર સત્કાર આપી આસન ઉપર બીરાજમાન થવાનું કહ્યું બીરાજમાન થવાની આજ્ઞા મળતાં, સર્વે જોશીઓ અને પંડીતો પોત પોતાના યોગ્ય આસન ઉપર બીરાજમાન થયા. સર્વે બીરાજમાન થયા કે તરત રાજાજીએ તેમને કુંવરીના જન્મઅક્ષર તૈયાર કરવા સુચના આપી.

# પ્રકરણ ૪ થું.

## નક્કી એતો દેવાંગ્ના છે.

---




ન્મ અક્ષર તૈયાર કરવાનું સુચન થતાંજ પંડીતો તથા જોશીઓ હર્ષિત થયા, અને જન્મ અક્ષર તૈયાર કરવામાં ગુથાયા. પ્રથમ જન્મ ઘટીકા પુછીને ટીપણાં કહાડી પ્રશ્ન મુકવા માંડયા,પ્રશ્ન મુકી ગુણાકાર ભાગાકાર, સરવાળા વિગેરે હીસાબ મુકયા.

હીસાબ મુકવા છતાં એકે વાતનો ટાળો મળ્યો નહી, અને કુંવરીના જન્મ અક્ષરની એકે ઘેડ બેઠી નહી. ઘેડ શી રીતે બેસે ? ગર્ભમાંથી પ્રસુત પામી હોય ત્યારે બેસેને ? પણ તે કાંઇ ગર્ભમાંથી પ્રસુત પામી નહોતી.

ઘણી ઘણી રીતે પંડીતોએ તથા જોશીઓએ પ્રશ્નો મુક્યા, ઘણી ઘણી રીતે હીસાબમાં સરવાળા ગુણાકાર, ભાગાકાર વિગેરે મુક્યા, પણ તેમને કુંવરીના જન્મ અક્ષરનો પત્તો લાગ્યો નહી. પત્તો નહી લાગવાથી છેવટ થાક્યા અને માંહોમાંહી પૃછપરછ કરવા માંડી.

**લક્ષ્મીશંકર**—સાંકળેશ્વર ! આ જન્મ અક્ષરનો ટાળો કેમ મળતો નથી ?

**સાંકળેશ્વર**—મારૂ સાળુ કાંઇ સમજાયુ નહી ! ઘણી ઘણી જન્મોત્રીઓ તથા પ્રશ્નાત્રીઓ કરી પણ આતો અવધિ ! કેમ મણીશંકર ?

**મણીશંકર**—હા ભાઇ ! છે તો તેમજ; આ કામ બાંકું છે. આ કુંવરીએ ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યો હોય તેવો એક પણ દાખલો મળતો નથી.

**ગડબડ ભટ**—ગર્ભમાંથી પ્રસુત નહી પામી હોય, ત્યારે શું અદ્ધરથી પડી હશે? મને લાગે છે કે તમે બધા ભાંગ પીને આવ્યાં છો, કેમ વિકળસંકર?

**વિકળશંકર**—ભટજી આ તમારૂં બોલવું ભુલ ભરેલું છે; તમેજ કહોને કે ટાળો મેળવ્યો?

**ગડબડ ભટ**—શું ટાળો ના મળ્યો તેથી એવો તર્ક બાંધવો? વારૂ! પણ રાજાજીને તો પુછો?

**ઉમીયાશંકર**—રાજાજીને શું પુછાવો છો?

**મણીશંકર**—પૂછવાનું એટલુંજ કે કાંઇ નવા જુની બનાવ બન્યો હતો?

**ગડબડભટ**—ગમે તેવો બનાવ બન્યો હોય, પણ તે તમારા શું કામમાં આવવાનો હતો?

**વિદ્યારામ**—કામમાં કેમ ના આવે? વખતે ટાળો મળી જાય.

**લક્ષ્મીશંકર**—એમતે ટાળો મળતો હશે? બધા વિદ્વાનો બુડથલમાં ખપશો, માટે એવું પૂછવું રહેવા દો, અને ફરીથી પ્રયાસ કરો.

**ઉમીયાશંકર**—પ્રયાસ કરી કરીને થાકયા, હવે તો પૂછેગાછે પત્તો મળે તો, તે શીવાય બીજો રસ્તો નથી.

**રેવાશંકર**—ખરૂં કહોછો ઉમીયાશંકર. હવે તો શરમ મૂકી પુછો, તે શીવાય ટાળો બેસશે નહી.

**ઉમીયાશંકર**—મણીશંકર તમે પૂછો.

**મણીશંકર**—ઠીક. મનેજ બુડથલમાં ખપાવવો હશે?

**રાજા**—પંડીતો ! શું ગડમથલ કરોછો ? જન્મ અક્ષર તૈયાર કર્યા.

**શીવશંકર**—જયમલ મહારાજ ! ઘણી ઘણી મહેનત કરી, ઘણા ઘણા હીસાબ મૂક્યા, છતાં એકે ટાળો બેસતો નથી.

**રાજા**—કારણ ?

**ઉમીયાશંકર**—મહારાજ ! આ કુંવરીએ કાંઇ ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યો હોય, તેવો એક પણ દાખલો બેસતો નથી.

**રાજા**—આતો ઘણીજ અચંબાની વાત ! તમો પંડીતો થઇ આ શું બોલો છો કે ટાળો બેસતો નથી. ?

**હરીશંકર**—ખરૂ છે મહારાજા ! તમારૂ કહેવું સત્ય છે, પરંતુ અમારા ટાળા પ્રમાણે તે કુંવરીએ ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યોજ નથી.

**રાજા**—જયારે ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યો નથી, તો શું અદ્ધરથી આવી છે ? આવું બોલતાં શરમાતા નથી ?

**સાંકળેશ્વર**—મહારાજ ! શાસ્ત્રો કાંઇ ખોટાં નથી. શાસ્ત્ર આધારે દરેક જન્મ અક્ષરના ટાળા બેસેજ બેસે; પણ આ જન્મ અક્ષરનો ટાળો ના બેસે તે હમારે શું સમજવું ?

**પ્રેમશંકર**—મહારાજ ! તમોને કાંઇ નવો જુનો દેખાવ દ્રષ્ટીએ પડયો હતો ? કે કાંઈ સ્વપ્નું બપનું આવ્યું હતું ?

**રાજા**—હા ! મને સાક્ષાત ભગવાને સ્વપ્નામાં દર્શન આપી કહ્યું હતું કે, તારે ત્યાં પ્રભુપારાયણ પુત્રી પ્રગ-

ટ થઇ છે. ને થયું પણ તેમજ. ઉંઘમાંથી જાગૃત થઇ ઇશ્વર સ્મરણ કરતો હતો, ત્યાં દાશીએ આવી વધાઇ આપી, અને તેથીજ આ મ્હોત્સવ કર્યો છે. નહીતર હું કાંઇ ગાંડો નથી કે આવો મ્હોત્સવ કુંવરીના જન્મ વખતે કરૂં, પરંતુ કુંવરીએ ગર્ભવાસમાંથીજ દેહ ધારણ કર્યો છે તેની તો મને ખાત્રી છે. કારણ, જો તેમ ન હોત તો જે દાશીવર્ગ પ્રસુત વખતે રાણી પાસે રાખ્યો હતો, તેમાંની એક દાશીએ આવી પુત્રી પ્રસવ્યાની વધાઇ આપી, પરંતુ જો કદાપી કાંઈ નવાજુની બનાવ બન્યો હોત, તો તે દાશી વિદિત કર્યા શીવાય રહેજ નહી.

**સોમદત્ત**—ખરૂ છે મહારાજ! પણ તે દાશીને બોલાવીને પૂછો તો ખરા. તેને પુછવાથી અમારા મનનું તો સમાધાન કરીએ.

**રાજા**—હાલ બોલાવું છું, તેને પૂછી તમારી ખાત્રી કરો એટલે સાચું શું છે, તે સમજાશે.

ઉપર પ્રમાણે પંડીતોને કહી તરત એક અનુચરને રાણીજી પાસે પ્રસુત વખતે જે દાશીઓ હાજર હતી, તે પૈકીની એક દાશીને બોલાવી લાવવા મોકલ્યો. અનુચરને આજ્ઞા મળતાંજ તરત તે મ્હેલ તરફ દાશીને બોલાવા ગયો. મ્હેલમાં જઇ પ્રસુત વખતે જે દાશીઓ હાજર હતી તેમાંની વડી દાશીને તેડી સભા મંડપમાં દાખલ થયો.

દાશીએ આવી રાજાજીનાં ઓવારણાં લીધાં. રાજાએ પુછ્યું પ્રસુત વખતે તું હાજર હતી? દાશી કહે હા મહારાજ. તે પુછવાનું પ્રયોજન શું છે તે કૃપા કરી જણાવશો? રાજા કહે વારૂ તે વાત પછી, પણ પુત્રીના પ્રસવ વખતે કાંઈ નવો ચમત્કાર બન્યો હતો? દાશી કહે

મહારાજ ! તમારૂં બોલવું બરાબર સમજી શકતી નથી. આમ ઉપરા ઉપરી સવાલો પુછોછો, તેનું કારણ શું છે, તે કૃપા કરી જણાવશો ?

રાજા કહે જોશીઓ કહેછે કે પુત્રીએ ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યો જ નથી; એવું સાંભળી તને ખાત્રી કરવા સારૂ સભામાં બોલાવવી પડી છે, માટે પ્રસુત વખત તો જે કાંઇ બનાવ બન્યો હોય તે કહી દે. જે સત્ય હોય તે વિદિત કરજે. અસત્ય ભાપણુ બોલતી નહી.

દાશી કહે મહારાજ! આપ સત્ય બોલવાનું કહો છો તો સત્યજ કહું છું, કે પુત્રીનો પ્રસવ થયો તે હમો સમજી શક્યાંજ નહી. રાજા કહે કારણ? દાશી કહે મહારાજ! પુત્રી પ્રગટ થઈ તેજ વખતે સુર્ય સમાન તેજનો બંબાકાર એકદમ દેખાયો, ને તરતજ સમી ગયો એટલે અમો તે તેજમાં અંજાઇ ગયાં તેથી આંખો મીચી દીધી, અને તેજ સમી જતાં ઉઘાડી, તેજ વખતે કુંવરી પ્રસુત પામેલી જણાઇ, એટલે અમો કાંઈ સમજી શક્યાંજ નહી.

રાજા કહે વારૂ પછી ? દાશી કહે મહારાજ ! જે ચીન્હ બાળકના પ્રસુત થયા બાદ બાળકના શરીર ઉપર હોય છે, તે ચીન્હ કુંવરીબા ઉપર નહોતાં, અને કુંવરીના પ્રસવથી અમારાં બાઇને પણ કાંઇ દુઃખ થયું હોય તેવું જણાયું નહી. તે શીવાય વધારે જાણુતી નથી. એવા બનાવથી અમો વિષ્મય પામ્યાં છીએ.

રાજા આ વાત સાંભળી વિષ્મય પામ્યા, અને પંડીતોને કહ્યું જોશી મહારાજ ! આનું કારણ શું, તે કૃપા કરી જણાવો. પંડીતો કહે મહારાજ ! હવે ટાળો મળ્યો. અમારી હવે ખાત્રી થઈ.

રાજા કહે શું ખાત્રી ? પંડીતો કહે મહારાજ ! કુંવરીએ ગર્ભવાસમાંથી દેહ ધારણ [illegible] નથી, પણ [illegible] કોઇ દેવાંગના તમારા કુળનો ઉદ્ધાર કરવા તમારે ત્યાં [illegible] [illegible] ભગવાન તમારી ભક્તિથી તમારા ઉપર પ્રસન્ન થયા અને તેથીજ તમારે ત્યાં તમારાં કુળનો ઉદ્ધાર કરવા દેવાંગના પ્રગટ કરી છે.

રાજા આથી ઘણાજ ખુશી થયા. અને પંડીતોને પુછ્યું, કુંવરીનું નામ શું પાડયું તે કૃપા કરી જણાવો. પંડીતોએ કહ્યું જન્મ અક્ષર શિવાય નામ શું પાડવું તે કહેવાયજ કેમ. પરંતુ દાશીના જણાવ્યા મુજબ કુંવરીના પ્રસુત વખતે સુર્ય સમાન તેજનો ભંભકાર થયો, અને સમાઇ ગયો, મહી કહેતાં સુર્ય, અને ઇરાં કહેતાં તેજ, એટલે કુંવરીનું નામ મીરાં પાડો.

રાજા કહે આ કુંવરી કેવી નીવડશે, તે તેના જન્મ અક્ષર શીવાય શી રીતે સમજ પડે? પંડીતો કહે રાજાજી ! તમારૂ અહો ભાગ્ય સમજો કે પ્રભુજીએ પ્રસન્ન થઇ તમારે ત્યાં દેવાંગના પ્રગટાવી. અને તમને તેજ મહા પ્રભુજીએ સ્વપ્નમાં કહ્યું કે, પ્રભુપારાયણ પુત્રી પ્રગટ થઇ છે, તેથી તે ભગવાનની સાચી ભક્ત થશે, વળી તમારી ઇકોતેર પેઢીનો ઉદ્ધાર કરશે, અને તમારા નામને દીપાવશે.

રાજા આથી ખુશ થયા અને જોશીઓ તથા પંડીતોને સારો શીરપાવ આપી સંતોષ્યા. જોશીઓ તથા પંડીતો ઘણા ખુશી થયા અને રાજાજીને આશીષ આપી. જોશીઓ તથા પંડીતોની આશીષથી રાજા વધારે હર્ષિત બન્યો.

આ ખુશાલીમાં રાજ મંડળ તથા પ્રજા મંડળમાં પણ સર્વેને યોગ્ય શીરપાવ વહેંચ્યા, અને નોકર વર્ગને પણ ઈનામો આપી સંતોષ્યા.

શીરપાવ વહેંચાયા બાદ સભા વિસર્જન કરવા આજ્ઞા કરી. આજ્ઞા મળતાંજ પ્રજા મંડળ તથા પંડીતો અને જોશીઓ રાજાજીનો જય બોલાવી ઘેર જવાની આજ્ઞા માગી. રાજાજીએ હર્ષિત વદને સર્વેને ઘેર જવાની આજ્ઞા આપી.

આજ્ઞા મળતાં પ્રથમ પ્રજા મંડળ તથા જોશીઓ અને પંડીતો વિદાય થયા. તેમના ગયા બાદ રાજમંડળ પછી નોકર વર્ગ, એ પ્રમાણે ક્રમવાર રાજાજીને સવિનય સલામ કરી વેરાવા લાગ્યા.

સર્વેના ગયા પછી રાજાજી પણ મ્હેલમાં જવા તૈયાર થયા. રાજાજી આસન ઉપરથી ઉઠયા, ત્યાં નેકીદારે નેકી પોકારી; નેકીનો પોકાર થતાં રાજા રણવાસ તરફ ગયા.

વ્હાલા વાંચકવૃંદ ! આ રાજાજીને તમે ઓળખ્યા તો હશે. જો ના ઓળખ્યા હોય તો ઓળખો કે એ મેડતાનો રાજા જયમલ પોતે હતો.



# પ્રકરણ ૫ મું.



દેવાંગના એવું નામ જોશીઓના મુખથી શ્રવણ થયેલું તેથી રાજાને કુંવરી ભાવ મટી માતૃ ભાવ ઉત્પન્ન થયો. અને તેને પુજ્ય દ્રષ્ટિથી જોવી, એવાજ નિશ્ચયથી તેને વંદન કરવાનો ભાવ થયો. અને તેથીજ તે દેવાંગનાનાં દર્શન કરવા રણવાસ તરફ ગયા.

મનુષ્ય ધારેછે કાંઈ, અને ઈશ્વર કરેછે કાંઇ. ઇશ્વરની ધારણા આગળ માણસની ધારણા નકામી છે. કારણ, રાજા પ્રગટ થયેલ પુત્રીને માતૃ ભાવથી વંદન કરવા માટેજ રણવાસ તરફ ગયા, ત્યાં ભગવાને વિચાર્યું કે જો રાજા તે પ્રગટ થયેલ પુત્રીને માતૃ ભાવથી જોશે, તો જે અર્થ તેને પ્રગટ કરીછે તે અર્થ સરશે નહી. કારણ, તેને પ્રગટ કરવાનો હેતુ પામર પ્રાણીઓમાં ભક્તિ ભાવ પ્રવર્તાવી તેમનો ઉદ્ધાર કરવાનો હતો. અને તેથીજ આ દેવાંગનાને મૃત્યુ લોકમાં દેહ ધારણ કરાવ્યો હતો.

પ્રગટ પરચા શિવાય કોઇના મન ઉપર ભક્તિની છાપ બેસે નહી, તેતો ખુલ્લુંજ છે; કારણ, તેવા સાક્ષાત પરચા જોવા છતાં પણ પામર મનુષ્યો પાપમાં પ્રવર્ત થઇ ઇશ્વરનો જરીક ડર કે અરે લાવતા નથી, તો એવા સાક્ષાત પરચા ઇશ્વરના ન હોયકે નજરે ના દેખાયતો પછી ઇશ્વરને તો ગણેજ કોણ,અને તેમને કોઇ માનેજ નહી. તેથી આરે આવેલા વહાણ રૂપી મનુષ્ય જન્મ ગુમાવી છેવટે લક્ષ ચોર્યાશીમાં ભટકાય. તે કારણને લીધેજ ઇશ્વરે પામર પ્રાણીઓ ઉપર દયા કરી તેમને ભક્તિ

માર્ગે દોરી ચોરી, જારી, જારી વિગેરે પાપ કર્મોથી ઉગારી તેમનો ઉદ્ધાર કરવાનો હેતુ ધારણ કરીનેજ આ દેવાંગનાને મૃત્યુ લોકમાં અવતાર ધારણ કરાવ્યો હતા.

[illegible] દેવાંગનાને મૃત્યુ લોકમાં અવતાર ધારણ [illegible] રીતે [illegible], અને તેમનો ઉદ્ધાર કેવી રીતે થાય, તે સવાલ તમારા મનથી ઉત્પન્ન થાય તો જુવો, દેવાંગનાની ભક્તિથી પ્રભુ તે દેવાંગનાના વશ થઈ પ્રગટ પરચા આપે, જે પરચા જોવાથી પામર જીવોની ખાત્રી થાય, કે ભગવાન ભક્તિનેજ વશછે; અને ભક્તને માટે પ્રાણ પાથરેછે. એવી ખાત્રી થતાંજ પાપ કર્મથી નિવૃત થઇ ભક્તિ માર્ગે દોરાય, અને તેથીજ તેમનો ઉદ્ધાર થાય.

રાજાનો તે દેવાંગનાં પ્રત્યેનો ઉત્પન્ન થયેલો માતૃ ભાવ દુર કરવાના હેતુથી, પ્રભુએ તે રાજામાં મહામાયા મુકી દીધી. કારણ, જો તે માતૃ ભાવથી વર્તે તો તેનાં લગ્ન આદિ કાર્ય કરેજ નહી. અને તેમ કરે નહીં તો સાક્ષાત પરચા આપી પામર જીવોને ભક્તિ માર્ગે દોરવાનું કાર્ય બનેજ નહી. તેથી પ્રભુજીએ તે રાજામાં મહામાયા મુકી દીધી.

માયાનો પાસ ઘણોજ બુરો છે. મ્હોટા મ્હોટા ૠષિ મુનીઓને તે માયાએ ખરાબ કર્યાછે, મ્હોટા દેવો પણ તે માયાના પાસમાં સપડાતાં ખુવાર બન્યાછે.

મહાત્મા મછંદરનાથ ત્રીયારાજથી સપડાયા હતા. ઇંદ્ર, ચંદ્ર આદી દેવો પણ તેમાંજ સપડાયા હતા. શંકર સરખા પણ પારવતીએ ભીલારાણીનું રૂપ લીધું હતું તેમાં મોહિત બન્યા હતા, તે સર્વ ભગવાનની માયાનોજ પ્રતાપ.

મહામાયામાં સપડાતાંજ રાજાનો માતૃ ભાવ દુર થયો, અને પુત્રી ભાવ ઉત્પન્ન થયો; ધન્યછે પ્રભુ તારી લીલાને ! ઘડી પહેલાં માયાથી વિરક્ત રાજા શું ભાવમાં હતો, ને ઘડીકમાં શું ભાવમાં ફેરવાયો ! પ્રભુની માયાની બલીહારી છે. મ્હોટા મ્હોટા રૂષિ મુનીઓ પણ તે માયાનો પાર પામ્યા નથી.

રણવાસ પાસે આવતાંજ તેના વિચાર માયામાં સપડાયેલા હોવાથી બદલાયા, અને વિચાર કર્યો કે, આ હું શું મૂર્ખાઇ કરૂછું ! સાક્ષાત પ્રભુનાજ અવતાર રામચંદ્રજી ઉપર દશરથ રાજા પુત્ર ભાવજ રાખતા હતા, અને તેજ પ્રમાણે વરતતા હતા, જો કે આ છે તો દેવાંગનાજ, પણ મારે ત્યાંતો પુત્રી રૂપે પ્રગટ થઇ છે, તેથી પુત્રી ભાવથી લાડ લડાવી મારા કોડ પુરા કરૂ.

ઉપર પ્રમાણે વિચાર આપતાંજ તેણે મ્હેલમાં આવી પુત્રીનું મુખ જોવા માટે તેને લાવવાનું દાશીને સુચવ્યું. સુચન થતાંજ દાશી કુવરીને લઇ રાજા પાસે આવી.

કુંવરીનો પ્રફુલીત ચ્હેરો જોઇ રાજા અતિ હર્ષિત થયો, અને કુવરીને રાણી પાસે લઇ જવાનું દાશીને કહી તેને વિદાય કરી. કુંવરીનો ચ્હેરો જોઇ રાજાએ વિચાર કર્યો, કે આ કુંવરી રત્ન ઇશ્વરેજ મને બક્ષ્યું અને મારો અવતાર સફળ કર્યો. તેથી ઇશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

## ઇશ્વર સ્તુતિ

( ટળ્યા નહિરે ટળે ) એ રાહ.

કરી રહેમ હુ પરે, સત્ય દીનના દયાળ—કોધી.
ભક્ત વત્સલ ખરે—દીનો નાથ એ કૃપાળ—કોધી.

સ્તુતી સુણી પ્રલ્હાદની, વશીયા સ્થંભે ખરે;
હીરણ્યકસ્યપુ મારવા, પ્રભુ નૃશીંગ રૂપ ધરે—મારા વ્હાલા.
અહલ્યા સતીને તારવા, પ્રભુ સલ્યાને મળે;
સ્પર્શ કીધો સલ્યાને, સલ્યા અહલ્યા રૂપ ધરે—મારા વ્હાલા
પ્રભુ પારાયણ પુત્રી દીધી, કર્યો ન્યાલ તો ખરે;
અહો ભાગ્ય ગણું માહરાં, પ્રભુ દર્શિણ ફળે—મારા વ્હાલા

---

ઇશ્વર સ્મરણ કરી રાજા મ્હેલમાં ગયા, અને જમી પરવારી નીંદ્રાવશ થયા. સવાર થતાં ભાટ ચારણ આદિ ઘણાક ભીક્ષુકો મ્હેલ આગળ આવી ખડા થયા. જો કે પુત્રી પ્રસવ થઈ તેથી ભાટ ચારણનો લાગો હોયજ નહી, પરંતુ રાજાએ પુત્રી જન્મનો ખુશાલીનો મ્હોત્સવ કર્યો, અને રાજમંડળ વિગેરેમાં સારાં ઈનામ વહેચ્યાં, તેથી ઇનામની આશા ધરાવી મ્હેલ આગળ રાજાજીના આવવાની રાહ જોતા બેઠા.

સવારના ચાર વાગતા રાજાજી નીંદ્રાથી મુક્ત થતાં બીછાનામાંથી ઉઠી, દંતધાવન આદિ કાર્યથી પરવારી સ્નાન કરી શેવામાં બીરાજ્યા. ઠાકોરજીને સ્નાન કરાવી, ચંદન પુષ્પ વિલેપન કરી, હાથમાં માળા લઇ એક ચિત્તથી ઇશ્વર સ્મરણ કરવામાં લીન બન્યા. તે એવા તો લીન બન્યા કે રોજ કરતાં દોઢ કલાક વધારે નીકળી ગયો. નીત્ય નીયમ કરતાં બમણી માળાઓ ગણાણી. છતાં તેનું તેમને ભાન રહ્યું નહી.

દુધ પીવાનો સમય વિતી ગયો પણ રાજાજી હજુ શેવામાંથી પરવાર્યા નથી; એવી ખબર પ્રધાનજી આવતા તેમને નોકરદ્વારા મળી. જેથી પ્રધાનજીએ વિચાર્યુ કે વખતે આજ મોડા જાગૃત થયા હશે તેથી વાર લાગી હશે; પણ

ના! તેઓ કદાપી કાળે મોડાતો ઉઠેજ નહી, ને આજ વાર વધારે થઈ તેનું કારણ શું, તેનો તપાસ કરવા શેવા મંદીર તરફ ગયા.

શેવા મંદીરમાં જઇ જોતાં, રાજા હાથમાં માળા લઇ ઇશ્વર સ્મરણમાં એવા તો લીન બનેલા જોયા, કે તે જોઇ. પ્રધાન આશ્ચર્ય પામ્યા. પ્રધાને વિચાર્યું કે એવા તો એક તાર બન્યા છે કે તેમને સુચન આપ્યા શીવાય તેવો ધ્યાન મુક્ત થશે નહી. રાજાજીને ધ્યાન મુક્ત થઇ દુધ પીવા વીનંતી કરી.

પ્રધાનજીની વિનંતી સાંભળી રાજાને સમય વીતી જવાનું ભાન થયું. ભાન થતાં શેવાકર્મ આટોપી દુધ લાવવા આજ્ઞા આપી. આજ્ઞા થતાં શેવક કેશર આદી મશાલાવાળુ ગરમ દુધ લઈ હાજર થયો, અને દુધનો પ્યાલો રાજાજીને આપ્યો. દુધ પી રાજાજી મ્હેલના ઝરૂખા તરફ ગયા.

આજ ઘણો વખત થયો પણ રાજાજી હજુ સુધી ઝરૂખે આવ્યા નહી, તેથી જાચકવૃંદ અકળાયું, અને માંહોમાંહી વાતો કરવા માંડી કે, આજ કોક અભાગીઆનું મ્હોં જોયેલું તેથી વખત વિતી ગયો છતાં, રાજાજીનાં દર્શન થયાં નહી.

આ પ્રમાણે માંહોમાંહી વાત કરે છે, ત્યાં રાજાજી મ્હેલના ઝરૂખામાં આવી બીરાજમાન થયા. રાજાજીનાં દર્શન થતાં સર્વે જાચકવૃંદે રાજાજીને નમી નમીને સલામો કરી જય સ્તુતી ઉચ્ચારવા માંડી.

જાચકવૃંદની જય સ્તુતી સાંભળી રાજાએ તેમને યોગ્ય શીરપાવ આપવા પ્રધાનજીને આજ્ઞા કરી. આજ્ઞા મ

ળતાં પ્રધાનજીએ તેમને યોગ શીરપાવ વહેંચ્યો. કુંવરીના જન્મ વખતે પોતાનો હક્ક નહીં છતાં રાજાજીએ શીરપાવ આપ્યો, તેથી સર્વે રાજાજીનો જય બોલવા લાગ્યા, અને વખાણ કરતાં કરતાં બજારને રસ્તે થઈ ઘેર ગયા.

આ પ્રમાણે જાચકવૃંદને ખુશીમાં જતુ જોઈ બજારમાં મહાજન મંડળે પૂછ્યું, કે અલ્યા આટલા બધા શાથી ખુશી થયા! જાચકવૃંદે કહ્યું રાણીજીએ કુંવરીબાને જન્મ આપ્યો, તેની ખુશાલીમાં રાજાજીએ શીરપાવ આપ્યો તેથી. આ પ્રમાણે કહી જાચકવૃંદ વિદાય થયું.

જાચક લોકોના ગયા બાદ મહાજન મંડળ આશ્ચર્ય પામ્યું કે રાજાજીએ ઘણો સારો મ્હોત્સવ કર્યો; કાલે રાજમંડળમાં ઇનામ વહેંચ્યાં અને આજે જાચકવૃંદને શીરપાવ આપ્યો. ત્યાં ભક્તિદત્તે કહ્યું કેમ મારી વાત ખરી પડીને? તમો સર્વે તો રાજાજીને ગાંડા ગણતા હતા, પણ ગાંડા તે તમે, કે રાજાજી?

**સોમદત્ત**—ખરૂં કહોછો ભક્તિદત્ત, રાજા ભગવાનનો ભક્તતો સાચો.

**વીરદત્ત**—અલ્યા બીજું જાણ્યું?

**પ્રેમદત્ત**—શું?

**વીરદત્ત**—રાણીએ પુત્રીને જન્મ આપ્યો, તે પુત્રી ગર્ભવાસમાં પ્રસુત પામીજ નથી!

**શાંન્તીદત્ત**—ગર્ભવાસમાં પ્રસુત પામીજ નથી. ત્યારે શું અદ્ધરથી પડી હશે?

**વીરદત્ત**—હા! હા! અદ્ધરથીજ. જોશીઓ અને પંડીતોપણ જન્મ અક્ષર કરી શકયા નહી.

**પ્રેમદત્ત**—શું આ સાચી વાત છે ?

**ભક્તિદત્ત**—હા ! હા ! સાચી વાત. કાલે હું સભા મંડ-
પમાં ગયો હતો.

**પ્રેમદત્ત**—ત્યાં શું શું બન્યું તે તો જણાવો ?

**ભક્તિદત્ત**—બન્યું એ, કે જોશીઓએ કહ્યું કે કુંવરીએ ગર્ભવાસમાંથી જન્મ ધારણ કર્યોજ નથી, તેથી ખાત્રી કરવા રાજાએ પ્રસુત વખતે હાજર હતી તેમાંની એક દાશીને બોલાવી ખાત્રી કરી. ખાત્રી થતાં તેનું કારણ જોશીઓને પુછ્યું. જોશીઓએ કહ્યું, કે તમારા કુળનો ઉદ્ધાર કરવા ઇશ્વરે તમારે ત્યાં સાક્ષાત દેવાંગનાને અવતાર આપ્યો છે.

**વીરદત્ત**—પછી રાજાએ શું કહ્યું ?

**ભક્તિદત્ત**—રાજાએ કહ્યું કે, મને ભગવાને સ્વપ્ન આપ્યું હતું, કે તારે ત્યાં પ્રભુપારાયણ પુત્રી પ્રગટ થઇ છે, તેથી જાગૃત થઈ ઇશ્વર સ્મરણ કરતો હતો, ત્યાં કુવરીની વધાઇ મળી, અને તેથીજ આવો મ્હોત્સવ કર્યો છે.

**સોમદત્ત**—વારૂ ! જન્મ અક્ષર જોશીઓએ તૈયાર કર્યા ?

**ભક્તિદત્ત**—ગર્ભવાસમાંથી દેહ ધારણ કર્યો હોય તેનાજ જન્મ અક્ષર થાય, બીજાના કદાપી કાળે ના થાય.

**વિરદત્ત**—તેનું કારણ ?

**ભક્તિદત્ત**—તે સઘળુ શાસ્ત્રોનું પ્રમાણ છે. શાસ્ત્રો કાંઇ જુઠાં નથી.

**વિરદત્ત**—વારૂ ! કુંવરીનું નામ શું પાડયું ? જન્મ અક્ષર બની શકયા નહી, તો શા ઉપરથી નામ પાડયું ?

ભકિતદત્ત—દાશીએ કહ્યું, કે કુંવરીના જન્મ વખતે એ-
કદમ તેજનો ભંભાકાર દેખાયો, અને એકદમ
સમી ગયો, તે અરસામાં કુંવરીનો જન્મ થયો.
તે ઉપરથી પંડીતો તથા જોશીઓએ તે કુંવરી-
નું નામ મીરાં પાડ્યું.

ચતુરદત્ત—જો પ્રભુપારાયણ દેવાંગના પ્રગટ થઇ હશે,
તો જન સમુહનું કલ્યાણ કર્તા થશે.

ભકિતદત્ત—હા ! હા ! તેવીજ નીવડશે. અને તે વખતે
તમારી ખાત્રી થશે.

ચતુરદત્ત—તે સઘળું વખત આવ્યે જણાશે.

એ પ્રમાણે વાતો કરતા જમવાનો વખત થવાથી
સૌ વેરાઇ ગયા.



# પ્રકરણ ૬ ઠું.

## પ્રભુપારાયણતા.



રાંબાઈના જન્મ પછી રાજાને સઘળુ મંગળ-મય ભાસવા માંડયું. એમ આનંદમાં ને આનંદમાં દિવશો વ્યતીત થવા લાગ્યા. જેમ સુર્ય પોતાની કળા ધીમે ધીમે પ્રકાશે છે, તેમ દીવશે દીવશે મીરાંબાઈ મ્હોટાં થયાં. બાર મહીનાની ઉમ્મર થતાં બોલતાં તથા ચાલતાં શીખ્યાં. મ્હેલ આખામાં ફરવા માંડયું. ફરતાં ધરતાં પણ કાલી ભાષામાં ભગવાન શીવાય બીજા ઉચ્ચારો ભાગ્યેજ સાંભળવામાં આવતા હતા. ગીલધલલાલ.નતવલલાલ, થામલાલ, વિથલનાથ, કલથન ભગવાન આદિ ભગવાનના નામનો ઘડીએ, ઘડીએ અને પળે પળે ઉચ્ચાર કરતાં હતાં. જે ઉચ્ચાર સાંભળી રાજા જયમલ ઘણો હર્ષે પ્રફુલીત થતો હતો, અને મીરાંને લાડથી રમાડતો હતો.

રાજા પોતે રાજશેવા રાખતા હતા, ને તેનું નીયમીત પુજન, અર્ચન, થાળ, ભોગ આદિ શેવન સાચા દિલથી કરતા હતા. પ્રથમ સવારમાં વહેલા ચાર વાગતાં નિદ્રામુક્ત થઈ સૌચ આદી કર્મથી પરવારી દંતધાવન કરતા હતા. દંતધાવન કરી તુર્ત સ્નાન કરતા હતા. સ્નાન કરી શેવામાં બીરાજમાન થતા.

પ્રથમ ઠાકોરજીને સ્નાન કરાવી વસ્ત્ર આદિથી શણગારી આસન ઉપર બીરાજમાન કરતા હતા; બીરાજમાન કરી ચંદન વિલેપન કરી ઉત્તમ પુષ્પો, જેવાં કે જાઇ, જુઇ, ચંપો ચંબેલી, કેતકી, મોગરો, ગુલાબ, ગુલબાશ,

ડમરો, તુળશીપત્ર વીગેરે ધરાવી ધુપ, દીપ કરી આર્તી ઉતારતા હતાં; આર્તી ઉતારી પોતે હાથમાં તુળશીની માળા લઈ એક ચિતે પ્રભુ સ્મરણ બે કલાક સુધી કરતા હતા.

સ્મરણ કર્યા બાદ ચાંદીના પાત્રોમાં મંગળાભોગ ધરાવી, શેવામાંથી પરવારી રાજ્ય કાજમાં ગુંથાતા હતા. એવી નિયમિત વર્તી ભગવાનની શેવા અને સ્મરણ સત્ય નીષ્ટાથી પ્રેમપુર્વક કરતા હતા.

મીરાંબાઇની રમત પણ ભગવાન સાથેજ હતી. શેવા મંદીરમાં જઇ લાલજીની મુર્તીને લઇ સપ્રેમ છાતી સાથે દાબતાં હતાં, અને તે મુર્તી સાથે ખેલ કરતાં હતાં. મીરાંબાઈની વીરમત અને પ્રભુ મૂર્તી ઉપર પ્રેમ જોઇ જયમલ અતીશય હર્ષવંત થતો હતો.

એવી રમત ગમતની લીલામાં ને લીલામાં પાંચ વર્ષ વિતી ગયાં, તે અરસામાં મીરાંબાઇ સમજણાં થયાં. સમજણમાં આવ્યા બાદ મીરાંબાઇએ નિયમ બાંધ્યો કે પોતાના પીતાજીની નિંદ્રામુક્ત થવાનો વખત થાય, કે તર્ત પોતે નિંદ્રામુક્ત થઇ પીતાજીની સાથે સૌચ આદી કર્મોથી પરવારી સ્નાન કરી. શેવા મંદીરમાં બેસતાં હતાં.

મંદીરમાં બેશી પ્રથમ લાલજી મહારાજને પ્રેમપુર્વક સ્નાન કરાવી, વસ્ત્ર આભુપણથી શણગારી, ચંદન વિલેપન કરી પૂષ્પ ધરાવતાં હતાં. અને પૂષ્પ ધરાવી હાથમાં માળા લઇ સાચા દિલથી પ્રભુનું સ્મરણ કરતાં હતાં.

આટલી નહાની વયમાં પણ પ્રભુ સ્મરણમાં અને શેવામાં તેમને સવાપહોર દીવસ થતો હતો. દ્રઢ ભક્તિ જોઈ જયમલ્લ રાજા અતિશય હર્ષવંત થયો હતો. અને

મીરાંબાઈ ઉપર પૂત્ર કરતાં પણ અધિક પ્રેમ રાખતો હતો. મીરાંબાઇને દેવી સમજી ખાનપાન આદિમાં પણ કમીના રાખતા નહી. આવી રીતે મીરાંને પ્રભુપારાયણ સમજી તે મીરાંબાઇની સાચા દીલથી શેવા કરતો હતો.

મીરાંબાઇને જોડે લીધા શીવાય પોતાને ખાવું રૂચ તું નહોતું. તેથી જમવાની વખતે મીરાંને સાથે બેસાડી પ્રથમ તેને જમાડી જમતા હતા. અને મીરાંબાઈનું વચન પડતાં પહેલું ઉપાડી લેતા હતા.

જયમલ્લ રાજા પોતાને આવી પ્રભુપારાયણ પુત્રી પ્રાપ્ત થઈ, તેથી તે પોતાને અહોભાગ્ય સમજતા હતા. અને પોતાને આવી પુત્રી આપી તેથી ઇશ્વરનો તનમનથી આભાર માની અહોનીશ પ્રભુનું સ્મરણ કરતા હતા.

એમ દીવશ ઉપર દીવશ અને માસ ઉપર માસ વ્યતીત થવા લાગ્યા. એમ દિવસો વ્યતીત થતાં મીરાંબાઇની ઉમ્મર તેર વરસની થઇ. મીરાંબાઇ તેર વરસના થયાં ત્યારે જયમલ રાજાની રાણી મીરાંની માએ રાજાને કહ્યું 'પ્રાણનાથ! મીરાંબાઇ તેર વરસનાં થયાં, માટે તેના વીવ્હાની તપાસ કરોતો સારૂ, કારણ, તેનો કન્યાકાળ થયો છે. રાજાએ કહ્યું, પ્રથમ મીરાંબાઇને પૂછો કે તેની શી મરજી છે. રાણી કહે આવી વાત તે તેને પૂછાતી હશે? રાજા કહે હા. તેની મરજી વિરૂદ્ધ હું કાંઇ કાર્ય કરનારો નથી. રાણી કહે પ્રાણનાથ! આવાં ગાંડાં વચનો મુખે શોભતાં નથી. શું દરેક પુત્રીઓ પોતાના માબાપને કહેતી હશે? અને દરેક માબાપો પોતાની પુત્રીને પુછીને દરેક કાર્ય કરતા હશે? તેમાં વળી વીવ્હાની વાત તે છોકરીને પુછાતી હશે? તે શરમાય નહી કે?

રાજા કહે તમારૂ કહેવું વ્યાજબી છે, પણ તે બીજી પુત્રીઓ માટે, મીરાં માટે નહી. મીરાં કોણ છે તમે જાણોછો ? રાણી કહે હા, આપણી પુત્રી છે. કોણ છે કેમ કહોછો ? રાજા કહે ના, તે મનુષ્ય નથી, પણ મનુષ્ય અવતારમાં કોક દેવાંગના છે. ઇશ્વરે આપણા ઉપર તુષ્માન થઇ દેવાંગનાને આપણે ત્યાં પ્રગટ કરી. તેથી શું આપણે ખાસ પુત્રી ભાવજ રાખવો ? ના, તેમ કદી રાખવું નહી, તેના સંબંધનાં દરેક કાર્ય તેને પૂછીનેજ કરવાં.

રાણી કહે જેવી તમારી ઇચ્છા. હું મીરાંબાઇનેજ પુછી તેના વીચાર જાણવા સારૂ તેના ઓરડામાં જાઉછું. રાજા કહે તેને પૂછીને જે ઉત્તર તે આપે તે મને જણાવો. રાણી કહે સારૂ, કહી રાણી મીરાંબાઇના ઓરડા તરફ ગયા અને રાજા કચેરી તરફ ગયા.



# પ્રકરણ ૭ મું.

સ્વપ્નુ આવ્યું કારમુ, થયાં અતિશય મગ્ન;
ગિરિધરલાલે આવીને, નીજથી કીધાં લગ્ન.



રાંબાઈ પોતાના ઓરડામાં પલંગ ઉપર નીંદ્રાવશ થયાં છે, ત્યાં તેમને એકાએક શ્રી ગિરિધરલાલજીએ સ્વપ્નુ આપ્યું. તે સ્વપ્નુ એવું ઉત્તમ હતું, કે જે સ્વપ્નથી મીરાંબાઇ અતિશય હર્ષિત થયાં, અને સ્વપ્નમાં લીન બની ગયાં.

વહાલા વાંચકવૃંદ ! મન ગમતુ સ્વપ્નુ આવતાં મન તેમાં લીનતા પામે છે; તેમ મીરાંબાઇને થયું. મન ગમતું સ્વપ્નુ આવે તો મન લીનતા પામે, તે કાંઈ નવાઇની વાત નથી. જે વસ્તુ મનને પ્રિય હોય, તે વસ્તુ સ્વપ્નામાં પણ મળે તો મન ખુશી કેમ ન થાય ? તે પ્રમાણે મીરાંબાઇને થયું. વહાલા વાંચકવૃંદ ! મીરાંબાઇને એવું તે શું સ્વપ્નુ હતુ કે તેમાં લીન બન્યા ? એવિ તે શું પ્રિય વસ્તુ હતી કે જેને જોઇ તે પરમ આનંદ પામ્યાં ?

મીરાંબાઇને ગિરિધરલાલ શીવાય બીજી કોઇ વસ્તુ પ્રિય નહોતી. પ્રભુપારાયણુતાને પ્રભુ શીવાય બીજી અધિક પ્રિય વસ્તુ હોયજ શેની. કારણ, તે પ્રભુપારાયણ દેવી રત્ન હતું.

સાક્ષાત ગિરિધરલાલજીએ સ્વપ્નામાં આવી મીરાં સાથે લગ્ન કર્યું. જે લગ્નથી મીરાં અતિષય હર્ષિત બની સ્વપ્નામાં ગિરિધરલાલજીનીસ્તુતી કરવા માંડી.

મીરાં— **ગાયન.**

( જાશો કયાં દઇ વચન ) એ રાહ.

હે ! **પતિતના પાવન,** સોંપ્યું તુમ ચરણે મન;
**ગિરિધર** સ્વામી ચિતે ચાહુ, સાચા એક **શામધન,**
**શામધન;** હે !
જોઇ પવિત્ર તુમ દર્શન, થયું શીતળ શીતળ તન;
ભાવે ભાવે જાવે જાવે, દોડી તુમ ચરણે, પ્રેમી મન, પ્રે-
મી મન, પ્રેમી મન; હે !
સંસાર માય અગન, છે મુક્તિની વિઘન;
મુક્તિદાતા નામ તમારૂ, કર્યું મુજથી હા ! લગન, હા !
લગન; હે !

---

ઉપર પ્રમાણે સ્તુતી કરી રહ્યાં ત્યાં ભગવાન અંતર્ધ્યાન થયા, ત્યાં મીરાંબાઇની આંખ ઉઘડી ગઈ. આંખ ઉઘડતાં ભગવાન, કે જેમણે પોતાની સાથે લગન કર્યું તેમને દીઠા નહી, તેથી બેબાકળાં બની ભગવાનને શોધવા લાગ્યાં.

**ગાયન.**

( મમવલ્લભ વધો આવી ) એ રાહ.

કેમ પ્રાણ પ્રભુ તરછોડી ગયા ( ૨ )
તરછોડી કેમ રામા બિચારી, ગિરિધર શામ નમેરા થયા—કેમ.
દર્શન વિણ પ્રભુ ચિત્ત નવ ઠરતું, પરણીને શું અળગા ર-
હ્યા—કેમ.
સ્વપ્નમાં પરણી કીધી ગૃહણી, તરછોડી શું વિચાર લહ્યા.
—કેમ.
આવી મળો અલબેલા છેલ્લા, લાવી દાસીપર કંઇક દયા—કેમ.

---

હે ગિરિધરલાલજી ! હે પ્રાણ પ્રભુ ! એવો તે દાશીનો શું અપરાધ થયો, કે એકદમ તરછોડી ચાલ્યા ગયા ? અચળ સુખ, કે જે કદાપી કાળે ચળીત થાય નહી, તેવું સુખ આપી લુંટી લીધું, અને વિયોગ વન્હિમાં નાંખી. પ્રાણ પ્રભુ ! એવો તે દાશીએ પલકમાં શું અપરાધ કર્યો, કે એકદમ તજી દઇ ચાલી ગયા ? આપ તો કૃપાના સાગર છો. પ્રાણ પ્રભુ ! અબળા ઉપર આવો વિયોગરૂપી કારીઘા કરવો ઘટે ? આપ તો સુખના રત્નાકર કહેવાઓછો, ભક્ત વત્સળ, રણછોડ, દિનદયાળ, એવાં અનેક નામ ધરાવો છો. આપના શરણમાં દુઃખનું નામ સ્વપ્ને પણ નજ હોય, છતાં આપના શરણમાં આ વિયોગ દુઃખ અનુભવુંછું, તે એક અચંબાની વાત છે. વ્હાલા ! તમે અનેક ભકતો-નાં કામ કર્યાં.

**ગાયન.**

( મારી સહાય કરશે મોરારી ) એ રાહ.

કહાવો ભક્ત વત્સલ મોરારીરે, કેમ તજી આ રામા બીચારી;
દ્રોપતી નારીની લજ્યા ઉગારી,
પુર્યાં ચીર તમે કીરતારી—કહાવો.
વસુદેવ દેવકીજી સ્તુતી વીચારી;
તમે છોડાવ્યાં કંસને સંહારી;
પ્રલ્હાદ સ્થંભે વાસ પુર્યો, તેમ કરો વ્હાર મારી—કહાવો.

---

પ્રાણ પ્રભુ ! પ્રાણ પ્રભુ ! તમે અનેક ભકતોનાં કામ કર્યાં,, તો શા માટે ટળવળાવો છો? બીજા ભકતોનાં કાર્ય કર્યાં. તો હું તો તમારી ગૃહણી છું. જાતેથી લગન કરી શા માટે તરછોડી ? માટે પ્રાણ પ્રભુ ! હવે તો પધારી દર્શનનો લાભ આપી આભારી કરો. દુખણીને સુખી કરો. મારા

નાથ ! મારા ધણી ! નોધારાના આધાર ! વિચાર કરો. માછલી જળ વિના જીવે ખરી ? નહીજ. તો પછી આ પ્રેમી માછલી વારીરૂપ તમારાં દર્શનં વિણુ કેવી રીતે જી-વશે ? ચકોરી ચંદ્રવિણુ શાંન્તિ પામે ખરા ? નહીજ. તો પછી આ પ્રેમી ચકોરી ચંદ્રરૂપ આપનાં દર્શન વિણુ શી રીતે શાંન્તિ પામશે ? તેનો વિચાર કરો. સુર્ય વિણુ કમળ ખીલે ખરૂં ? નહીજ. તો પછી આ કમળ રૂપી કાયા તમારા દર્શન વિણુ શી રીતે ખીલશે, તેનો ખ્યાલ કરો. ચીતચોરી બહાવરી બનાવી ચાલ્યા ગયા ! જેવી રીતે ગોકુળમાં ગોપીઓનાં મહી માંખણુ ચોરી, ગોપીઓ-ને સતાવતા હતા, તેવીજ રીતે આ ગોપીનું ચિત્ત ચોરી તેને સતાવોછો શા માટે ? તે વખતે ગોપીઓને તમારાં સાક્ષાત દર્શન મળતાં હતાં, તેવી રીતે દર્શન આપી સુખેથી સતાવો; પણ દર્શન વગર શા માટે સતાવો છો ? તે વખતે ગોપીઓને જશોદા માતાજી-ની બ્હાર હતી, અને ફરીયાદ બ્હાને પણ દર્શનનો લાભ હતો, તે અત્યારે ક્યાં છે ? નહીતર આટલી વીનવણી કરત નહી. અને ફરીયાદ બ્હાને પણ ચિત્ત ચોરનાં દર્શન કરત. માટે વહાલા ! વીચાર કરો, અને દર્શનનો લાભ આપી આ દાશીને કૃતાર્થ કરો. હું તો એક તનમનથી ફ-ક્ત તમારૂજ રટણુ કર્યા કરૂં છું.

## ગાયન.

( દોનો સીંયારામ ) એ રાહ.

ગિરિધર સ્યામ, વસ્યા દીલ ધામ, રટુ પ્રભનામ. પ્રિતેથી હું.
પ્રિતે પરણી કીધી ગૃહણી,તારો તરૂણી છે વિનવણી—ગિરિધર.
અનેક ભક્તો તારીયા, જાતે કીધી વ્હાર;

તેમ દરશન દઇ દાસીને, પ્રિતે કરો સ્વીકાર......ગિરિધર-
સત્ય દીલે સમરણ કર, સ્વામી ગિરિધરલાલ;
પ્રત્યક્ષ દર્શન ઘો પ્રભુ, ભેટુ આણી અતી વ્હાલ—ગિરિધર.

ઉપરની વિનવણી સાંભળી ભગવાને અંતરીક્ષથી કહ્યું.

**પ્રભુ—** મરાઠી સાખી.

મીરાં સાચી ભક્તિતારી, વીસરી ના વિસરાયે;
અળગો નથી એક પળ પણ, તુજથી પાસે છું હું સદાયે;
તુજ પાસેજ છું, સાચીને કેમ વિસરૂ હું—

**મીરાં**—ક્યાં છો ? વ્હાલા ક્યાંછો ! મારા વહાલા ગિરિધર લાલજી ! પાસેજ બોલોછો છતાં શા માટે દેખાતા નથી.

**પ્રભુ—** મરાઠી સાખી.

જ્ઞાન દ્રષ્ટિથી જોતુ વિચારી, સદાયે છું તુંજ પાસે;
પ્રત્યક્ષ દર્શન આપીશ આગળ, પુરીને મારી આશ,
સત્ય પંથે પળો, પામર જીવનો ઉદ્ધાર કરો.

**મીરાં**—વહાલા !નાથ ! ભક્ત વત્સલ ભગવંત ! દિનદયાળ ! દીન પ્રાણીઓ ઉપરની દયાની વાત સાંભળી મારૂ મન શીતળ થયું છે. પણ પ્રત્યક્ષ દર્શન વિણ વ્હાલા ગિરિધરલાલ ક્યાં છો ? ( મીરાંની માતા આવે છે )

**રાણી**—બ્હેન ! બ્હેન ! તું કોને ખોળે છે ?

**મીરાં**—માતા ! વ્હાલી માતા ! કોને કેમ ? મારા ગિરિધરલાલજીને; પરણીને ચાલ્યા ગયા તેમને.

**રાણી**—મીરાં ! મીરાં ! તારૂ ચિત્ત ઠેકાણે છે કે નથી ? કોણ પરણીને ચાલ્યા ગયા ?

**મીરાં**—મારા ગિરિધરલાલા મારા છોગાળા રાધાપતી!

**રાણી**—મીરાં! મીરાં! આજ આવાં ગાંડાં શા માટે કાઢે છે? હું તને એક વાત પુછવા આવી છું, પણ તારૂ ભાન ઠેકાણેજ ક્યાં છે?

**મીરાં**—માતાજી! મારૂ ભાન ઠેકાણેજ છે, ક્યાંઇ નાશી ગયું નથી. જે વાત પુછવી હોય તે સુખેથી પુછો, તેનો યોગ્ય જવાબ આપીશ.

**રાણી**—પ્રથમ કહે કે તું કોની ઝંખના કરે છે?

**મીરાં**—મારા પરણેત પતીની.

**રાણી**—પરણેત પતી કોણ?

**મીરાં**—કોણ શા માટે? મારા **ગિરિધરલાલજી.**

**રાણી**—ગિરિધરલાલજી. પરણેત પતી કેવી રીતે? નકી તારૂ ભાન ખસ્યુ લાગે છે. નહીતર આવાં ગાંડાં વચન નીકળેજ નહી.

**મીરાં**—માતાજી! ગાંડાં વચન નથી; મારૂ ભાન ઠેકાણે છે. આપોઆપ મનસા વાચાથી પરણ્યા, તે પરણેત પતી કેમ નહી?

**રાણી**—વારૂ! તું પરણી તો તેમનુ સ્વરૂપ પણ જોયું હશે, તેમના વસ્ત્રો શણગાર પણ નજરે પડયા હશે, તો કહે વારૂ તે કેવા હતા? તે તેમણે શું વસ્ત્ર શણગાર ધારણ કર્યા હતા?

**મીરાં**—માતાજી! મારા પ્રાણ પ્રભુનું સ્વરૂપ વર્ણવ્યું જાય તેમ નથી.

**રાણી**—એતો બધી વાત જાણી, પણ તને જે સ્વરૂપમાં દર્શન થયાં તે વર્ણવી બતાવ્ય, તો હું સત્ય માનું.

મીરાં—માતાજી એ ઘનશ્યામનું શું વર્ણન કરૂ ? જુવો સાંભળો, સ્વરૂપ સુંદીર સ્યામ વરણુ હતું, માંથે મોર પીંછનો મુગટ ધારણુ કર્યો હતો, કેસરી પીતામ્બર ધારણુ કર્યું હતું, કેશરી વાઘો શરીર ઉપર પહેર્યો હતો, હાથમાં મોરલી શોભી રહી હતી, કોટમાં મોતીના હાર શોભી રહ્યા હતા; એ હાથે બાજુબંધ દીપી રહ્યા હતા, કાનમાં કુંડળ મચ્છાકારનાં હીરા જડીત્ર ધારણુ કર્યા હતાં, એવી રીતના અજબ આભ્રણો અને કેશરી વસ્ત્રોથી દેદીપ્યમાન મારા ગિારધરલાલજીના સ્યામ સ્વરૂપને કેમ ભુલી જાઉ ?

રાણી—મીરાં ! તેં જે વર્ણન કર્યું તે તેં શાસ્ત્રમાં લખ્યા મુજબનુંજ વર્ણન કર્યું છે; શાસ્ત્રો વાંચવાથી જે વર્ણન તારી ધ્યાનમાં ચોટી રહ્યું છે, તેજ વર્ણન તું બોલે છે. તે શીવાય બીજુ વર્ણન નથી.

મીરાં—માતાજી ! શાસ્ત્રોમાં જે વર્ણન આપેલુ છે, તેજ વર્ણન મારા મુખથી તમોએ સાંભળ્યું, અને તેજ વર્ણનને મળતા મારા વહાલા ગીરધરલાલજી છે, જુદા નથી. શાસ્ત્રો લગાર પણુ ખોટાં નથી, શાસ્ત્રમાં જે સ્વરૂપ વર્ણવ્યું છે તે સ્વરૂપ આબેહુબ છે.

રાણી--મીરાં ! એતો તને પરણુવાની ઝંખના થઇ હશે, અને તેવુંજ મનન કરતી નીંદ્રાવશ થઇ હશે, તેથી તને એવું સ્વપ્નું આવ્યું.

મીરાં--ના માતાજી, મારા મનમાં બીજુ કાંઈ પણ ચિં-
તવન નહોતું. હું પરણી છું, તે સ્વપ્નુ
સમજતાં નહી, સઘળું સહજ છે. ગિરિધર-
લાલજીને મનસાવાચાથી પરણી ચુકી છું.

રાણી--મીરાં. હું તને તારા લગ્ન માટેજ પુછવા આવી
છું, હવે તારો વિવ્હા કરી નાંખવો. કારણ, તું
યોગ્ય વયની થઈ છું.

મીરાં--વીવ્હા ! માતાજી વિવ્હા તો થઇ ગયો, અને લગ્ન
પણ થઇ ગયાં. હવે ફરીથી વીવ્હા કેવો ?

રાણી--ગાંડી ! આ તુ શું લવે છે ? વીવ્હા અને લગ્ન
બધુંએ થઈ ગયું, પણ તે સ્વપ્નામાં, હમો જે કર-
વા ધારીએ છીએ તે સાચો વીવ્હા.

મીરાં--માજી ! સ્વપ્નામાં નહી, પણ સાચોજ વીવ્હા થ-
ઇ ગયો છે, શું મીરાંનો બે ઠેકાણે વીવ્હા કરવો
ધારો છો ?

રાણી--મીરાં ! ગાંડાં છોડી દે, ને વીવ્હા કરવાનું હા કહે;
તારી સન્મતી લઇનેજ તારા પીતા તારો વીવ્હા
કરવાનું કહે છે, ને તેથી મને પુછવા માટે મો-
કલી છે.

મીરાં--માતાજી ! એક મેનમાં બે તલવારો રહી શકે ખ-
રી ? એક આંતમા બે ઠેકાણે સમરપાય ખરો ?

રાણી--બે ઠેકાણાં શાનાં ? એકજ ઠેકાણે.

મીરાં--માતાજી ! સાચું ઠેકાણું આપો આપ મળવા છ-
તાં ખોટા ઠેકાણામાં લોભાઉ, એવી હું મુરખી ન-
થી, સમજ્યાં ?

રાણી--ખોટુ ઠેકાણું શા માટે ?

મીરાં--માતાજી ! જુવો, સાંભળો.

## ગાયન.

( મુખડાની માયા લાગીરે ) એ રાહ.

ખોટે રીઝું નહી લગારીરે—હો માતા મારી.
સાચું કેમ દઉં વિસારીરે—હો માતા મારી.
સંસારીનું સુખ શાનું, એ છે માયા કેરૂ બ્હાનું;
તેને કેમ સાચુ માનુંરે—હોમાતા મારી—ખોટે
જન્મ મરણ દુખ મોટુ, માયામાં લપટાવું ખોટુ;
તેહ માયામાં ન લોટુરે—હો માતા—ખોટે.
સંસારીને મરવું ખરે, તેથી તો રંડાવું પડે;
રંડાપાનું દુઃખ નડેરે—હો માતા—ખોટે.
હાથ હરી હાથ માંહી, જેને કદી મરવું નાંહી
અખંડ એવાતણુ રહુ સાહીરે—હો માતા—ખોટે.

---

**રાણી**—મીરાં ! તું તો છેક જ્ઞાનમાંજ ગળી ગઇ, પણ દુનિયાદારીનો વીચાર કર્યો ?

**મીરાં**—દુનિયાદારીનો વિચાર શાનો ?

**રાણી**—જો, તને અમે ના પરણાવીએ, તો દુનીયામાં ખોટું કહેવાય તેનો.

**મીરાં**—મારાં લગ્ન ના કરો, તેમાં દુનિયાને શું, કે તમને ખોટું કહે ?

**રાણી**—દુનિયા કોઇથી જીતાણી છે ? આપણે દુનિયાને કહીએ ને દુનિયા આપણને કહે.

**મીરાં**—દુનિયાની લાજે શું અવિચળ સુખ ખોઉ ? જે આત્મા ગિરિધરલાલજીને અર્પણ કર્યો છે, તે શું બીજાને અર્પણ કરૂ ? ના ! ના ! તે કદાપી કાળે બનશે નહી.

રાણી—તું ગમે તેટલી હઠ કર, પણ તારી હઠને નહી ગણતાં તને અમે તારી સન્મતી લીધા વીના પરણાવીએ તો તું શું કરે ? માટે માન ખાવું મૂકી વીવ્હા કરવાનું કબુલ કર, ને હા કહે.

મીરાં—માતાજી ! આ જીભે તો કદાપી કાળે હા કહેવાની નથી.

રાણી—તને પુછ્યા શીવાય તારૂ સગપણ કરવાનો અમારો હક છે; સગપણની બાબત છોકરાંને પુછાય જ નહી. તે છતાં પુછીને કરવું યોગ્ય ધારી તને પૂછ્યું, ત્યાં તું માન ખાય છે; તેથી હવે તને પૂછ્યા શીવાય તારો વીવ્હા કરી નાંખવો પડશે.

મીરાં—માતાજી ! તમારા હકની તમને કોણ ના પાડે છે? તમારો હક છે તે ખરૂ છે, પણ તે આ કાયા ઉપર, મન ઉપર નહી. મનનો હક મારા ગિરિધરલાલ શીવાય કોઇને આપ્યો નથી, ને આપીશ પણ નહી તે ખાત્રી સમજજો.

રાણી—ત્યારે તું ખુશી થઇ કબુલ નહીજ કરે ?

મીરાં—માતાજી ! વારે ઘડીએ શું પુછોછો ! એક વખતની પરણેત કંન્યા જો સતી હશે, ને પોતાનો પતી દેવ લોક પામ્યો હશે, તો વિધવા પણું સુખેથી સહન કરશે; પણ બીજી વખત લગન કરવાની સ્વપ્ને પણ ઇચ્છા; કરશે નહી. તો મારે માંથે મારા પરણેત પતિ ગરિધરલાલજી જે જળમાં, સ્થળમાં, અને દરેક મનુષ્યોના ઘટ ઘરમાં વ્યાપી રહ્યા છે તે ગાજે છે, તો બીજા લગ્નની હા કેમ કહીશ, તેનો વીચાર કરો.

રાણી—મીરાં ! તારા મનમાં ભુત ભરાયું છે, તેથી તારા ઉ-
પરવટ થઇનેજ હમારે વીવ્હા સંબંધમાં વર્તવું
પડશે.

મીરાં—તે વર્તવાની તમને કોણ ના પાડે છે ? તમો મુ-
ક્તિઆર છો.

રાણી—ત્યારે સીધી રીતે કબુલ કરને ? મુક્તિઆરી જા-
ણુવા છતાં ખાલી હઠ કરે, તે કેવી રીતે પોસા-
ય ? હવે ખુશી થઈ લગન કરવાનું કબુલ કર,
અને અમને વિવ્હા કરવા ખુશી થઈ રજા આપ;

મીરાં—કોનો ? મીરાંનો વીવ્હા કરવાની મીરાંને મોઢે ક-
બુલાત માગો છો ?

રાણી—હા, મીરાંના વિવ્હાની.

મીરાં—વારૂ માતાજી ! તમો મીરાં કોને માનો છો ? આ
પંચ ભુતના પુતળાને મીરાં માનતા હો, તો ત-
મને મારી રજા છે.

રાણી—પંચ ભુતનું પુતળુ કેમ ?

મીરાં—માતાજી ! પંચ ભુતનું પુતળું નહી તો બીજું શું ?
તમે કોને મીરાં માનો છો ?

રાણી—તને.

મીરાં—મને એટલે આ શરીરને ?

રાણી—હા.

મીરાં—આ શરીરમાં મીરાં ક્યાં છે તે બતાવો, ને પછી
મીરાંનો સુખેથી વિવ્હા કરો.

રાણી—તુજ મીરાં

**મીરાં**—( હાથ બતાવી ) જો આને મીરાં માનતાં હો, તો આતો હાથ છે. ( પગ બતાવી ) જો આને મીરાં માનતા હો, તો આતો પગ છે. ( પેટ બતાવી ) જો આને મીરાં માનતાં હો, તો આતો પેટ છે. ( મ્હોં બતાવી ) જો આને મીરાં માનતાં હો, તો આતો મ્હોં છે. ( માંથાને બતાવી ) જો આને મીરાં માનતાં હો, તો આતો માંથુ છે. તો ખરી મીરાં ક્યાં છે, તે બતાવો, તો પછી સન્મતી આપું. જો આત્માને મીરાં સમજતા હો, તો તે તો **ગિરિધરલાલજીના** ચરણુમાં અર્પણુ થઇ ગયેલો છે.

**રાણી**—તેજ આત્માસહ આ પંચ તત્વના પુતળાનેજ મીરાં સમજું છું.

**મીરાં**—માતાજી ! આત્મા કે જે **ગિરિધરલાલજીના** ચરણુ કમળમાં અર્પણુ થઇ ગયેલો છે, તે શીવાયના આ પંચ ભુતના પુતળાને તમારી નજરમાં આવે તેમ કરો, તેનાં તમો મુક્તિઆર છો.

**રાણી**—આત્મા વગરના પંચ ભુતના પુતળાને શું કરવાનું હોય ? ચૈતયન આત્મા શિવાય તે પુતળું નકામું; છે. મડા તુલ્ય છે. મડાનું વેવીશાળ થાય ખરૂં કે ?

**મીરાં**—માતાજી ! મનવગરનો વિવ્હા, તેને **શું** વિવ્હા સમજો છો ? તમો ચહાય તેટલા ઉપાય કર્યા, પણુ છેવટમાં જો જો, કે દુનિયાદારીની રીતમાં તમારી આબરૂને ખાતર આ પંચ તત્વનું પુતળું જ્યાં વરાવશો ત્યાં વરશે, પણુ તે મનવગરનુજ સમજજો.

**રાણી**—મને ખાત્રી છે કે તારા પીતા શીવાય તું મારૂ માન્ય નહીંજ કરે.

**મીરાં**—માન્ય નહી કરે એવું શા માટે કહો છો ? જે પંચભુતના પુતળા ઉપર તમારો અધિકાર છે, તેને માટે તો તમને સન્મતિ આપી.

**રાણી**—( રાજાને જોઇ ) જો પેલા તારા બાપુ આવ્યા. માટે ગાંડુ જ્ઞાન છોડી હા પાડી અમારા જીવને સંતોષ થાય એવાં વચનો ઉચ્ચાર. ( રાજા આવે છે )

**રાજા**—કેમ રાણી ! શું વિચાર કર્યો ?

**રાણી**—તમારી મીરાંને તમે છેક મોંઢે ચઢાવી છે, તેથી તે તો કહે છે હું **ગિરિધરલાલજી**ને પરણી છું, માટે બીજે વરવાની નથી.

**રાજા**—ધન્ય છે મીરાં તારી પ્રભુ પરાયણુતાને !

**રાણી**—પ્રભુ પરાયણુતા શાની ? એતો બાળ હઠ.

**રાજા**—રાણી ! તે બાળ હઠ નથી, પણ તે બધાં પ્રભુ પરાયણુતાનાં લક્ષણ છે.

**રાણી**—શું તેના માટે તેને કુંવારી રાખવી ?

**રાજા**—તેની મરજી તેમ હોય તો તેમ કરવું. ( મીરાંને ) કેમ બ્હેન તારી શું ઇચ્છા છે ?

**મીરાં**—પીતાજી ! હું તો મારાં માતાજીને કહી ચુકી છું, કે આ પંચતત્વના પુતળાને ગમે ત્યાં વરાવો, પણ આ આત્માને તો હું મારા **ગિરિધરલાલજી**ના ચરણુમાં અરપી ચુકી છું. આ દેહનું ગમે તે થાય તેની મને પરવાજ નથી.

**રાજા**—ધન્ય છે મીરાંબાઇ તારી પ્રભુ પ્રત્યે સાચી નીષ્ટાને !

**મીરાં**—પીતાજી ! મારા ઠાકોરજીને ભોગ ધરાવવાનો વખત થયો છે. તેથી જાઉં છું.

**રાજા**—ભલેજા, ને ભગવાનને ભોગ સુખેથી ધરાવ. ( મીરાં જાય છે )

**રાણી**—તમે મીરાંને હદથી જ્યાદે લાડ લડાવી આપ મતીયણ કરી.

**રાજા**—રાણી ! હદથી જાદે લાડ તો શું, પણ તે દેવીના ચર્ણ ધોઇ પીવાનું મન થયા કરે છે. એ મનુષ્ય અવતાર નથી, પણ સાક્ષાત દેવાંગના છે.

**રાણી**—ઠીક, તમને યોગ્ય લાગે તે ખરૂ; પણ તેને સમજાવી તેનાં લગ્ન કરીનાંખો તો વધારે સારૂ. કારણ, હાથી દરબાર અને છોકરી સાસરેજ શોભે.

**રાજા**—તમારૂ કહેવું બરાબર છે, પણ તે કહેવત મારી મીરાંને લાગુ પડતી નથી. મીરાં શિવાય બીજી દરેક છોકરીઓ માટે તે કહેવત બરાબર છે. ( દાશી આવે છે )

**દાશી**—માજી ! દશોંશી આવ્યા છે.

**રાણી**—આવવા દીયો. ( દશોંશી આવે છે )

**દશોંશી**— છપ્પો.

ધન્ય રાજ્ય જયમલ, અંટકી જગમાં સાચો;
ધર્મ દાનમાં શુર, નહીં યુધ્ધે જરી કાચો.
પાળી શુદ્ધજ ધર્મ, નીતી રીતી સૌ જાણે;
પ્રભુ ભક્તિમાં પુર, ભક્તિથી જક્ત વખાણે.
સાચી ભક્તિ પ્રભુ તણી, શેવન સાચુ પ્રભુ તણું
ઇમ જપે દશોંશી મુખથી, અચળ કીર્તી શું મુખ ભણું.

---

ખમા મારા અટંકી રાણાને ઘણી ખમા.

**રાજા**—દશોંથી ! હવણાંથી તમારૂ આવાગમન કચેરીમાં નહોતું તો તમો કયાં ગયા હતા ?

**હશોંસી**—બાપુ ! હું દેશાટન કરવા ગયો હતો. કારણ, શાસ્ત્રમાં કહ્યું છે કે દેશાટણ કરવાથી ઘણું જાણવાનું તથા જોવાનું મળે છે.

**રાજા**—વારૂ ! કયાં કયાં ફર્યા, ને શું શું અનુભવ કર્યા તે કહો ?

છપ્પો.

છોડીને મેવાડ, ભેટયો હુ પહેલો કાશી;
જ્યાં વીશ્વેશ્વર નાથ, બીરાજ્યા છે અવીનાશી.
ત્યાંથી સીંધ મારવાડ, બધો ફરીઓ બંગાળો;
સીધ્ધો આવ્યો જેપુર, રાજનું મોંઢું બાળો.
બેટી આપી યવનને, ધર્મને ધોઇ નાંખ્યો પરો;
એવા કુલાંગાર જ્યાં હોય, ત્યાં પહેલા મરો.

---

**રાજા**—ઓહો ! તમે તો ઘણી મુસાફરી કરી ?

**હશોંશી**—બાપુના પ્રતાપે મુસાફરી કરવામાં બાકી રાખી નથી.

**રાજા**—વારૂ ! બીજી કાંઈ નવાજુની ?

**હશોંશી**—મહારાજ ! નવા જુનીનું શું પૂછોછો ? આજ કાલ ક્ષત્રીઓ પોતાની બ્હેન બેટી મોગલને આપી, મોગલ બાદશાહીમાં ઉચી પદવી ભોગવતા યવનના દાસ બની બેઠા છે.

દોહરો.

વખત વિપમ આ આવીયો, નજર ન જોયું જાય;
બેટી આપી યવનને, ક્ષત્રી મન મલકાય.

**રાજા**—ધિક્કાર છે તેવા કુલાંગારને; થુ છે તેવાના નામ ઉપર, કે જાતી ભ્રષ્ટ થઇ, સ્વતંત્રતા મૂકી યવનના દાસ બનવા છતાં મહોટાઇ માણે છે.

**દશોંશી**—તે ખરૂ, પણ કહેવત છે, કે "ખુદા મહેરબાન તો ગદ્ધા પહેલવાન."

**રાજા**—ધિક્કાર છે તેમની પહેલવાનીને, અને તેમના નામને.

**દશોંશી**—મહારાજ! જયપુરના કાંઈ ખબર સાંભળ્યા?

**રાજા**—શા?

**દશોંશી**—મહારાજ! તે ખબર સાંભળીને તો જેમ સાપ કાંચળી મૂકી નાસે, તેમ ઘણીજ ત્વરાથી આ તરફ આવ્યો છું.

**રાજા**—એવા તે શા ખબર છે?

**દશાંશી**—પ્રભુ પારાયણ મીરાંબાઇનું બુરૂ થવાના.

**રાજા**—આ શું સત્ય કહોછો? શા ખબર?

**દશોંશી**—ક્ષત્રીય કુલાંગાર જયપુરનો રાજા ભગવાનદાસ, કે જેણે પોતાની દીકરી અકબરશાહ વ્હેરે આપી છે, ને જાતી ભ્રષ્ટ બન્યો છે, તે તમારી પ્રભુ પારાયણ દેવી સમાન પુત્રીનું માગુ પોતાના પુત્ર માનસીંહ માટે કરવાનો છે. તે માગુ જો તમો કબુલ નહી કરો, તો બાદશાહને કુમકમાં બોલાવી જોર જુલમથી પણ મીરાંબાઇ સાથે પોતાના પુત્રનું લગ્ન કરવા નીશ્ચય જણાવે છે.

**રાજા**—શું! એ વટલેલના છોકરા સાથે દેવ કંન્યાનો સંબધ!

**દશોંશી**—હા મહારાજ, તેમજ છે. નકટો બધાને નકટા કરવામાંજ રાજી હોય છે, તે ઉપર એક ટુંક દ્રષ્ટાંત છે તે સાંભળો.

# પ્રકરણ ૮ મું.

## દ્રષ્ટાંત.




ક નિર્ધનપુર કરીને ગામ હતું, ત્યાં પાંચ-સો ઘરની વસ્તી હતી. ગામ નહાનું હતું. ગામના લોકો પૈશે ટકે સુખી હતા, ત્યાં એક ભગવાનદાસ જેવો ઈર્ષાવંત કપટચંદ કરીને વાણીઓ રહેતો હતો. તે પોતાના ગામના લોકોને પોતાના જેવા સાહ્યબીવાળા ને મોજ શોખ અને ધર્મ ધ્યાન કરતા જોઇ બળી જતો હતો. કારણ તે મખીચુસમાં પહેલો નંબર ગણાતો હતો, ચમડી તુટતાં દમડી બચતી હોય તો ચમડીનો ભોગ સુખેથી આપતો હતો, પણ દમડી ખરચતો નહોતો ને બીજાને ધર્મ કાર્યમાં, અને શરીર સુખમાં પૈશા ખર્ચ કરતા જોઇ, મનથી બળ્યા કરતો હતો. તેણે એક દીવશ વિચાર કર્યો, કે આ પ્રમાણે મારાથી જોઈ શકાતું નથી. તેમ આપણી પુંજીમાંથી એક પાઇ પણ ઓછી કરી શકાતી નથી, તેથી કોઇ દેવની ઉપાસના કરી, બધાથી બમણું દ્રવ્ય પ્રાપ્ત કરી સુખેથી ઉડાવું એવો વિચાર કરી જંગલમાં જઈ તેણે મહાદેવનું અતિ ઉગ્ર તપ આદર્યું. તેના ઉગ્ર તપથી મહાદેવ પ્રસન્ન થયા, અને કહ્યું માગ્ય ? માગ્ય ? જે માગે તે આપું. મહાદેવની વાણી સાંભળી તે મનથી ઘણોજ ખુશી થયો; અને મહાદેવ પ્રત્યે કહ્યું, કે બે વચન માગું છું તે આપો. મહાદેવ પ્રસન્ન થઇ તેને બે વચન માગી લેવા કહ્યું, કારણ, દેવ ભક્તિને આધિન છે. તેના મનની મલી-

નતા જાણુવા છતાં પણુ, એ વચનો માગી લેવા ભાડાનાથે કહ્યું. કારણુ, મનની ગમે તેવી મલીનતા હોય, પણુ દેવથીછાની મનની ગમે તેવી વાત રહેતીજ નથી. કારણુ, તે તો અગમ નીગમને જાણુવા વાળા છે. કપટચંદ આથી વધારે હર્ષે પ્રફુલીત બન્યો, અને મહાદેવજીને કહ્યું. પ્રથમ વચનતો એ, મ ગુ છું કે હું તમારૂં સ્મરણુ કરીને માગું, તે મને મળે. મહાદેવજી કહે તથાસ્તુ. હવે બીજુ વચન માગી લે. ત્યારે કપટચંદે કહ્યું મહારાજા બીજુ વચન એ માગુ છું કે મારા ગામમાં બધા ભીખારી થાય. મહાદેવે કહ્યું એવું અઘટીત વચન હું આપનાર નથી; જા કહું છું, કે તારા તપનો લાભ તારા કરતાં તારા ગામના લોકોને બમણો મળશે. કપટચંદ કહે મહારાજ બમણો ! મહાદેવજી કહે હા બમણો. કારણુ, તેં બધાને ભીખારી કરવા ધાર્યા, તેથી બમણો લાભ આપીશ. કપટચંદે વીચાર કર્યો કે આ તો ભુંડી થઇ. મહેનત કરી મુવા આપણે,ને બમણો લાભ મળ્યો ગામને. પણુ તેને માટે પણુ વચન લેવા દે,પછી કાંઇ યુક્તિ કરીશું. એવો વીચાર કરી મહાદેવજીને કહ્યું બહુ સારૂ ભોળાનાથ. તમારૂ વચન માંથે ચડાવું છું;પણુ તેને માટે મને વચન આપો, કે જે મને આપો તેથી બમણું મારા ગામના લોકને મળે. મહાદેવજી કહે લે વચન, કહી વચન આપી અંતરધ્યાન થયા. મહાદેવજી અંતરધ્યાન થયા, કે કપટચંદે પોતાના ગામનો રસ્તો લીધો. ઘેર આવી મહાદેવજીના વચનની ખાત્રી કરવા માટે નાહી ધોઇ શંકર ભોળાની સ્તુતી કરી માગણી કરી, હે શંકર દાદા, જો તમારૂં વચન સત્ય હોય, તો મને પાંચસો મોહોરો આપો. શંકરના વચનની સીદ્ધિથી એકદમ પાંચસો

મ્હોરોનો ઢગલો તે વાણીઆના ઘરમાં થયો, અને ગામના લોકને ત્યાં એક હજાર હજાર મ્હોરોના ઢગલા થયા. વાણીએ ગામમાં ખાત્રી કરીને વિચાર્યું, કે વચન તો સાચું; તેમાં ફેર નહી. પણ મને પાંચસો મળી, તો ગામના લોકને હજાર હજાર મળી. આતો અગાઉ કરતાં વધારે બળવાનું થયું, પણ હું નંદ કહેવાઉ, ને તેનો રસ્તો ના કરૂ તો, વાણીયા વિધા જે સર્વમાં શ્રેષ્ટ કહેવાય છે તે ખોટી ઠરે. કારણ, કહેવતમાં કહ્યું છે, કે "નંદના ફંદ ગોવીંદ જાણે, ને બળીયાકાકાને પાડો તાંણે." તે કહેવત સાચી ઠરાવું ત્યારેજ ખરો. એવો વીચાર કરી ગામના લોકને પાછા પાડવાની યુક્તિ મેળવવામાં ગુંથાયો. ઘણી વખત વીચાર કર્યો ત્યારે તેને એક યુક્તિ યાદ આવી, તે એવી યાદ આવી કે શંકરે મારી માગણીથી ઉલટું ગામ લોકને બમણું આપ્યું. મેં બધાને ભીખારી કરવા ધાર્યા, ત્યાં તેમણે મારા કરતાં બમણું આપવાનું કહયું, તો એવું અપાવું કે શંકર અને ગામના લોક જન્મારો યાદ કરે. તેણે વીચાર્યું, શરીરના અવયોમાં બે આંખો સરખું કામ કરે છે. એક આંખથી દેખાય છે, તેજ બે આંખથી દેખાય છે, ત્યારે એક આંખ ફોડી નાંખવાનું વચન માગુ, તો ગામ લોકની બે આંખો ફુટી જશે, ને આપણે એક તો રહેશે. એટલે ગામ લોકને મારી જરૂર પડશે, તેવું ધારી નાહી ધોઇ શંકરની સ્તુતી કરી. હે ભોળાનાથ! જો તમારૂ વચન સત્ય હોય, તો મારી એક આંખ ફુટી જાઓ. ત્યાં માહાદેવના વચનની સિધ્ધિથી તેની એક આંખ ફુટી ગઇ, અને ગામના લોકોની બંને આંખો ફુટી ગઇ, એટલે કે તે આંધળા થયા. ઇર્ષાવંત માણુસ પોતાની જાતને દુખ આપતાં બીજાનું બુરૂ થતું હોય, તો તેમ કર-

વાંમાં પાછો પડતો નથી. ગામના લોક આંધળા થયા,તેથી પળે પળે કપટચંદને વિનવણી કરવા લાગ્યા, ને વારે વારે તેને મ્હોટો ઠરાવી તેની પાસેથી કામ કાઢી લેવા લાગ્યા. આથી કપટચંદ ખુશી થયો. થોડા દીવશ વીત્યા બાદ, એક શંગ તે ગામની ભાગોળે ઉતર્યો. તે શંગનો શંગવી તે ગામ જોવા સારૂ ગામમાં ગયો, ત્યાં બધાને આંધળાં જોઈ મન સાથે વીચાર કર્યો, કે આ ગામમાં બધા આંધળા કેમ ? શું ભગવાને બધા ગામને આંધળા બનાવ્યા હશે ! એવો વીચાર કરે છે ત્યાં કપટચંદ આવ્યો. તેને કાંણો જોઇ સંગવીએ કહ્યું, ભાઇ, આ ગામમાં બધા માણસો આંધળા શાથી થયા ? ત્યારે કપટચંદે કહ્યું મહાદેવજી ના પ્રતાપથી. શંગવીએ કહ્યું એવો તે પ્રતાપ હોય ! કપટચંદ કહે હા. શંગવી કહે તે શી રીતે ? કપટચંદે કહ્યું મેં મહાદેવજીનું તપ કરી બે વરદાન માગ્યાં, તે વર આપવા મહાદેવજી કબુલ થયા. તેમાં પ્રથમ વર એ માગ્યો, કે હું જે વખતે જે માગુ તે તમારા વચનની સિદ્ધિથી મને મળે. ત વર મહાદેવજીએ મને ખુશી થઈ આપ્યા; બાદ બીજો વર એ માગ્યો, કે ગામ સઘળું ભીખારી થાય. ત્યાં મહાદેવે ઉલટો વર આપ્યો. સંગવીએ કહ્યું ઉલટો વર શો ? કપટચંદ કહે તને જેટલું આપું તેથી ગામ લોકને બમણું આપવું. તેથી તેમનો તે વર મેં કબુલ રાખી વચન લીધું. તે આપી મહાદેવ અંતરધ્યાન થયા. સંગવીએ કહ્યું પછી ? કપટચંદે કહ્યું, પછી એ કે હું ઘેર આવ્યો, અને મહાદેવજીના વચનની ખાત્રી કરવા માટે મેં તેમની સ્તુતી કરી. પાંચસો મોહોરો માગી. તે શંકરદાદાએ મને આપી, પણ લોકના ઘરમાં હજાર હજાર મોહોરો આવી. આ મારાથી જોઈ શકાણું નહી, તેથી મેં વીચાર કર્યો કે

હું છેતરાયો. મહાદેવે મને છેતર્યો, પણ હું છેતરાયો નથી, મહાદેવ પોતે છેતરાયા છે. નંદ વિદ્યા શું કામમાં આવશે, એવો વીચાર કરી મેં મારી એક આંખ ફોડી નાખવા માટે મહાદેવ પાસે માગણી કરી, ત્યાં મારી એક આંખ ફુટી ગઇ, અને ગામ લોક આંધળા બન્યા, હવે તો આંધળામાં કાણો રાજીઓ હું એકલો છું, ને એક લાકડીએ ગામ હાકુછું. કપટચંદનાં આવાં વચનો સાંભળી સંગવીને ગુસ્સો ચઢયો, અને વિચાર કર્યો કે આ ગામ લોકને કોઇ રીતે આના પાશમાંથી મુક્ત કરવા. જેથી કસાઇના હાથમાંથી ગાયો છોડાવવા જેટલું પુણ્ય થશે. એવો વિચાર કરી પોતે તેનાથી છુટા પડી જંગલમાં જઈ શંકરનું તપ આદર્યું. તે તપથી શંકર પ્રસન્ન થયા, અને તે સંગવીને ઇચ્છીત વર માગવાનું કહયું. સંગવીએ કહયું મારે કોઇ રીતનો સ્વાર્થ નથી, પણ પરમાર્થ બુદ્ધિથી આપનું તપ કર્યું છે. માટે માગવાનું એટલુંજ, કે આ ગામને તે પાપીના પાસમાંથી મુકત કરો, અને ગામ લોકનું દુઃખ કાપો. શંકરે તથાસ્તુ કરી ગામ લોકને દેખતા કર્યા. ગામ લોક દેખતા થયા કે કપટચંદને પકડી ગડદા પાટુ કોણી વીગેરે માર મારી અધમુવો કર્યો. તે એવો માર્યો કે ખાટલા વશ થયો. અને થંડા મારથી થોડા દીવશમાં મ્હોતને શરણ થયો. અહીંતો મારથી રીબી રીબીને મુવો, ને યમપુરીમાં પણ તેને યમ કીંકરોએ યોગ્ય શીક્ષાએ પહોંચાડયો. માટે વહાલા વાચકવૃંદ ! જેવી રીતે તેની અવસ્થા થઈ તે તમે વાંચી, તેથી ઇર્ષા ભાવ તજી સમ દ્રષ્ટી રાખશો તો સુખી થશો, નહીતર આ લોકમાં રીબાઇ રીબાઇને મારશો ને પરલોકમાં પણ યમકીંકરના હાથથી યોગ્ય સજા પામશો.

**રાજા**—વાહ ! દશોંશી અતી ઉત્તમ અને અસરકારક દ્રષ્ટાંત કહ્યું.

**દશોંશી**—મહારાજ ! ઈર્ષાવંત મનુષ્ય આ ભવમાં ને પરભવમાં સુખ પામતો નથી, છતાં પણ પોતાની વૃતી છોડતો નથી. માટે તેવા માણસથી ડરીને ચાલવામાં સાર છે.

**રાજા**—શું તેવા પામરથી ડરી ઉત્તમ ક્ષત્રિ ધર્મને બટો લગાડીશ ? નહી ! નહી ! કદી નહી! શું અમે ચુડીઓ પહેરી છે ?

**દશોંશી**—અટંકી વીર ! તમારૂ કહેવું સત્ય છે, પણ આજ કુસંપેજ સત્યાનાશ વાળ્યું છે. નહીતર યવનની મગદુર શી, કે તે ભર્તખંડ ઉપર રાજ્ય કરે ? મહારાજ તમારી કુમકનો વિચાર કરો, ને તેની કુમકનો વીચાર કરો; ખાલી લાડાઈ કરી ખપી જવામાં માલ નથી.

**રાજા**—ત્યારે શું તેનાથી ડરી તેને કન્યા આપવી ?

**દશોંશી**—મહારાજ ! મારી તેવી માગણી નથી. કુલઅંગારને કંન્યા આપવાનું કહેતા પહેલાં આ જીભના ટુકડા ન કરૂ, કે એવું વેણ ઉચારૂ ! હું કાંઈ ભીરૂ નથી, તમારો દશોંશી છું. પણ બાપુ! મીરાંબાઇનો યોગ્ય સ્થળે વીવ્હ કરી લગ્ન કરી નાંખો, એટલે લઢાઇનું મુળજ રહેશે નહી.

**રાજા**—એ વીચાર અતિ ઉત્તમ દર્શાવ્યો. પણ મીરાંબાઇના યોગ્ય શુદ્ધ ક્ષત્રી અટંકી વીર મળે, તો વીવ્હા કરી નાંખીએ. પણ આ જમાનામાં એવા બાહુબળી વીર નર છે કયાં ?

**દશોંશી**—બાપુ ! ઉત્તમ ક્ષત્રી ધર્મનો લય થયો નથી, વીરમાતાની કુખથી ઉત્પન્ન થયેલાં વીર રત્નો છે.

**રાજા**—તેવાં રત્ન મારી નજરમાં તો આવતાં નથી. તમારી ધ્યાનમાં હોય તો બતાવો.

**દશોંશી**—બાપુ ! ઉદેપુરનો રાણો અટંકી છે, તે કુળની બલીહારી છે.

**રાજા**—હા ! હા ! તે બરાબર છે. દશોંશી જાવો તે રાણા સાથે સગપણનું ચોકડું ગોઠવી વેહેલાસર પાછા આવો, ને ખાંડુ પણ સાથેજ લેતા આવજો.

**દશોંશી**—ભલે બાપુ ! હાલને હાલ જાઉ છું, ને સગપણ કરી ખાંડુ પણ સાથેજ લેતો આવું છું.

**રાજા**—કદાપી આનાકાની કરશે તો ?

**દશોંશી**—બાપુ ! તમારો દશોશી કોઇ રીતે પાછો પડે તેવો નથી. ને ધણી આનાકાની કરશે, તો છેવટમાં યવનથી ડરીને તે માગુ ના કબુલ કરોછો, એવું કહીશ કે તર્ત તૈયાર સમજો. અટંકી ક્ષત્રીઓ ક્ષત્રી ધર્મ માટે પ્રાણ પાથરે તેવા છે.

**રાજા**—બહુ સારૂ, તો આ સોને મઢેલુ શ્રીફળ લેતા જાઓ, ને કામ સિદ્ધ કરી વહેલાસર આવજો.

( શ્રીફળ આપે છે )

**રાણી**—જો જો બારોટ, ફેરો અફળ ન જાય ?

**દશોંશી**—માતાજી ! તમારા બારોટનો ફેરો અફળ હોયજ નહી. તમે તમારે લગ્નની સામગરી સજવા માંડો.

**રાજા**—લ્યો, આ વાટ ખરચી. ( સોના મહોરની થેલી

આપે છે ) કામ સિદ્ધ થયેથી રાજી કરીશું.

**દશોંશી**—મહારાજ ! આ શરીરમાં તમારૂજ લુણ ભરેલું છે. ને ખાઇએ છીએ તે પણ તમારૂજ લુણ.

**રાજા**—જાઓ, કામ સિદ્ધ કરી વહેલાસર પાછા આવજો.

**દશોંશી**—બહુ સારૂ બાપુ ! તમારા પગના પ્રતાપે કામ સિદ્ધ કરી જલદીથી પાછો આવીશ.

**રાણી**—પ્રાણનાથ ! મીરાંને પૂછ્યું કે એમને એમ દશોંશીને મોકલ્યા ? ( બારોટ જાય છે )

**રાજા**—રાણી ! ધર્મ સંકટ તેથી લાચાર. પણ પાછળથી તમો જોજો કે તે મીરાં પોતાના **ગિરિધરલાલ** શીવાય બીજાનું લીલુ વાળવાની નથી તે નથીજ. આજે વીવ્હા થાય છે, તે ઉપરનાજ સમજજો. મનના વીવ્હા નથી, ફકત તનનાજ છે. આ વીવ્હાને વીવ્હા સમજશો નહી. પરંતુ તેને પરણેલી ધારી વટલેલ ક્ષત્રીઓથી કોઈ રીતનો ઉપદ્રવ ન થાય તેટલાજ માટે વીવ્હા અને લગ્ન કરવું પડે છે.

**રાણી**—શું વટલેલ ક્ષત્રીઓ જોરવાળા છે ? અને તમે કમજોર છો, કે તેઓ ફાવી જશે ?

**રાજા**—પ્રિયા ! તેમ નથી, પરંતુ ઝાઝી કીડીઓ સાપને તાણે, તે કહેવત તમો જાણોછો, છતાં શા માટે પુછોછો ? કદાપી તેની સાથે બાકળી બાંધી યુદ્ધ કરીએ, તો તેની કુમકમાં અકબર બાદશાહ પોતે આવે, અને આપણી કુમકમાં તો જે અટંકી ક્ષત્રીઓ છે તેજ આવે. આપણું સૈન્ય કેટલું,

અને બાદશાહનું સૈન્ય કેટલું. તેના અથાગ દળ આગળ મુઠી ભર માણસો શું કરી શકે ? સમજો કે બકરાના ટોળામાં વાઘ, તેનાં અથાગ બકરાં આગળ આપણા મુઠીભર વાઘ શું કામ કરી શકે ? કદાપી પરાજ્ય થાય, તો પાછળથી પ્રભુપરાયણ દેવીને દુઃખ થાય. તે દુઃખ ન થાય તેને માટેજ ખાસ આ સગપણ કરવું પડયું છે પણ ધન્ય છે મીરાંબાઇને કે તેનું લક્ષ તો એક **ગિરિધરલાલજી** તરફજ લાગી રહ્યુંછે. આપણી સંસારીક માયાની વાત તેને ગમતીજ નથી. આખો દીવશ તે અને તેના **ગિરિધરલાલજી** તે શીવાય બીજી કોઇ ચીજ તરફ વૃતી દોરતી જ નથી. પ્રભુ પરાયણની બલીહારી છે.

**રાણી**--પ્રાણનાથ ! તમારૂ કહેવું સત્ય છે, પણ જગત વહેવારમાં રહેવું તે આપણો ધર્મ છે. ચાલો સૌ સારાં વાનાં થયાં. મારી ઇચ્છા તેને પરણાવી પારકી કરવાની હતી તે ફળીભુત થઇ.

**રાજા**—તમારી ઇચ્છા પરિપુર્ણ થઇ, તેથી હું પણ સંતોષ માનું છું. પણ મીરાંને આમાંનુ કાંઇજ નથી. તેને તો તમે ગમે તેમ કરો પણ તેથી તે સુખી કે દુઃખી કાંઇજ નથી. તમારી લાગેલી માયાની ઉપાધીઓ તમે તમારે અનુભવો, પણ તેને તો કાંઇજ નથી. ફકત **ગિરિધરલાલજી** ને **ગિરિધરલાલજી**જ.

**રાણી**—પ્રાણનાથ ! તમારૂ કહેવું સત્ય છે. તેનાં દરેક કર્મોથી હું અતિશય ખુશી થાઉં છું, પણ વહે-

વારીક વાતને માટે મારે લગાર કહેવું પડયુ.

**રાજા**—તે તો ઠીક, હવે તો તમારા મનનું ધાર્યું થયુંને?

**રાણી**—મહારાજ ! મનનું ધાર્યું શેનું ? ઇશ્વર ઇચ્છાએ સર્વે વાત બને છે. ( દાશી આવે છે )

**દાશી**—મહાદેવી ! ભોજનનો સમય થયો છે.

**રાજા**—ચાલ્ય આવીએ છીએ. ( રાજાને ) પધારો પ્રાણનાથ.

**રાણી**--ભલે ચાલો. ( જાય છે )



# પ્રકરણ ૯ મું.

મીરાંનો વિવ્હા કર્યો, રાણાથી બની મગ્ન;
ખાંડુ તેડી લાવીયો, કરવા મીરાંનું લગ્ન.



ચીતોડ ગઢમાં જ્યાં રાણાનું રાજ્ય છે, ને રાણો સભા ભરી બેઠો છે, ત્યાં મેડતાથી મીરાંના સગપણ માટે નીકળેલો દશોંશી આવી પહોંચ્યો. અને રાણાની સભામાં આવી રાણાને પ્રણામ કર્યા. રાણે કહ્યું દશોંશી કયાંથી આવો છો ? દશોંશીએ કહ્યું રાણાજી ! હું મેડતાથી જયમલ રાઠોડની પુત્રીનું સગપણ કરવા સારૂ આવ્યો છું.

સગપણની વાત સાંભળી રાણો ખુશ થયો, અને કહ્યું કુંવરી કેવી છે ? દશોંશીએ કહ્યું મહારાજ ! રાઠોડ કુંવરીમાં કોઈ વાતની કહેવત હોયજ નહી. રાણાએ કહ્યું તેની છબી લાવ્યા છો ? દશોંશીએ કહ્યું હા મહારાજ, કહી મીરાંની છબી રાણાના હાથમાં આપી, સોનાથી મઢેલું શ્રીફળ રાણાના મ્હોં આગળ મૂક્યું. છબી જોઇ રાણાએ શ્રીફળ સ્વીકાર્યું, અને પુછ્યું કે લગ્ન કયારે કરવાં છે? દશોંશીએ કહ્યું મહારાજ ! કયારે શું ? હાલને હાલ; ખાંડુ મારી સાથેજ મોકલો, વીલંબ કરવાનો નથી. રાણો આથી ખુશ થયો, અને દુર્મદસીંહ નામનો એક રજપુત કે જે પોતાનો વિશ્વાસુ હતો, તેની સાથે ખાંડુ આપી દશોંશી સાથે વિદાય કર્યો.

દશોંશી દુર્મદસીંહ સાથે ખાંડાસહ મેડતામાં આવ્યો, અને જયમલ રાજાને ખબર આપ્યા. જયમલ આથી ઘણો

ખુશ થયો, અને સારૂ મહુરત જોઇ મીરાંને ખાંડા સાથે વરાવી, અને બે દીવસબાદ મીરાંને ચીતોડ વળાવાની હોવાથી તેને માટે તૈયારી કરવા માંડી.

મીરાંને ચીતોટ ગઢ વળાવવાને આગલે દીવશે, એક મહંતની મેડતામાં પધરામણી થઇ; તે મહંતનાં દર્શન કરવા જયમલ મીરાંસહ ગયા. મહંત પાસે જઇ તે મહાત્માને વીનવણી કરી દરબારમાં બોલાવી તેમને ઉતારો આપ્યો.

મહંતના હાથમાં **ગિરિધરલાલજીની** મુર્તી જોઇ મીરાંનું મન તેમાં લોભાણું. તેણે મહંતને કહ્યું મહાત્મા ! આ **ગિરિધરલાલજીની** મુર્તી મને આપો.

મહંતે કહ્યું બચ્ચા, તે મુર્તીને હું કદાપી મારા હાથમાંથી નીચે મુકતો નથી. ફક્ત શેવા કરવા માટેજ તેમને થાળીમાં પધરાવી શેવા કરી પાછી હાથમાં રાખું છું. તો કહે કે હું તને કેવી રીતે આપી શકું ?

મીરાંએ કહ્યું મહાત્મા ! તે **ગિરિધર** મુર્તીનો વાસ તમારા હાથમાં છે, પણ મારા તો ઘટમાં તે મુર્તીનો વાસ છે, તો કહો કીયો વાસ વધે? મહાત્માએ કહ્યું બચ્ચા તારો વાસ વધે. મીરાંએ કહ્યું જો મારા ઘટનો વાસ વધારે ગણતા હો, તો તે મુર્તી આપી ધો. મહંતે કહ્યું હું પ્રથમ **ગિરિધરલાલજીને** પૂછી જોઉ, ને તેમની મરજી હોયતો તે મુર્તી તને આપું. મીરાંએ કહ્યું તો પૂછી જૂવો કે તેમની શું મરજી છે ? મહાત્માએ કહ્યું તે કાંઈ હાલ પુછાય નહી. મીરાએ કહ્યું તો ક્યારે પુછશો ! મહંતે કહ્યું શેવા વખતે પૂછીને તેમનો ખુલાસો મેળવીશ, એમ કહી ગયા.

મીરાંએ **ગિરિધરલાલજીની** સ્તુતી કરી કે હે **ગિરિધરલાલજી**! હે નાથ ! તમો મહંતને મારી પાસે આવવાનું

કહી, મારી પાસે પધારો, મારી આશા ફળીભુત કરજો; એ પ્રમાણે મનન કરી વિનવણી કરવા માંડી.

**ગાયન.**

( જોજે હો અલી ઘેલી કળી ) એ રાહ.

જો જો હો પ્રભુ, ના કહી કહેશો, સદાય ઇચ્છુ સાથ;
પ્રેમની પ્યાસીને, વિસરો ન દાશીને, પ્રિતેથી પકડ્યો હાથ.
પ્રેમેથી પરણીને, વિસરો ન ગૃહણીને, રહેજો હો રહેજો હો
રહેજો, કહાવો કૃપાળુ નાથ.
પ્યાસીની પ્રિત, અજબ રીત, શેવીશ ધારીને હીત;
સાચી પ્રતિત, જાણું હું નીત્ય, તેથી છે તનડુ શીત;
આવો દાશી પાસ, બેઠી ધરી આશ, દીલમાં પુર્યો વાસ,
દીયો નહી ત્રાસ.
**ગિરિધર** સ્વામી ચાહુ ચીતે, માટે લાવોને કાંઇ મહેર;
ચીતડુ તલસે, મનડુ વિલખે, દર્શન વિણ કહો રહે શી પેર;
માટે પ્રભુ આવો વિભુ
લાવીને દયા, તજશો નહી મયા— જો જો.

---

ઉપર પ્રમાણે વિનવણી કરી જમવાનો વખત થવાથી જમવા માટે ભોજન ગ્રહ તરફ ગયાં. ભોજન ગ્રહમાં જઇ પોતાના પીતાને કહ્યું પીતાજી! મહંત મહારાજને કહી મને **ગિરિધરલાલજી**ની મુર્તી અપાવો. રાજાએ કહ્યું બહેન ! મહંત પાસે જઇ વિનવણી કરીશ, ને જો તેમની મરજી હશે તો અપાવીશ. મીરાંએ કહ્યું મેં મહંત પાસે વિનવણી કરી છે. તેમણે **ગિરિધરલાલજી**ની મરજી પુછીને તેમની ઇચ્છા હશે તો આપીશ તેમ કહ્યું છે. રાજાએ કહ્યું તો તેમને પુછી જોવાદો, **ગિરિધરલાલજી**ની મરજી

હશે તેમ કરશે; રાજાનું વચન સાંભળી મીરાં **ઠાકોરજીને** શયન કરાવા માટે ગયાં.

બીજે દીવશે સવારમાં વહેલાં ઉઠી, ઠાકોર શેવાથી પરવારી, પોતાના પીતાને સાથે લઈ, મહંત પાસે આવ્યાં. મહંત પાસે આવી તેમણે **ગિરિધરલાલજીને** સપ્રેમ પ્રણામ કર્યા. પ્રણામ કરી મહંતને કહ્યું મહાત્મા ! મારા **ગિરિધરલાલજીને** પુછ્યું ? તેમની શું મરજી છે ? મહંતે કહ્યું મીરાં ! તું આ મુર્તીને લઇ શું કરીશ ?

મીરાએ કહ્યું મહાત્મા ? શું કરીશ કેમ કહો છો ? તેમનું સાચા દિલથી શેવન કરીશ, ને સદાય પાસેના પાસે રાખીશ.

મહાત્મા આથી ખુશી થયા, અને **ગિરિધરલાલજી**ની મૂર્તી મીરાંને અર્પણ કરી, અને કહ્યું **ગિરિધરલાલજી** તારી પાસે રહેવાને બહુ ચહાય છે.

**ગિરિધરલાલજીની મુર્તી** મળવાથી મીરાંબાઈ ઘણાં-જ પ્રસન્ન થયાં. ને મહંતનો સાચા દીલથી આભાર માની, અને મુર્તી લઇ પોતાના ઓરડામાં ગયાં.

મીરાંબાઇના લગ્ન માટે ખાંડુ લઇ દુર્મદસીંહ આવ્યો હતો, તેણે ચીતોડ ગઢ જવાની તૈયારી કરી. જયલમ રાજાને તથા રાણીને કહ્યું, રાજાજી ! હવે મીરાંને વિદાય કરો. રાજા કહે બહુ સારૂ, કહી દાશીને મીરાંને તૈયાર કરી લાવવા સારૂ મોકલી.

દાશીએ મીરાંબાઇના ઓરડામાં જઇ મીરાંબાઇને તૈ-યાર કરી રાજા પાસે લાવી. મીરાંનો વિગોગ થશે એવું સ-મજી રાજાજીની તથા રાણીજીની આંખમાં આંસુ આવી ગયાં. મીરાંની માતાએ મીરાંને શીખામણ દેવા માંડીકે એ

હેન, સાસરે જઈ શાણી થજે. તારા સાસુ તથા નણંદનું કહ્યું માન્ય કરજે. સતીની રીતીને અનુસરી તારા પતીનું શેવન કરજે.

મીરાંએ કહ્યું મારા પતીનું શેવન કરવામાં પાછી નહીં હઠું. તન મન અને ધનથી શેવન કરીશ. અને જેવો પ્યાર છે તેથી અધીક રાખીશ. જો તેમ ન હોત, તો સાથે શું કરવા રાખત? ઘટમાં તો હતાજ, પણ મહંતની કૃપાથી હવે તો હાથમાં પણ આવ્યા છે.

મીરાંની માતાએ કહ્યું મીરાં! મીરાં! આ તું શું કહે છે? મને ખાત્રી છે કે તું ત્યાં જઈ હમારૂ સારૂ કહેવરાવે તેમ લાગતું નથી. ભક્તાણીવેડા કરવા માગે છે કેમ?

મીરાં કહે ના માતાજી, ભક્તાણીવેડા કેવા? હું તો મારા પરણેત પતીની શેવા ઉઠાવીશ. બીજાને સ્વપ્ને પણ ઇચ્છિશ નહી. સતીના ધારાને અનુસરી તમારા નામને દીપાવીશ. ઝાંખપ આવવા નહી દઉં તે નક્કી સમજજો.

રાણી કહે હવે મને તારૂ બોલવું ગમ્યું. સુજાત માબાપની દીકરી છું, સુજાતને ઘેર જાય છે, રાણો અટંકી અને આપણા ક્ષત્રીયમાં શ્રેષ્ટ છે, તેવું સાસરૂ મળ્યું તે તારો ભાગ્યોદય સમજજે.

મીરાં કહે જ્યારથી મારો મનનો માન્યો પતી મળ્યો, ત્યારથી મારો તો ભાગ્યોદય થઇ ગયો છે. તમારો રાણો તો ચિતોડગઢનો રાજા છે. પણ મારા મનનો માન્યો તો આખા જગતનો રાજા છે. તમારા રાણા પાસે તો બે પાંચ હજાર સૈન્ય અને શેવકો હશે, પણ મારા મનના માન્યાની આમન્યા આખુ જગત રાખે છે. તમારા રાણાની સાહ્યબીની ગણતરી થાય, પણ મારા મનના માન્યાની

સાક્ષખાની ગણતરી કોઇથી થાય તેવી નથી. તમારો રાણોજી ફક્ત ક્ષત્રી ધર્મનોજ અટંકી છે, પણ મારો વ્હાલો તો દિનદયાળ, ભક્તવત્સલ ભક્તિનેજ આધિન છે. જાત ભાતની તેને પરવા નથી. દુનિયામાં એક ઢેડ જેને જગત સકળ તુચ્છ સમજે છે, તે પણ ભક્તિથી મારા વ્હાલાના ચર્ણપદને પ્રાપ્ત થાય છે. એવો તે દિનદયાળ ભક્તિને વશ મારો વ્હાલો છે. તમારા રાણાને મરવાનો ભય છે, મારા વ્હાલાને તેનો ભય નથી. તમારા રાણાની ફક્ત રજપુતોજ પ્રશંશા કરે છે, પણ મારા વ્હાલાની તો સકળ જગતમાં પ્રશંશા ચાલે છે. કહો માજી તમારો રાણો વધે કે મારો વ્હાલો ?

રાણી કહે મીરાં ! પાછું એજ ટાયલું ચલાવ્યું કે ? હજી તુ તારી જક છોડી રાણાજીને કબુલ નહી કરે ? તેના ખાંડા સાથે ફેરા ફરી છું તેનો વિચાર કર. જેને તુ સ્વપ્નામાં વરી છું તેની આટલી પ્રશંશા કરે છે, તો જેને જગત જનની સમક્ષ વરી તેની તો તારે વધારે પ્રશંશા કરવી જોઇએ. સતીને તો પતી એજ પરમેશ્વર છે. સતીનું કલ્યાણ તેના પતીથીજ છે. સતી પતીને નહી સ્વીકારી, પરમેશ્વરને ભજે તો તેનું કદાપી કાળે કલ્યાણ થતું નથી. શાસ્ત્રો તેં કયાં વાંચ્યાં નથી ? તારૂ કહેવું અને માનવું છે, કે શાસ્ત્રો ખોટાં નથીં, તો શાસ્ત્રમાં સતીને પતીનેજ સાચો પ્રભુ એવું લખ્યું છે, તે વાક્ય ખરૂ કે ખોટું ?

મીરાં કહે માતાજી ! તમારૂ સમજવું ફેર છે. જગતમાં સતી પ્રથમ મનસા વાચાથી જેને વરી તેજ પ્રભુ. તે વાક્ય શાસ્ત્રમાં લખ્યું છે તે બરાબર છે. પણ મને તે વાક્ય લાગુ પડતું નથી. કારણ, હું તો પ્રથમથીજ મારા ગિરિધરલાલજીને મનસા વાચાથી વરી ચુકી છું, તો પછી

રાણાને કેવી રીતે કબુલ કરૂ? તેનો વીચાર કરો— સતીએ તો મનથી વર્યો તેજ પતિ, અને તેજ પ્રભુ. બીજાને સ્વપ્ને પણ કબુલ નહી કરે નહી કરે ને નહીજ કરે.

રાણી કહે ત્યારે તું રાણાના ખાંડા સાથે ફેરા ફરી તે ખોટું કે? મીરાં કહે હા ખોટું. તદન ખોટું. મીરાં ક્યાં ખાંડા સાથે ફેરા ફરી છે ? રાણી કહે હજી બે દીવસ થયા છે અને એટલામાંજ ફરી જાય છે ? મીરાં કહે હું ક્યાં ફરી છું ? રાણી કહે ત્યારે કોણ ફર્યું છે ? મીરાં કહે આ પંચભુતનું પુતળું. રાણી કહે તે પંચભુતનું પુતળું મીરાંનુંજ છે, તેથી મીરાંજ ફેરા ફરી છે. મીરાં કહે ના. પંચભુતના પુતળાને મીરાં સમજતાં હો તો તે પુતળુ ફેરા ફર્યુંછે પણ મનને બાજુંએ મુકીને, આત્માને અળગો રાખી, મન વગરનું લગ્ન તેને લગ્ન કોણ કહે છે ? આત્મા વગરના પંચભુતના પુતળાને મનુષ્ય કોણ કહે છે ? તેતો મડુ સમજવું. આ દેહ, આ પંચભુતનું પુતળુ ફેરા ફર્યું છે, તો તેને જ્યાં મોકલો છો ત્યાં જાય છે, પણ આત્મા જતો નથી. તે આત્મા તો શ્રી ગિરિધરલાલજીના ચરણ કમળમાં આનંદથી મહાલે છે. રાણી કહે આત્મા વગરનું પંચતત્વનું પુતળુ ચૈતન સુન્ય હોય છે, તે કાંઈ ચૈતનવાળું હોતુ નથી, પણ મીરાંતો સહચૈતન છે અને સહઆત્મા છે.

મીરાં કહે માતાજી ! શું આ પંચભુતના પુતળાને સહઆત્મા સમજો છો ? ના, તે સહઆત્મા નથી. મારા ગિરિધરલાલજીની ઝંખનામાં દેહથી જીુજવો પડ્યો છે. તેના ગુણની ગણનામાં ઘેલો થયો છે. શું ઘેલા થયેલા દેહને સજીવન સમજોછો ? ના ! ના ! તેને તો આત્મા સુન્ય સમજવો. કારણ, ચગડોળ ફરતો આત્મા દેહમાં વસતોજ નથી. તે તો ભ્રમણામાં ભુલો ભમ્યા કરે છે.

**રાણી**—ત્યારે શું તું ઘેલામાં ખપવા માગે છે ? કહી છ. તાં ગાંડીમાં ગણવા માગે છે?

**મીરાં**—માતાજી ! શું તમે મને ઘેલી સમજો છો !

**રાણી**—હા.

**મીરાં**—ના ! ના ! આ આત્માતો પ્રભુના ચરણ કમળનાં સાક્ષાત દર્શન કરવા બહાવરો બની ગયો છે.

**રાણી**—મીરાં ! આ બોલવું તહારૂ તદ્દન જુદું છે. બહાવરી કે ગાંડી મીરાંથી આવા જવાબ અપાયજ નહી. માટે કહુંછું કે તું રાણાજીને કબુલ કર, ને આ હઠ છોડી દે.

**મીરાં**— ગાયન.

( કેમ મહેતા તમારી બુદ્ધિ ફરી ) એ રાહ.

શું ધર્મ સતીનો વિસરાવો, કેમ ખોટો દાબ કરો આવો;
પરણી ગિરિધર સ્વામી સાથે, તે વીણ નહી કોઇનો દાવો–શું.
જેછે જળ સ્થળનો વાશી, વળી ઘટ ઘટ વ્યાપક અવિનાશી;
થઇ છુ હું ચર્ણ કમળ દાશી, બસ એજ છે મારા અભીલાશી–શું.
ભક્તિથી વશ તે તો થાયે, દર્શનથી દુઃખ સરવે જાયે;
પરણેત પતી કેમ તજાયે, વિસર્યો તેને કેમ વિસરાયે–કેમ.

---

માટે માતાજી, નક્કી સમજજો કે આ મીરાં કદાપી કાળે સાચો હીરો મુકી કાચનો કકડો ગ્રહન નહીં કરે, તે તમો નક્કી સમજજો.

રાણી કહે હઠીલી છોકરી હઠમાં તું ખરાબ થઇશ. અને રાણાજી તને ગ્રહણ નહી કરે તે નક્કી સમજજે. હઠનાં ફળ સારાં નથી. ને હઠીલુ માણસ કદાપી કાળે સુખી થતું નથી.

મીરાં કહે માતાજી ! મારો રાણાજી સ્વીકાર નહી કરે તેની મને પરવા નથી. મારા ભગવાને મારો સ્વીકાર કર્યો છે તેજ બસ છે. હજાર હાથના ધણીએ સ્વીકારી છે, તો પછી બે હાથના માણસના સ્વીકારની પરવા નથી. જુવો સાંભળો.

**મીરાં—** **ગાયન.**

સ્વીકારી ગિરિધરલાલ વ્હાલ મુજને કરીરે; માતા.
કરી મુજને અતિશય ન્હાલ, ભક્તિ મુજ ઉર ધરીરે. દાતા.
સાચી કિરપા છે હરીની, અન્યની પરવા ન જરીએ; માતા.
કૃપાદ્રષ્ટી તેની તે બદલાતી, ભવસાગર કેમ તરીએ—ભક્તિ.
કશી પ્રભુની કૃપા મનુષ્યની, કામમાં આવે નાંહીરે. માતા.
કશી મનુષ્યની કૃપા હરીની, થાય મનુયથી ન કાંઇ. ભક્તિ.

કહો માતાજી ! બે હાથના માણસના સ્વીકારની શી જરૂર છે ? રાણી કહે આ તારાં વચનો સાંભળીને મારૂં મન તો દીંગજ બની ગયું છે. તારા ભગવાન શીવાય બીજાનો આદર તારાથી થવાનો નથી, તેવી મારી તો ખાત્રી છે. પણ તેથી રાણાની અણમાનીતી થઇ અથડાયા કરીશ.

મીરાં કહે માતાજી ! મારા ગિરિધરલાલજીની માનીતી છું, તેથી રાણાના માનની મને જરૂર નથી. ગિરિધરલાલજીનું માનીતુ માણસ અન્ય જનના માનની પરવા રાખતુંજ નથી. માથે ગિરિધરલાલજી સરખો ધણી બીરાજીત છે, તો રાણો અને રાણાનું માન ખાંડ ખાય છે, જુવો સાંભળો.

**મીરાં—** **ગાયન.**

( ગોરી ગુણયલ જાશું હમારે ગામરે ) એ રાહ.
મમ માતુ ન જાણો નાદાનરે,
એક ગિરિધર પ્રભુ મુજ પ્રાણરે—મમ.

માન અખંડ તેનું હું પામી, પામી
જગપતી સ્વામી—દુઃખ સઘળાં વામી હું સુજાણુરે—મમ.

સાખી.

જગત નીયંતાનાથ એ, ઘટ ઘટ વ્યાપક શામ;
માન પુરણુ પામી ગઇ, રાણાનું નથી કામ.
કહો રાણાથી શું ભવ ભ્રાન્તિ જશે, કે દુઃખ દુર થશે,
કહો માનું શું મીશે;
સત્ય પતી ગિરિધર ગુણવાનરે—મમ.

---

દુર્મદસીંહ, કે જે રાણાનું ખાંડુ લઇ આવેલો તેણે વીચાર કર્યો, કે આ કાંઇ રાણાનું ઉકાળે તેમ લાગતું નથી. જે અત્યારથીજ રાણાને ગણુતી નથી, તો પાછળથી શું લીલુ વાળશે ? જાણે મોટું પંડીતનું પુંછડું. જાણે મોટી ભગતાણી. (રાજાને) લ્યો હવે તાકીદ કરો નાહક ખોટી શા માટે કરો છો ?

રાજાએ કહ્યું હાલ મોકલું છું ( રાણીને ) પ્રિયા ! તેની સાથે દાશીઓ કઇ મોકલવાની નક્કી કરી છે ! રાણી કહે આ સુમતી અને કુમતી બંને દાશીઓને તઇઆર કરી છે. રાજાએ દાશીઓને કહ્યું સુમતી, મીરાંબાઇને સાચવીને લઈ જજો. તેની બરોબર શેવા ચાકરી કરજો.

સુમતી કહે બાપુ ! તે બાબતની ચિંતા રાખશો નહી. આ પ્રભુ પારાયણ દેવીનું જીવની પેઠે જતન કરીશું, અને પુજ્ય ભાવથી વર્તિ તેની શેવા બરદાશ ઉઠાવીશું.

દાશીનાં આવાં વચન સાંભળી રાજાએ દુર્મદસીંહને કહ્યું દુર્મદસીંહજી, મારી મીરાંને સાચવીને લઇ જજો, અને રાણાજીને હમારા જયશ્રીકૃષ્ણ કહેજો. તેમની માતાજીને અને તેમનાં બ્હેનને પણ હમારા ઘટીત કહેજો.

દુર્મદસીંહ કહે બહુ સારૂ (મીરાંને) મીરાંબાઈ તમો હવે રથમાં બીરાજીત થાઓ. મીરાંને રથમાં બીરાજીત થવાનું કહેતાં મીરાં દાશીઓસહ રથમાં બેઠી અને રથ હંકરાયો.

રથના પવન વેગી ઘોડાઓને ઇસારત થતાં ઉપડયા. જયમલ રાજા તથા રાણી વીગેરેએ મીરાંને હુંશીઆર રહેવાનું કહેતાં જયાંસુધી રથ પોતાની દ્રષ્ટીથી દુર થયો ત્યાં સુધી રથના સામુ એકી ટસે જોતાં ઉભાં રહ્યાં. જયારે રથ દેખાતો બંધ થયો, ત્યારે સૌ રાજમહેલ તરફ ગયું અને ભગવાનનો પરમભક્ત રાજા જયમલ મીરાંના વિયોગના વિચારમાં પડયો.



# પ્રકરણ ૧૦ મું.

## ચીતોડના રસ્તે મીરાંબાઈ.



મધ્યાન કાળ થવાથી ઘોડાને વીસામો ખાવા માટે રથ એક જગો ઉપર છોડ્યો. ત્યાં જાજમ પાથરી સર્વે વિશ્રાંતી લેવા બેઠા. વિશ્રાંતી લેવા બેઠા ત્યાં મીરાંબાઈ પોતાના નિયમ પ્રમાણે હાથમાં માળા લઈ ગિરિધરલાલજીનું રટણ કરવામાં ગુંથાયા.

મીરાંબાઇનુ આવું વર્તન દુર્મદસીંહથી જોઇ શકાણું નહી, તેથી સુમતીને કહ્યું તમારી મીરાંબાઇની આ રીત હમારા રાણાજીને ગમશે નહી. જ્યારે આ પ્રમાણે વર્તન કરવું હતું, ત્યારે લગ્ન શા માટે કર્યા? સુમતી કહે દુર્મદસીંહજી, મીરાં કોણ છે ને તમે જાણો છો?

**દુર્મદસીંહ**—કોણ છે કેમ કહે છે? માણુસ જેવું માણુસ.

**સુમતી**—દુર્મદસીંહજી ભુલો છો, તે માણુસ નથી.

**દુર્મદસીંહ**—માણુસ નથી કેમ?

**સુમતી**—તેનાં પ્રભુ પારાયણતાનાં લક્ષણ જાતા નથી. અત્રે વિસામો મળતાં તમો સંસારી કુથલી કરવામાં રોકાયા અને તે તેના કામમાં પ્રવર્ત થઈ.

**દુર્મદસીંહ**—તે જાણ્યું, ભક્તાણીનો ડોળ ઘાલી માળા ફેરવવા બેઠી તે કે બીજું?

**સુમતી**—હા! હા! તેજ. જોઈ તેની પ્રભુ પ્રત્યેની નિષ્ટા?

**દુર્મદસીંહ**—જોઇ! જોઇ! પણ તે બધો ખાલી ઢોંગ.

**સુમતી**—તમારી પાપી નજરમાં તે બધો ખાલી ઢોંગજ

લાગવાનો. પવિત્ર નજર શીવાય તે સમજાશેજ નહીં.

**દુર્મદસીંહ**—મારી પાપી નજર ને તારી પવિત્ર નજર કેમ?

**સુમતી**—હા ! હા ! પાપી નહીંતર બીજું શું ? જો પવિત્ર નજર હોય, તો ખાલી ઢોંગ કહોજ નહી.

**દુર્મદસીંહ**—જો ઢોંગ ના હોય ને હૃદયમાંજ હોય, તો માળાની શી જરૂર છે ? જેના હૃદયમાં વાસ છે તેને માળાની જરૂરજ નથી. માળા ફાળા તેતો ખોટા ઢોંગજ. મન શિવાયની માળા નકામી છે.

**સુમતી**—દુર્મદસીંહ ! આ તમે શું બોલોછો ? શું આ બધા ઢોંગ સમજો છો ? તમો કહોછો કે જેના ઘટમાં છે તેને માળાની જરૂર નથી તે ખરૂ છે, પણ અત્રે વિસામો લેવા બેઠાં ત્યાં તમો ખાલી કુથલી અને નીંદા કરવામાં ગુંથાયા. અને તે પોતાનું કર્મ **શ્રી ગિરિધરલાલજી**નું રટણ કરવામાં ગુંથાયાં. તમો કુથલી કરો છો તેમાં તેનું લગાર પણ ચિત્ત છે ? તેનું ચિત્ત તો એક માળામાં અને પ્રભુમાં મળી ગયું છે, અને એક તાર થઈ ગયું છે. તમારા સામી નજર પણ જૂવો છો ?

**દુર્મદસીંહ**—નજરનથી પણ મનથી તેના મનને કાંઈક થતુ હશે. બગલુ નદીમાં એક પગે એક દ્રષ્ટીથી ઉભુ રહે છે, પણ તેનું ધ્યાન માંછલાં તરફ હોય છે. તો પછી આનું ધ્યાન તેવું નહી હોય તેનો પુરાવો શો ?

**સુમતી**—ખરૂ કહો છો દુર્મદસીંહજી, કોઈના મનમાં હાથ

ધલાય છે? અગમ નિગમ જાણવાવાળા શીવાય મનની ખબર પડતી નથી. તેનું એક દૃષ્ટાંત મને યાદ છે તે કહો તો કહું.

**દુર્મદસીંહ**—( ઠીક છે સાંભળવા દે. વખતે તેને પાછી પાડવાનો દાખલો મળે તો સુમતીને બોલતી બંધ કરી દેવાય ) કહે સુમતી એવાં દ્રષ્ટાંત તો મને સાંભળવાં ઘણુંજ ગમે છે. કારણ, તેમાંથી ઘણું શીખવાનું મળે છે.

**સુમતી**—જુવો સાંભળો.

**દ્રષ્ટાંત**—એક વણીક ગૃહસ્થ હતો. તે કાંધા પાંજરાનો એટલે ધીરધારનો ધંધો કરતો હતો. તેના દેણદાર ગ્રાહકોમાં ઢેડની વરણ વિશેશ હતી. કારણ ઢેડ અણસમજુ હોય છે, તેથી તેમની પાસેથી સારો લાભ મળે છે. તેમની ગ્રાહકી ઢેડ વર્ણમાં વિશેશ હતી, શેઠ રોજ નાહીને શેવા કરીને ખાતા હતા. આ નીયમ તે બરાબર પાળતા હતા. ગમે તેવું કામ હોય પણ આ નીયમ ચુકતા નહી. તેમના ઘેર એક દાશી સત્ય નિષ્ટા અને સત્ય ભક્તિના બળે અગમ નિગમને જાણવા વાળી હતી. અને તે દાશીના પુન્યે શેઠને ઘણો સારો લાભ મળતો હતો. એક દીવશના સમાયોગે તે શેઠની ન્યાતના એક માણસને તે શેઠનું કામ પડયું, તેથી તે શેઠને ઘેર ગયો. તે વખતે શેઠ શેવા મંદીરમાં બીરાજ્યા હતા. શેવાનું કર્મ પુરૂ કરી, હાથમાં માળા લઇ પ્રભુમાં એક તાર થયા હોય તેવો ડોળ ઘાલી માળા ફેરવતા હતા. દાશી ઘરમાંથી કચરો કાઢતી હતી. પેલો માણુસ શેઠને ઘેર આવ્યો અને દાશીને પુછ્યું શેઠ છે ? દાશી કહે ઢેડવાડામાં ગયા છે. તે શબ્દ સાંભળી તે માણુસ ચાલ્યો ગયો.

દાશીનાં આવા વચનો શેઠે સાંભળ્યા, તેથી ઝટપટ માળા ફેરવવાનું આટોપી શેવા મંદીરમાંથી બહાર આવ્યા. બહાર આવી દાશીને કહ્યું હું શેવામાં હતો છતાં, તેં પેલા માણુસને કેમ કહ્યું, કે શેઠ ઢેડવાડામાં ગયા છે ? દાશીએ કહ્યું શેઠજી ! મેં કહ્યું તે સત્યજ કહ્યું છે. જે વખતે તે માણસ આવ્યો, તે વખતે તમો હાથમાં માળા લઇ પ્રભુને છેતરવાનો ખોટો ડોળ કરી, રૂપલા ઢેડ પાસેથી રૂપીઆ લાવવાના છે તેના મનન (ચીંતવન)માં હતા, તેનુંજ મનન કરતા હતા. શેઠ આ સાંભળી વિષ્મય પામ્યા. દાશીને કહ્યું સત્ય કહે, કે મારા મનની તેં કેવી રીતે જાણી ? તારા શબ્દે શબ્દો, અક્ષરે અક્ષર સાચા છે. તને આ જ્ઞાન શી રીતે પ્રાપ્ત થયું તે કહે. દાશી કહે શેઠજી ! તે વાત હું તમને શી રીતે કહી શકું ? અહીંથી સાત ગઉપર સત્યપુર નગ્ર છે; ત્યાં એક શંકરશર્મા નામનો બ્રાહ્મણ રહે છે, તે તમને તે વાત કહેશે. શેઠને આ વાતથી ચટપટી થઇ ને તુરત સત્યપુરનો રસ્તો લીધો. સત્યપુર આવી તેણે શંકરશર્માનું ઘર શોધી કહાવ્યુ. તેની સ્ત્રીને હાંક મારી. શંકરશર્માની સ્ત્રીએ જાણ્યું કે પેલી દાશીએ મોકલ્યા છે. કારણ, તે પણ અગમ નિગમને જાણવાવાળી હતી. શેઠનો સાદ સાંભળી તે એકદમ બહાર આવી શેઠને કહ્યું ઉભા રહો, હું મારા પતીની આજ્ઞા લઇ આવું છું, ઘરમાં જઈ પોતાના પતીની આજ્ઞા પેલા શેઠ સાથે વાત કરવાની માગી. શંકરશર્માએ તેને ખુશીથી આજ્ઞા આપી. આજ્ઞા મળતાંજ તે શેઠ પાસે આવી કહ્યું, શેઠ તમને તમારી દાશીએ મોકલ્યા છે ? શેઠે કહ્યું હા. શંકરશર્માની સ્ત્રીએ કહ્યું શેઠજી તમે તમારા મનનો ખુલાસો કરવા આવ્યા છો, પણ અહીંથી પાંચ ગાઉ છેટે ઉધમપુર નામ-

ના નયમાં જીવો કસાઇ કરીને રહે છે,તે તમારા મનનું સમાધાન કરશે. શેઠ કહે કસાઈ? શંકરશર્માની સ્ત્રી કહે હા કસાઈ. અને તેજ તમારી શંકાનું સમાધાન કરશે.શેઠ આથી અચંબો પામ્યા અને ઉદ્યમપુર તરફ ગયા. ઉદ્યમપુરમાં જઈ જીવા કસાઇનુંઘર પૂછતા જીવા કસાઇને ઘેર ગયા. જીવા કસાઇને ઘેર તેની સ્ત્રીનેપુછ્યું, કે જીવો કસાઇછે? જીવા કસાઇની સ્ત્રીએ કહ્યું તે તો દુકાન ઉપર બેઠા હશે. કામ હોય તો દુકાને જઇ મળો. શેઠને વિચાર થયો કે તે પણ પેલી બેના માફક આગમનિગમને જાણવા વાળોજ હશે. તે શિવાય મારા મનનું સમાધાન કરી શકેજ કેમ. અને જો તે તેવો હશે, તો તેનો વેપાર પણ ઉત્તમજ હશે. દુકાન પુછી બજારમાંથી એક જણે કહ્યુ ખાટકીવાડામાં તેની દુકાન છે, માટે ખાટકીવાડામાં જાઓ. ખાટકીવાડાનું નામ સાંભળી શેઠને વિચાર થયો. કે હું વણીક ખાટકીવાડામાં શી રીતે જઇ શકું? પાછો વિચાર ફેરવ્યો, કે ગમે તેમ થાય પણ ત્યાં જઇ તેને મળવું તો ખરૂંજ. એવો વિચાર કરી તે ખાટકીવાડામાં ગયા. ખાટકીવાડામાં જઈ જીવા કસાઇની દુકાન પુછી, ત્યાં એક ખાટકીએ તેને તેની દુકાન બતાવી. દુકાનનો પત્તો મેળવી જીવા કસાઇની દુકાને જઇ પુછ્યું, કે જીવો કસાઇ છે? જીવો કસાઇ દુકાન ઉપરજ બેઠેલો હતો તેનેજ પુછ્યું. તેથી જીવા કસાઇએ કહ્યું તમને તમારા મનનું સમાધાન કરવા પેલી બ્રાહ્મણીએ મોકલ્યા છે? શેઠતો આથી અચંબો પામ્યા અને કહ્યું હા. તે સમાધાન કરી મારા મનની શંકા દૂર કરો. જીવો કસાઇ તે શેઠ સાથે એક બ્રાહ્મણને ત્યાં આવ્યો. તે બ્રાહ્મણને ત્યાં શેઠને જમવા વિગેરેની સોઇ કરી કહ્યું. તમે જમીને પરવારો તેટલાં અરસામાં હું મારા વૃદ્ધ

માતા પીતાની શેવા બજાવી આવું છું, કહી તે ગયો. શેઠ જમવાની વખત થતાં જમવા બેઠા, છતાં તેમને જમવાનું બીલકુલ રૂચ્યું નહી. જેમ તેમ જમી ઉઠયા, અને જીવા કસાઇની વાટ જોતા બેઠા. થોડીવાર થઈ ત્યાં જીવો કસાઈ આવ્યો, અને શેઠની પાસે બેઠો. અને વાતચીત કરવા માંડી

**શેઠ**—જીવાભાઈ ! મારા મનની તમે કેવી રીતે જાણી ?

**જીવો**—શેઠજી ! હું મારાં વૃદ્ધ માતા પીતાની પ્રભુ સમાન શેવા ઉઠાવું છું, ઇશ્વરનું સાચા દિલથી સ્મરણ કરૂ છું. તેથી હું અગમનિગમને જાણુંછું. તેથીજ તમારા મનની જાણી શકયો છું. શેઠજી હું ખાટકી છું, માટે એમ ન સમજતા કે હું હત્યા કરૂછું- પ્રાણીપર દયા એ મારૂ કર્તવ્ય છે. બીજું અસત્ય, અનિતિ વિગેરે કાર્યો થી હું દુર રહુંછું, સત્ય નિષ્ટાથી વર્તુછું, તેથીજ મને અગમનિગમની સુજ પડે છે.

**શેઠ**—તમે પર માટી વેચોછો તે જીવની હત્યા શિવાય કે?

**જીવો**—હા, જીવ હત્યા શિવાયજ. કારણ, પર માટી માટે જીવની હત્યા કરતો નથી, પણ બહારથી પર માટી લાવીનેજ વેચુંછું. સર્વેને વરજીત ધંધો કર્યાવિના સિદ્ધી નહી તેથી લાચાર. પરંતુ જીવ હત્યા કે ઓછુ તોલ, ઓછું માપ વિગેરે કોઈ અનિતિનો ધધો કરતોજ નથી.

**શેઠ**—વારૂ પેલી શંકરશર્માની સ્ત્રી કેવી રીતે મારા મનની વાત કહી શકી તે કહેશો ?

**જીવો**—હા. તેનું કારણ તેજ, કે તે એક ખરી પતીવ્રતા છે. પતીને પ્રભુ સમાન જાણવાળી, તે સાધવી

સતીમાતા છે. તમો ગયા ત્યારે પોતાના પતની આજ્ઞા મેળવવા ગઈ. આજ્ઞા મળી કે તુર્ત તમારી સાથે વાત કરવા આવી. એવી તેની પતી પ્રત્યે સત્ય નિષ્ટા છે. જેવી નીષ્ટા પતિ પ્રત્યે છે, તેવીજ નિષ્ટા પ્રભુ પ્રત્યે છે. તેથીજ તે અગમનિગમને જાણે છે.

શેઠ—આથી મને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો છે વારૂ ! મારી દાશી મારા મનની વાત કેવી રીતે જાણી શકી, તે કહી મારો સંદેહ દુર કરો.

જીવો—શેઠજી ! તે તમારે ત્યાં સત્ય નિષ્ટાથી વર્તી તમારૂ નીમકહલાલ કરે છે. જેવી સત્ય નિષ્ટા નોકરી ઉપર રાખે છે, તેવીજ સત્ય નિષ્ટાથી ઇશ્વરનું સ્મરણ કરે છે, તેથીજ તે અગમનિગમને જાણેછે.

શેઠ—હું કોઈ દિવસ તેને હાથમાં માળા લઇને ઈશ્વર સ્મરણ કરતાં જોતો નથી, તો તે ઈશ્વર સ્મરણ કેવી રીતે કરતી હશે તે સમજાવો.

જીવો—શેઠજી દાશંજન કે જેને સત્ય નિષ્ટાથી વર્તવું છે, તેને ફુરસદ હોયજ નહી, કે જેથી તેને માળા લઈ ઈશ્વર સ્મરણ કરવાનો વખત મળે. માળા ફેરવે કાંઇ ઈશ્વર પ્રસન્ન થતાજ નથી. જેના મનમાં પ્રભુનુ રટણ રહ્યા કરે છે, તેને માળાની કાંઇ જરૂરજ નથી. તે તો અહોનીશ મન સાથેજ રટણ કર્યા કરે છે; તેના પ્રતાપે તે અગમનિગમને જાણે છે

આ સાંભળી શેઠ અચંબો પામ્યા, અને કહ્યુ ધિક્કાર છે મને, કે હું અધર્મ અને અનીતીના કાર્યમાં પ્રવર્ત થઈ

મુંઢ બન્યો છું. લોકોને બતાવવા ખાતરજ માળા, સેવા, આદિ કાર્ય કરૂછું, પણ મનવગરનું શેવન તદન નકામું છે. જીવાભાઈ, તમે મારા ગુરૂ છો, મારા પ્રભુ છો. તમારા ઉપદેશથી મારા મનનું સમાધાન થયું છે. સમાધાન તો થયું તે થયું, પણ મારા મનની મલીનતા દુર થઇ, પ્રભુ નામનો મારા ઘટ ઘરમાં વાસ થયો છે, કહી જીવાના ચરણ કમળમાં પડયા. જીવે તેમને હાથ ગ્રહી ઉઠાડી ઇશ્વર રટણ કદી નહી ચુકવું, ત્થા સત્ય નીષ્ટાથી વર્તવાનું કહી ઘણો બોધ આપ્યો. શેઠ આથી પ્રસન્ન થયા, અને જીવા કસાઇની આજ્ઞા માગી પોતાના ગામ તરફ ગયા. રસ્તામાં શંકરશર્માને ઘેર જઇ તેની સતી સ્ત્રીને પણ પ્રણામ કર્યા. ત્યાંથી ઘેર આવ્યા. ઘેર આવી દાશીના ચરણમાં પડયા. તેને પોતાની ગુરૂ સમજી તેના પ્રત્યે પુજ્ય ભાવ રાખવા લાગ્યા. અને ત્યારથી તે ઇશ્વિરનું સ્મરણ કરવા લાગ્યા.

**દુર્મદ**—કુમતી! તારૂ દ્રષ્ટાંત બરાબર છે. પેલી દાશી જેવું કોઈ અગમ નિગમને જાણવાવાળુ હોય તો બતાવ? એતો હાથમાં માળા ને પેટમાં લ્હાળા.

**સુમતી**—તમો બંને એક નિષ્ટાનાંજ માણસ છો. જેવી જોઇએ તેવી જોડી છો, "એક કાંણોને બીજી ખોડી" તેમાં કદાપી કાળે કહેવત હોયજ નહી. તમને તો તેનો અનુભવ નથી, પણ આને તો બરાબર અનુભવછે, છતાં તમારા જેવી પાપી નજર રહી. તે એક અચંબાની વાત છે, પારસમણીના સંગથી લોહનું સુવર્ણ થાયજ થાય; છતાં પારસ-મણીની સંગતથી લોઢુ કાટમાં ફેરવાઈ ગયું, તે ઘણીજ તાજુબીની વાત છે.

**કુમતી**—એ તો જાણી તને ડાહલીને. હું તો ભલે કાટ થઇ, પણ તું સુવર્ણ થઈ છે તે બસ છે. આ ઢોંગ નહીતર બીજું શું ? ઘટમાં હોય તો માળા ફેરવવાનું શું કામ છે?

**સુમતી**—માળાથી ચિત્ત સ્થીર રહે છે, તેટલાજ કારણથી માળાની જરૂર છે. બીજું કાંઈ કામ નથી. આવી પ્રભુ પરાયણ દેવિની નિંદા કરી ક્યાં છુટશો ? ધોબી પણ એક પૈસો લીધા શિવાય કપડાનો મેલ ધોતો નથી પરંતુ તમારા જેવાં વગર પૈસે પાપ ધોવાવાળાં પામરોને લાખવાર ફિટકાર છે.

**કુમતી**—જાણી તને મોટું પંડીતનું પુંછડુ થઇ છે તે. જાણી તને અને તારી પ્રભુ પરાયણ દેવીને. પણ નક્કી સમજજો કે તમો ઘણાંજ દુ:ખી થશો. માટે ઢોંગ તજી સંસાર વહેવાર આદી વાત ચિત્તમાં ભળો, જેથી બધે માન મેળવશો. આમ અતડા-પણામાં ફાયદો નહી કાઢો.

**સુમતી**—બહુ સારૂ, અમારે તે સુખ જોઈતું નથી. સંસાર વહેવાર આદિ વાતમાં ભળવું પણ નથી.તું તારે ભળીશું તેથી સુખ ભોગવ એટલે બસ છે.

**કુમતી**—હા ! હા ! હું સુખ પામીશ તે તમો તમારી નજરે જોશો, અને બળી બળીને ખાખ થશો.

**સુમતી**—હમારે બળવાની શી જરૂર છે. પતંગીઆં દિવામાં પોતાનું મ્હોત છે, છતાં તેમાંજ સુખ માને છે, અને ઝંપલાઈ મરે છે, તેની બળત્રા બીજાને શું કરવા હોય ? વાવવું તેવું લણવું, અને કરવું તેવું ભોગવવું.

**દુર્મદસીંહ**—હવે કુથલી રહેવા દો. સાંજ પડવાની વ- ખત થઇ છે, માટે પડાવ ઉપાડો, ને તમો સર્વે સજ થાઓ. તમારી બાઇને કહો કે હવે તેના ખોટા ડોળ તજી તૈયાર થાય.

**સુમતી**--ખોટા કે ખરો ડોળ કહેવાની તમને શી જરૂર છે, હમો તો તૈયારજ છીએ.

મીરાંબાઇને સુમતીએ ધ્યાન મુક્ત કર્યાં, ધ્યાન મુક્ત થઈ સજ થઇ રથમાં બેઠાં, રથ હંકરાયો. તે બીજે દીવશે સવારમાં ચીત્તોડગઢ આવી પહોંચ્યાં. મેડતામાં ત્રણ મંગળ ખાંડા સાથે વર્તાયાં હતાં, અને ચોથું મંગળ બાકી હતું, તે ચીતોડગઢમાં આવ્યા પછી રીવાજ મુજબ રાણાજી સાથે વર્તાયું. મંગળવર્તી કુળના રીવાજ મુજબ છેડા છોડવા માટે કુળ દેવ્યા અંબાજી માતાના મંદીર તરફ ગયાં. રાણાજીની બ્હેનને પણ મીરાંબાઇ સાથે મોકલ્યાં. રાણાજીની માતાને પણ કુળ દેવ્યા અંબાજીના મંદીરે તેડી લાવવા અનુચર મોકલ્યો. અનુચરે રાણાજીની માતાને મીરાંબાઈ મંદીરે ગયાના ખબર વિદીત કર્યા, અને તમને અંબાજી માતાના મંદીરે આવવાનું કહ્યું છે તેમ કહ્યું. રાણાજીની માતા મીરાં વહુ માતાના મંદીરે ગયાની ખબર સાંભળી ખુશી થયાં, અને અનુચર સાથે કુળદેવ્યા અંબાજીના મંદીર તરફ જવા તૈયાર થયાં.



# પ્રકરણ ૧૨ મું.



મીરાંને તેની સખીઓ સહ દેવીના મંદીરે વડારણો તેડી લાવી. રાણાજી પાછળ રહ્યા. કુંભારાણાની બ્હેન મીરાંની નણંદ પદ્માબા પોતાની ભાભી સાથે આવી પહોંચી. મંદીરનાં દ્વાર બંધ જોઇ પદ્માબાએ પુજારીને કહ્યું, મંદીરનાં દ્વાર બંધ શા માટે કર્યા છે? ઉઘાડો અમારે માજીનાં દર્શન કરવાં છે. પુજારીએ કહ્યું માજીને થાળ ધરાવ્યો છે, માટે દર્શન હાલ બંધ છે, થોડીવાર પછી દર્શન થશે.

પુજારીનાં આ વાકયો સાંભળી પદ્માબાએ કહ્યું, મીરાં ભાભી, દર્શનને હજુવાર છે, ચાલો આપણે એકાદો રાસડો ગાઇએ. મીરાંબાઇએ કહ્યું દર્શન બર્શનની કાંઈ જરૂર નથી, પણ રાસડો શેનો? પદ્માબાએ કહ્યું ભાભી એમ શા માટે બોલોછો? દર્શન માટે તો અત્રે આવ્યાં છો, છતાં દર્શનની કાંઈ જરૂર નથી, એમ કેમ કહોછો? મીરાંબાઇ કહે કોનાં દર્શન? પદ્માબા કહે **જગતજનેતા**નાં. મીરાંબાઈ કહે **જગતપીતા** શીવાય જગતજનેતા હોયજ શાનાં? અને તેજ **જગતપિતાને** હું વરી છું. માટે '**જગતજનેતા** તે તો મારી શોકય કહેવાય, તેનાં દર્શન ન હોય. શોકયને પગે પડે તેવી મુરખ કોણ હોય?

પદ્માબા કહે શું **જગતજનેતાને** તમે શોકય કહોછો? મીરાં કહે હા. **જગતજનેતા** તે જગત પીતાની પત્ની ખરાં કે નહી? ને જ્યારે તે **જગતપીતાની** પત્ની, ત્યારે તો મારી શોકયજ. તેનાં દર્શન તે કરાય? તમે તમારે સુખેથી દર્શન કરો.

પદ્માબાએ વિચાર કર્યો કે ભાભી રાણાજી સાથેના લગ્નથી હર્ષઘેલી થઇ છે, તેથી આવું લવે છે. પણ મારા સાંભળવા પ્રમાણે મીરાંબાઇને રાસડા ગાતાં સારા આવડે છે; કારણ, તેણે શાસ્ત્રોનું મનન કરેલું છે, માટે એકાદો રાસડો ગવરાવું. એવો વિચાર કરી મીરાંબાઇને કહ્યું ભાભી, બધી કુથલી રહેવા દો, ચાલો એકાદો રાસડો ગાઇએ.

મીરાં કહે શેનો રાસડો ? પદ્મા કહે શાસ્ત્રનો. મીરાં કહે હું તો શાસ્ત્ર બાસ્ત્ર કાંઇજ જાણુતી નથી. ફક્ત મારા **ગિરિધરલાલજીના** ગુણ ગાઇ જાણું છું. કહો તો તેના ગુણનો રાસડો ગાઇએ. પદ્મા બા કહે, મને તે રાસડો આવડતો નથી. મને તો માતાજીના પારે ગાવાનો રાસડો આવડે છે, કહો તો ગવડાવું, નહીતર તમોને આવડતો હોય તો રાસડો તમે ગવડાવો, તો હું અને આ વડારણો ઝીલીએ.

મીરાંબાઇ કહે મારા **ગિરિધરલાલજીના** ગુણ ગાવા મને ઘણાજ ગમે છે. તે સાંભળવા તમારી ઇચ્છા હોય તો ગાઉ. પદ્માબા કહે ઠીક છે ગાઓ તો ખરાં; તમોને રાસડા કેવા આવડે છે, તે તો જાણીએ. મીરાં કહે જો તમારી ઇચ્છા હોય તો મને ગાવાને કાંઈ હરકત નથી. હું ગાઉ છું ને તમે બધી ઝીલો.

## રાસડો.

( ગરજે ગગન ઘરરરર ) એ રાહ.

નમુ **ગિરિધર** ગુણવંત, રટુ રાખી ખંત,
સાચો પતી મુજ જય જય.
ગુણ ગણે મહંત સંત, પામે નહીં અંત,
અગણીત ગુણવંત જય જય.

સત્ય શેનું તજવા ભવભય,
નામ દેતાં થાય પાપ લય— નમુ

**સાખી.**

ભવ દધિ તારણુ સાથએ, નોધારાનો નાથ,
ભક્તિવશ મમ ભુદરો,
એવા હેતેથી મમ હાથરે બ્હેનીઓ, હેત તેનું કેમ વિસરીએ;
શું કરૂ તમારી માતને બ્હેનીઓ, હેત તેનું કેમ વીસરીએ.

**સાખી.**

જે દર્શન ચિતડું ચહે, તે દર્શન કયાં થાય;
તે દર્શન આવી મળે—દિલ દોડેરે,
તેવે સમે ગિરિધર ભેટવારે.
કૃપા દૃષ્ટી જો કરી, દર્શ આપે શ્રી હરી;
અન્યુ ચિત્ત આ અધિર—ચિત્ત આ અધિર
અધિરતાનો આવે પુર્ણ અંત— નમુ.

પદ્માબા કહે ભાભી તમારૂં ચિત્ત બીજ઼ ઠેકાણે નથી કે શું? જે માતાજી પારે તમો છેડાછેડી છોડવા આવ્યાં છો, તેનુંજ અપમાન! શું આવી તે ઘેલછા હોતી હશે! પ્રથમ બોલવામાં કહેતાં હતાં તેતો ઠીક, પણ રાસડામાં પણ તેનું તેજ! કુળ દેવ્યાનું અપમાન! ભાભી તમો તમારા હાથેથીજ તમારૂ બુરૂં કરવા ચાહો છો. ઠીક છે. આતો હું છું, પણ જો મારાભાઇ તથા મારાં માજીને મોંઢે આવું બોલશો, તો તેઓ કુળ દેવ્યાનું અપમાન સહન નહી કરે; અને તેથીં તમો દુઃખી થશો.

મીરાંબાઇ કહે પદ્મા બ્હેન! હમેશાં પીતા હોઇનેજ માતા, પીતા શીવાય માતા હોયજ નહી, તેનો વિચાર કરો. અને તેજ જગ્તપીતાને હું પરણી, તો તમારાં જગ્ત-

જનુની મારી શોક્ય નહી કે !

— શું બાપજ જગતજનુની અંબીકાજી તમારાં શોક્ય ?
ભાભી વિચાર કરો, તે દેવી જેવી તેવી નથી.
હજરાહજુર છે.

**મીરાંબાઈ**—તો મારા ગિરિધરલાલજી કયાં છુપા છે, તે
પણ હજરાહજુરજ છે.

**પદ્માબા**—તમારા ગિરિધરલાલજી રહ્યા તમારિ ઘેર; પરંતુ
જેના પારે તમે આવ્યાં છો તેનું અપમાન કરતાં
વિચાર કરો.

**મીરાંબાઈ**—બ્હેન હું કયાં આવી છું ?

**પદ્માબા**—તમે નથી આવ્યાં ત્યારે કોણ આવ્યું છે ? આ
વ્યા છતાં આવું જુઠું શા માટે બોલો છો ?

**મીરાંબાઇ**—આવ્યું છે આ હાડ ચામનું ખોળીયું. અને
બોલે છે તે આત્મા, તેને તમે જુઠો કહો છો,
પણ તમારી ભુલ છે; આત્મા જે બોલે છે,
તે સત્યજ છે.

**પદ્માબા**—દેવીના પારે ઉભાં છો. તે આત્મા તમો જે
હાડચામનુ ખોળીયું આવ્યું છે, તેમાંજ છે, અને
તેજ બોલે છે, તો પછી સાચું કેવી રીતે માનું !

**મીરાંબાઈ**—જે આત્મા બોલે છે, તેને તમો આ હાડ
ચામના ખોળીઆમાં છે કહો છો, તે તમારી
ભૂલ છે. તે આત્મા આ હાડચામના ખોળી-
આમાં નથી, પણ તેજ પતીના ચરણકમળમાં
છે, અને ત્યાંથીજ બોલે છે, તે સત્ય સમજો.

**પદ્માબા**—આત્મા વગરનું હાડચામનું ખોળીયું, તે તો
મડું ગણાય. શું તમો મડા રૂપ છો !

**મીરાંબાઇ**—હા, મડા જેવી.

**પદ્માબા**—તમો કહો છો કે મડા જેવીજ; વારૂ મડુ તે હાલતું ચાલતું હશે કે?

**મીરાંબાઈ**—હા, મડુ ખુશીથી હાલે ચાલે છે. મડુ એક પ્રકારનું નથી; મડાં બે પ્રકારનાં હોય છે.

**પદ્માબા**—મડાં તે બે પ્રકારનાં હોતાં હશે કે?

**મીરાંબાઈ**—હા.

**પદ્માબા**—બે પ્રકારનાં કેવી રીતે?

**મીરાંબાઇ**—બે પ્રકારનાં કેવી રીતે તે સાંભળો. પહેલો પ્રકાર તો એ કે નિર્જીવ મડુ, એટલે::કે કાંઈ પણ સંજ્ઞા વગરનું. સંજ્ઞા વગરનું મડુ હાલતું ચાલતું નથી. તે મડુ તો સ્મશાન ભુમીનાજ લાયકનું, (એટલે) તે બાળી મુકવાનુંજ. બીજા પ્રકારનું મડુ તે એ, કે કોઇ ઠેકાણે જીવ ચોટયો એટલે જીવ, ખોળીયું ગમે ત્યાં હોવા છતાં, જ્યાં જીવ લાગ્યો હોય, ત્યાંજ ફર્યા કરવાનો. એટલે જીવ બીજે ફરતો હોય, તો તે જીવ વગરનું મડુ કેમ ન કહેવાય?

**પદ્માબા**—ભાભી તમારા કહેવાનો ભાવાથ સમજાણો નહી. શું જીવ કોઈ જગ્યાએ ચોટયો હોય, અને તેમાં ભમતો હોય, તો તે ખોળીયાને મડુ કેમ કહેવાય? શું તેનામાં હાલવા ચાલવાની ગતી રહેતી નથી? કે તે શું ખાતું પીતું નથી? શા વગરનુ રહે છે કે તે મડુ કહી શકાય?

**મીરાંબાઈ**—ખાતું પીવું તે તો એક દેહને ભાડા રૂપ છે. પણ મન વગરનું ખાવું, તે ન ખાવા જેવુંજ

છે. જીવ બીજે ભમતો હોય, તો તે જીવ વીનાની દેહ મડા તુલ્યજ છે. જુવો તે ઉપર એક ટુંક દ્રષ્ટાંત છે, તે સાંભળો એટલે તમારી ખાત્રી થશે.

**પદ્માબા**—તમે ગમે તે દ્રષ્ટાંત આપો પણ તમારૂ કહેવું તદન ખોટું છે. જીવ બીજે ભમતો હોય, તો તે દેહ મડા તુલ્ય કહેવાયજ નહી.

**મીરાંબાઇ**—પણ મારૂ દ્રષ્ટાંત સાંભળો અને તમોજ કબુલ કરો, તો પછી તો ખરૂને ?

**પદ્માબા**—કહો સાંભળું છું,

**મીરાંબાઇ**—સાંભળો અને મન સાથે પુર્ણ વિચાર કરજો. પછી મનમાં સંખ્યા આવે તો સુખેથી પુછજો.

**દ્રષ્ટાંત**—એક વાણીઓ તેની પત્નીસહ એક નગ્રમાં રહેતો હતો. તેને એક દશ વર્ષનો પુત્ર હતો. તે વાણીઆનું સાસરૂ ત્યાંથી પાંચ ગાઉ દુર એક નાના ગામડામાં હતું. એક દીવશ તેના સાસરે તેના સાળાની છોકરીનાં લગ્ન હતાં. તેથી તે વાણીઆનો સાળો પોતાની બ્હેનને તથા ભાણેજને તેડવા સારૂ આવ્યો; લગ્ન પ્રસંગ તેથી તે વાણીઆને પોતાના પ્રાણથી પણ અધીક પોતાના પુત્રને તથા પત્નીને મોકલવા ફરજ પડી. તે પણ સાથેજ જાત, પરંતુ પોતે મ્હોટો વહેપારી હોવાથી, બે દીવશનું કામ હતું; ને ત્યાં બે દીવશની લગ્નની પણ ઢીલ હતી; તેથી તેણે પોતાના સાળાને કહ્યું, અમો બે દીવશ બાદ આવીશું. કારણ મારે ઘણુંજ જરૂરનું કામ હોવાથી બે દીવશ આવી શકું તેમ નથી. જરૂરનું કામ હોવાથી તેનો સાળો લાચાર બન્યો અને કહ્યું વારૂ ! તમો બે દીવશ બાદ આ-

વજો, પણ મારી બ્હેનને તથા મારા ભાણેજને તો મોક-
લો ? આ વાત સાંભળી તે વાણીઓ કે જેણે પોતાના
છોકરાને એક પળ પણ નજર આગળથી દુર કાઢેલો નહી,
તેથી તેણે કહ્યું, તેમને પણું હુ સાથેજ લેતો આવીશ. તેના
સાળાએ કહ્યુ તે નહી બને. કારણ, આવા [illegible] બ્હેન
ભાણેજ બે દીવશ અગાઉ નં આવે, તો બહુ ખોટું દે
ખાય. તે વાણીએ ઘણી રકઝક કરી, છતાં નીરૂપાયે તેને
પોતાની બૈરી તથા પુત્રને મોકલવાની ફરજ પડી. તેણે
તેના સાળાને કહ્યું વારૂ લઇ જાઓ, પણ જીવની પેઠે
જાળવીને લઇ જજો. જો જો રસ્તામાં હેરાન થાય નહી.
તેના સાળાએ કહ્યું તમોને તે વ્હાલાં છે, અને અમને શું
વ્હાલાં નથી ? તે બાબતની ચીંતા રાખવી નહી, કહી
પોતાની બ્હેન તથા ભાણેજને લઇ, પોતાને ગામ આવ્યો.
ઉન્હાળાના દીવશ હોવાથી શરીરમાં વાયુની પ્રકૃતી દરેક
માણસને રહે છે, તે અરસામાં ખાંડની ચીજ પચતી નથી,
તેતો સ્વભાવિકજ છે, છતાં લગ્ન પ્રસંગ હોવાથી ખાંડનુંજ
ખાવાનું તે વાણીઆની સ્ત્રી અને પુત્રને મળ્યુ. ખાંડનું ખાવાને
લીધે તે વાણીઆના છોકરાને ઓચિંતુ ઝાડે ફરણું તથા
ઓક શરૂ થઈ. ( એટલે કે કોલેરા જેવું થયું ) આ પ્ર-
માણે છોકરાની તબીયત બગડતાં તે છોકરાની માતા તે
વાણીઆની સ્ત્રીનો જીવ ઉડી ગયો, અને એકદમ પોતાના
પતીને તેડવા માણસ દોડાવ્યું. અને તે છોકરાનાં
ઓસડ વેસડની શરૂઆત થઈ. આવો પ્રસંગ બનવાથી
લગ્ન પ્રસંગ સર્વે વિસરી ગયાં, અને સર્વેનો જીવ તે છો-
કરામાં લાગી રહ્યો. તે છોકરાના બાપને તેડવા મોકલેલો
માણસ તે વાણીઆને ઘેર આવી પહોંચ્યો. વાણીઓ
હાથમાં ચોપડા લઇ નામુ તપાસતો હતો. અને નામામાં

એક તાર થઇ રહ્યો હતો. પેલા માણસે આવી તે શેઠને કહ્યું હાલને હાલ તૈયાર થાઓ. કારણ, તમારા છોકરાને કોલેરા થયો છે. આ ખબર સાંભળી વાણીઆના જીવને કાંઇ ભાન રહ્યું નહી, ને પોતાના છોકરાની મુખ આકૃતી પોતાના સન્મુખ ભાસવા માંડી. કોલેરાનો શબ્દ સાંભળી તેના હાંજા ગગડી ગયા, અને ટાંટીઆ ભાગી ગયા. પાંચ ગાઉની વાટ તેને પાંચસો ગાઉ જેટલી થઇ પડી. પોતાની આંખમાં આંસુ આવી ગયાં. આ દેખાવ જોઇ તેડવા આવેલા મનુષ્યે તેને ઘણી ઘણી ધીરજ આપી, પરંતુ તે ધીરપ શું કામમાં આવે ? જેમ તેમ કરી પોતે પોતાના પુત્રને નીહાળવા માટે તે માણસની સાથે પોતાના સાસરે જવા તૈયાર થયો. પોતે પેલા માણસ સાથે બેબાકળો ચાલવા લાગ્યો. ઘણો ઘણો ઉતાવળથી ચાલવા લાગ્યો, પણ ભાગેલા પગે રસ્તો કેમે કર્યો ખુટે નહી. જીવ તેનો છોકરામાંજ લાગી રહ્યો છે, દેહનું તો ભાનજ નથી. જેમ તેમ કરતાં તે ગામડાની નજદીક આવ્યો. છેટેથી તે ગામ દેખાવા લાગ્યું. તે ગામ દેખાતાંજ તેણે પોતાના પુત્રને મળવા માટે દોટ મૂકી. તેણે દોટ તો મુકી, પણ તેને દેહનું તો ભાનજ નથી, તો રસ્તામાં શું છે તેની તેને ગમ ક્યાંથી પડે. તે દોટ મુકી સુસવાટ કરતો દોડયો જાય છે, ત્યાં રસ્તામાં એક નાગ પડયો હતો, તેના ઉપર પગ દેવાઈ ગયો. નાગ ઉપર પગ પડતાંજ નાગ કચરાયો, તેથી તે નાગે પોતાની ફણા ઉંચી કરી તે વાણીઆના પગના કાંડામાં બચકું ભર્યું; તેનું ભાન પણ તે વાણીઆને રહ્યું નહી. તેતો પોતાના છોકરાની ઝંખનામાંજ હતો, એટલે ભાન શેનું હોય. મહા મુશીબતે તે પોતાના સાસરાને ઘેર આવી પહોંચ્યો; બે બાળકો બની પુ-

છયું, મારો છોકરો બતાવો. બતાવો, તેનો સાળો કે જે છોકરાને આરામ થવાથી બહાર ઉભો હતો, તેણે કહ્યું આ રહ્યો તમારો છોકરો. હવે તો તેને સારૂ છે. એ તો ખાંડનું ખાવાથી તેને વા ઉછેરો થયો હતો. પોતાના છોકરાને આરામ થયેલો જોયો, ત્યારે તેના જીવમાં જીવ આવ્યો. જે માણુસ તે વાણીઆને તેડવા ગયો હતો, તે ધીમે ધીમે આવતો હતો, ત્યાં રસ્તામાં નાગને જોયો; તે નાગ કોઇનો પગ પડવાથી દબાયેલો હતો, તેણે વીચાર કર્યો કે કોઇના તળે ચંપાયો હશે, એવો વીચાર કરી તે આ વાણીઆના સાસરે આવ્યો, તે વાણીએ પોતાના છોકરાને પોતાના ખોળામાં લઇ ચુબન કર્યું, અને પાછો સુવાડયો. છોકરાને સુવાડી તે લોટે જવા માટે ધોતીયું બદલતો હતો, ત્યાં તેના પગે લોહી નીકળેલું તેના જોવામાં આવ્યું. તેણે પોતાની સ્ત્રીને કહ્યું, જો, આ મને શેનું લોહી નીકળ્યું ! તેની સ્ત્રીએ બરાબર ? તપાસ કરી, તો કોઇ જનાવર કરડયું હોય તેવું લાગવા માંડયું. ત્યાં તે વાણીઆન તેડવા જનાર માણુસ બેઠો હતો ,તેણે કહ્યું મને બતાવો જો, શું જનાવર કરડયું છે ? તે વાણીએ તે માણુસને પોતાનો પગ બતાયો. તેડવા જનાર માણુસ હોંશીઆર હતો તેણે તે વાણીઆનો પગ જોતાંજ કહ્યું, તમને હેરૂ કરડયું છે તેમાં શક નથી. તમોએ રસ્તામાં બેભાનીમાં એક હેરૂના ઉપર પગ દઇ તેને કચરેલો છે, ને તેજ તમને કરડયો છે. કારણ, તે હેરૂને મેં મારી નજરો નજર દીઠો છે આ વાત સાંભળી તે વાણીઆને ભાન આવ્યું. ભાન આવતાંજ તર્ત તે નાગનું તેને વિશ ચઢયું અને ત્યાંજ દેવલોક પામ્યો.

કહો પદ્માબેન જ્યાંસુધી તેને ભાન નહોતુ, એટલે

કે જીવ તેના દીકરામાં હતો, ત્યાંસુધી તે નાગનું વિષ તેને અસર કરી શક્યું નહી. ભાનમાં આવતાં તેને વિશ-નો અસર થયો, અને તેનો પ્રાણ ગયો. કહો દેહ મડા જેવો ખરો કે નહી ?

પદ્મા આ વાત સાંભળી ચકિત થઈ ! કહ્યું, ભાભી તમારૂં કહેવું બરાબર છે. મડાં બે પ્રકારનાં ખરાં તેમાં શક નહી. ભાભી ! તે વાણીઆના જીવનું તો ભાન નહોતું, ને તમોને તો બરાબર ભાન છે, તેથી તમારી દેહ મડા રૂપ કહેવાયજ કેમ ?

મીરાં કહે, ભાન સમજતાં નહી, કારણ જે આત્મા બોલે છે, તે તેનાજ ચરણકમળમાંથી, દેહમાંથી નહી. પદ્મા કહે તે તો હું માનતી નથી. મીરાં કહે તમારી ખાત્રીકરી, આપુ અગર તમો પોતે ખાત્રી કરો, એટલે સમજાશે. જેમ તે વાણીઆને નાગ ડસવા છતાં તેને કશી અસર થઇ નહી, તેમજ આ દેહને ગમે તેવી વિપત્તી પડો. છતાં કાંઈજ અસર થવાની નથી.

પદ્મા આથી ચકિત થઈ. અનેતેની ખાત્રી કરવાના હેતુથી એક વડારણ પાસે સોય મંગાવી. વડારણ સોય લઇ આવી, અને પદ્માબાને આપી. પદ્માબાને સોય મળતાંજ તે સોય મીરાંની પીઠમાં ધીમે ધીમે ઘોચવા માંડી.

ઘોચતાં ઘોચતાં આખી સોય તેની પીઠમાં પેશી ગઇ, ધતાં તેને કાંઈ પણ અસર થયેલી જણાઇ નહી. આ પ્રતક્ષ દાખલો જોઇ એકદમ તે મીરાંબાઇના ચરણમાં પડી, અને મીરાંની માફ માગી.

હે જગતજનુંની મીરાંબાઈ ! હે પુજ્ય પવિત્ર મીરાંબાઈ ! આ દાશીનો અપરાધ ક્ષમા કરો. આ દાશીએ તમને સોય ઘોચી પુર્ણ દુઃખી કર્યાં છે, તે અપરાધ ક્ષમા કરો.

તમારૂં ચિત્ત **ગિરિધરલાલજી**માં છે, તે બરાબર છે. જે સોયની સહેજ અણી અડતાં માણસ ચમકે, તે સોય આખી તમારી પીડમાં ઘોચાઇ, છતાં તમને કાંઇ પણ અસર થઇ નહી. ધન્ય છે ! તમારી તમારા **ગિરિધરલાલજી** પ્રત્યેની સત્ય આસ્થાને.

મીરાંબાઈ કહે બ્હેન ! તમે મને **જગતજનુંની** કહી શા માટે પગે પડો છો ? **જગતજનુની** ક્યારે થઇશ, કે મારા પરણેત પતિ **ગિરિધરલાલજી** સ્વીકાર કરશે ત્યારે, જ્યાંસુધી તેમણે સ્વીકાર કર્યો નથી, ત્યાંસુધી હુ એક પતિ વિરહથી દુખી અબળા છું, અને તેને ભક્તિ બળથી મેળવવાનું નથન કરનાર પ્રબળાછું.

ધન્ય છે તમારી સત્ય નીષ્ટાને ! અને આફીનનો જે મન શ્રી **ગિરિધરલાલજી**ના ચરણકમળમાં છે, તે મનનો સ્વીકાર તો થઇજ ગયેલો છે. તે શિવાય તે મન તેમના ચરણકમળ-માં કેવી રીતે ટકી શકે ? સ્વીકાર શીવાય કોઈ પણ ચીજ ચરણ કમળમાં રહેજ કેમ ! મનનો સ્વીકાર થયો છે, તો તમો સાક્ષાત **જગતજનુની** હરીજ ચુકયાં છો.

મીરાંબાઇ કહે બ્હેન ! મનનો સ્વીકાર થયો, પણ તનનો સ્વીકાર નથી થયો, ત્યાં સુધી **જગતજનુની** કેમ કહે-વાય ? જ્યારે આ તનનો સ્વીકાર થશે, ત્યારે મને પોતાને **જગતજનુની** સમજીશ; બાકી ત્યાં સુધી નહી.

પદ્માબા કહે ધન્ય છે તમારી ટેકને ! ધન્ય છે તમારી **ગિરધરલાલજી** પ્રત્યેની ભક્તિને ! ધન્ય છે તમને, કે અમારી માફક ડાળાં પાંખડાંને નહી વળગતાં, એક થડનેજ સાહી તેનાં પત્ની બની બેઠાં છો ! જગત ગમે તેમ માને, પણ હુ તો તમને **જગતજનુની** જાણીનેજ વંદન કરૂં છું.

અને આજથી તમારી માફકજ આ દેહ શ્રી ગિરિધરલાલજી-ના ચરણ કમળમાં અર્પણ કરૂં છું.

મીરાં કહે તેમ કરશો, તો સહેજમાં ભવસાગર તરશો. ફરીથી માતાના ગર્ભવાસમાં દેહ ધારણ કરવો નહી પડે.

**મીરાં—** ગાયન.

( આંખો ખોલી તું જો જીવ આ ) એ રાહ.

મનન કરી જુવો વ્હેની, છે નામ હરીનું સાચુ;
સંદેહ મનનો ખુવો, હરીવીણ સર્વ કાચુ—મનન.
આ તુમ માત દર્શનથી, કહો શું વળશે;
ખરો જગતાત તેને, ગ્રહી મને રાચુ—મન.
એચિંતા જમડા આવે, આ જીવ લેવા;
નહી દે હાથ આ, તુમ માત જુવો પાછુ—મનન,

---

**પદ્માબા—** ધન્ય છે પવિત્ર માતૃ તુલ્ય મીરાંબાઇ તમોને ! લાખો ધન્યવાદ છે. આજ તમારા દર્શનથી મારો આત્મા નિવૃતી પામ્યો છે. તેજ ગિરિધરલાલજીના નામને આજ ઓળખવા પામી છું, તે તમારોજ પ્રતાપ. એક ગુરૂની માફક ઉપદેશ આપી મારો અવતાર સફળ કર્યો છે. આજથી તમે મારાં ગુરૂ છો, હુ તમારી શાષ્યણી છું. આ દાશીને શીષ્યણીમાં અંગીકાર કરી પાવન કરો. તમારો સહવાસ મને ઘણોજ ગમશે, માટે તે કબુલ કરો.

**મીરાંબાઇ—** વ્હેન ! હજી તમારી ઉમ્મર નહાની છે, ભરજુવાની છે, સંસારી સુખ માણવું અધરૂ છે, તે માણો; પણ શ્રી ગિરિધરલાલજી, જે મારા

પતી તેને વિસરશો નહી, તો તમારૂ સહેજમાં કલ્યાણ થઇ જશે. મારો વ્હાલો મારો નાથ! દિન દયાળ ભક્ત વત્સલ છે. જે માણસ તેનુ એક ઘડીભર રટણ કરે છે, તેનું તે અહોનીશ રટણ કરવાવાળો કદરદાન છે. તે પોતાની કદરદાની ચુકતાજ નથી.

પદ્માબા—માતૃ તુલ્ય મીરાંબાઇ! સંસારની અસાર માયા અનુભવવાનું કહો છો ? જે સંસારી માયાને તમે તજી, તેને ગ્રહણ કરવાનું કહોછો! પરંતુ તમો ગુરૂએ તરછોડી, તે આ શીષ્યણી કદાપી કાળે કબુલ કરનાર નથી. તે તો તમારી સાથેજ રહેશે, અને હરીના ગુણ ગાશે.

મીરાંબાઈ—પદ્મા બ્હેના હું એક જીવ વગરના મડા જેવીની સાથે રહેવામાં શું સાર છે!

પદ્માબા—મીરાંબાઇ! આ જીવ વગરનુ મડુ, કે જેનાથી મને આત્મ બોધ મળ્યો, તે મડાને ગુરૂ સમજી તે તરફ પુજ્ય ભાવથી વર્તીશ, અને તમારા પતિ ગિરિધરલાલજીનું સાચા દિલથી રટણ કરીશ.

મીરાંબાઇ—તમારાં માતાજીને અને ભાઇને પુછ્યું છે? તેઓ આજ્ઞા આપશે ?

પદ્માબા—તેમની આજ્ઞાની કાંઇ જરૂર નથી. જો આજ્ઞાનીજ જરૂર ગણુતાં હો, તો રાણાજી સાથે લૌકિક લગ્ન કરી ચિતોડગઢમાં આવ્યાં છો, છતાં ગિરિધરલાલજીમાં ચિત્ત કેમ પરોવી રહ્યાં છો? રાણામાં મન કેમ લગાડતાં નથી ?

મીરાંબાઇ—બ્હેન ! તેની ગણુના કોઈ રીતે ગણાય તેવી નથી. શેષ નાગ સહસ્ર ફણાથી મારા વ્હાલાના ગુણુની ગણુના કરે છે, છતાં તેની ગણુનાનો અંત નથી. બ્રહ્મા ચોમુખે મારા વ્હાલાના ગુણનું વર્ણન કરે છે, છતાં મારા વ્હાલાના ગુણુનો અંત નથી. મ્હોટા મ્હોટા રૂષી મુનીઓ મારા વ્હાલાના ગુણુની ગણુના ગણે જાય છે, છતાં તેની ગણુનાનો અંત પામતા નથી, એવી મારા વ્હાલાની ગણુના છે. તેના આગળ તમારો રાણો તે શું હીસાબમાં ? જુવોસાંભળો.

મીરાં— ગાયન.

( સહીઅર મનની મનમાં ] એ રાહ.

ઓ બહેની ગણુના ન તેની ગણાય, જશ
જેના વિશ્વે ભણાય.
તન આ તેની તરફમાં તણાય. (એ કૃપાસીંધુ)
ગણુના.
સ્વાર્થની માયા, માયાવી કાયા, તેમાં ફસાયા,
જરી નફાવ્યા, પુરા પસ્તાયા.
વ્હાલાની માયાનો મહીમાય. જુવો [૨]
અકળીત માયા ન કળાય.

પદ્માબા—સાચુ સાચુ
મીરાંબાઇ—રાણો શું ગણુતીમાં ગણાય,
પદ્માબ—સાચુ સાચુ.
મીરાંબાઇ—તજી સાચે જૂઠો કેમ ભજાય,
પદ્માબા—આ હા ! હા ! હા !
મીરાંબાઇ—ગણુના ન તેની ગણાય.

**પદ્મા**—ધન્ય છે મીરાંબાઇ ! એવા અગણીત ગુણવાળાને મેળવી લીધો છે, તો પછી રાણા કે જે એક પામર પ્રાણી, તેની શી જરૂર છે ? ધન્ય છે તમને અને તમારી ભક્તિને ! મીરાંબાઇ ! તેવાજ રસ્તે દોરી આ પાપાત્માનો ઉદ્ધાર કરો. મારાં માજીને તથા મારા ભાઇને પણ આવોજ બોધ આપી તેમને પણ તમારા વ્હાલાનું શરણ મેળવવા શક્તિવાન કરો. મીરાંબાઈ ! મીરાંબાઈ ! પવિત્ર મીરાંબાઈ ! આ પામરનું આ વાક્ય શ્રવણ કરી પામર જીવોને ભક્તિ માર્ગે દોરવાનો પરોપકાર કરો. આ પામર જીવોને આભારી કરો. તે આભાર જન્મ પર્યંત વીસારનાર નથી, તે સત્ય સમજજો. હું તો તમને તન મનથી જગતજનુની તુલ્યજ સમજુછું. તેથીજ તન મનથી તમને પ્રણામ કરૂછું, તે સ્વીકારી ભગવાન શ્રી **ગિરિધરલાલજી**ના ચરણ કમળ મેળવવા હજુ શક્તિવાન નથી, છતાં તમારા પ્રતાપે તે મેળવવા શક્તિવાન થઇશ. તેવી ખાત્રી સમજી હાલમાં તમારાજ ચરણ કમળમાં આદેહ અર્પણ કરૂ છુ, તે સ્વીકારી માયામાં ફસેલા પામર જીવને માયાથી મુક્ત કરો. [આલિંગ કરે છે, ત્યાં મીરાંની સાસુ મોટાંબા આવે છે.]

**મોટાંબા**—[પદ્માને મીરાંને આલિંગ દંડવત કરતી જોઇ] પદ્મા ! પદ્મા ! આ શું કરે છે ? આવો ઉંધો ન્યાય ક્યાંથી કાઢ્યો ? ભાભી નણંદને પગે પડે; કે નણંદ ભાભીને પગે પડે ?

**પદ્મા**—માજી ! ભાભી નણંદને પગે પડે, નણંદ ભાભીને પગે કદાપીકાળે ના પડે. પરંતુ આ કાંઇ ભાભી નથી.

**મોટાંબા**—ભાભી નથી, તો કોણ છે બાઇ !

**પદ્મા**—ભાભીએ નથી ને બાઇએ નથી, જે દેવીનાં દર્શન કરવા તમો આવ્યાં છો, તે દેવીના જોડનીજ એક બીજી દેવી છે જગતજનુની છે.

**મોટાંબા**—એતો જાણી તારી જગતજનુનીને. તારી ભાભીએ કાંઈ જાદુ બાદુ કર્યું લાગે છે.

**પદ્મા**—હા ! હા ! મને તો જાદુ કર્યું છે. પણ જ્યારે તમને તે જાદુની અસર થશે, ત્યારે તમો પણ પગે પડશો, સમજ્યાં !

**મોટાંબા**—જા જા ચબાવલી, પોતે પગે લાગે છે, ને મને હું તેની પુજ્ય છતાં, પગે પડાવા માગે છે કેમ?

**પદ્મા**—માજી ! હું પગે પડાવા માગતી તથી, પણ તેનો ઉદ્દેશ સાંભળશો એટલે તમો આપો આપ પગે પડશો, સમજ્યાં ?

**મોટાંબા**—જાણી એતો તને ડાહ્યલીને, અને જોયો એનો ઉદ્દેશ; હું કેટલીકવાર થયાં આવીછું, મને પગે પડવું જોઇએ, તે છતાં પગે પડતી નથી, ને ઉલટી તું તેના પગે પડવા કહે છે કેમ ? ઠીક છે રાણાને આવવા ઘો, પછી તમારી વાત (રાણો આવે છે.)

**રાણાજી**—કેમ હજી દર્શનની કેટલી વાર છે ?

**પુજારી**—તૈયારી છે મહારાજ ! [મંદીર ખોલી નાંખે છે]

**મોટાંબા**—( મીરાંને ) વહુ દીકરા ! માતાને પગે લાગો. [મીરાં આડુ જોઇ બેસેછે] કેમ **દી**કરા સાંભળતાં નથી ! આ આપણી **કુળદેવ્યા જગજનુની અંબીકા** દેવી છે તેમને પગે લાગો.

**મીરાંબાઈ**—માતાજી ! જે તન મન શ્રી **ગિરિધરલાલ**જીને અર્પણ થયેલું, તે બીજાને નમવાનું નથી.

**મોટાંબા**—ત્યારે તમે કોઇને નહીજ નમો કેમ ?

**મીરાંબાઇ**—ના નમીશ, પણ ત્રણને, તે શિવાય બીજાને નહી.

**મોટાંબા**—ત્રણ કીયા કીયા ? અમારાથી એ મોટા છે ? રજપુત જાતીમાં શ્રેષ્ટ ગણુતી હોય, તો તે પણ અમેજ છીએ સમજી ?

**મીરાંબાઇ**—મારે કાંઇ જાતભાતની જરર નથી. ત્રણ જણને નમીશ તે કોણ. જુવો સાંભળો.

**શારદુલ વિક્રિડીત.**

પ્રથમ નમુ પીતાને, જેને ભક્તિ મુજ પ્રભુ તણી;
બીજી માતુ મારી, જનુની જેને મુખ ભણી.
ત્રજા પતી મુજ પ્યારા. જે છે ન્યારા જગમહી;
**ગિરિધર** કર ધરનારા સંગે સ્વપ્ને દુઃખ નહી.

**મોટાંબાઇ**—ત્યારે હું તથા આ મારો કુંવરતો તારા હીસાબમાંજ નથી કેમ ?

**મીરાંબાઇ**—માંરા હીસાબમા આવશો, તે શા કામનુ છે ? મારા **ગિરિધરલાલજી**ના હીસાબમાં આવશો તો જન્મ મરણનો ફેરો ટળશે.

**મોટાંબા**—તારા **ગિરિધરલાલજી** સાચા, અને આ **જગતજનુની** કુળદેવ્યા ખોટાં કેમ ?

**મીરાંબાઇ**—ના ખોટાં કેમ કહેવાય ! જેમનો મ્હ માર. પ્રાણપ્રભુ **ગિરિધરલાલજી**એ સાહ્યો તેમને ખોટાં કહેવાયજ કેમ ?

**મોટાબા**—ત્યારે તું તેમને નમતી કેમ નથી ?

**મીરાંબાઇ**—તેતો હું તમને કહી ચુકીછું, કે ત્રણ શીવાય બીજાને નમતીજ નથી. એવો મારે નીયમ છે તેથી.

**મોટાંબા**—ત્યારે શું તું **કુળદેવ્યા**નું અપમાન કરી સુખ પામીશ ?

**મીરાંબાઇ**—સુખ કયાં છે? મારા **ગિરિધરલાલજી**ના દર્શન શિવાય બીજુ સુખ સમજતીજ નથી.

**મોટાંબા**—હવે તારા **ગિરિધરલાલ**નું નામ જવાદે, એતા જોયો તારો **ગિરિધરલાલજી.** મારૂ અને આ તારા પતી મારા કુંવરનું અપમાન કરતાં શરમાતી નથી ! સુજાત માબાપના છોરૂનાં આ લક્ષણ કહેવાયજ નહી. સુજાત માબાપનુ છોકરૂ કદાપી કાળે આ વર્તન કરેજ નહી. માટે વિચાર કર, સતીની રીતીને અનુસરી તારા પતીનું કહેવું લગાર માન્ય કર.

**મીરાંબાઇ**—પતિનું કહેવું અમાન્ય કરૂ એવી હું મુર્ખી નથી-સમજ્યાં ? સુજાત બાપની જાતરે ખોટપ આવવા દઉં એવી હું નાદાન નથી. સતીની રીતીને પુર્ણ રીતે સમજું છું. મારા પરણેત પતી જે આજ્ઞા કરે તે ઉઠાવવા તૈયાર છું.

**મોટાંબા**—એતો બોલવાનું; કરવાનું નહી. તારા પતીની આજ્ઞાનું પાલન તું કયા કરે છે ?

**મીરાંબાઇ**—કયાં કરૂં છું શા માટે કહો છો ? મારા પર-

ણેત પતી જો ભડભડ કરતી ભયાનક આગમાં, દવદ્દવ કરતા દુરંદર દાવાનળમાં, અને ભયાનક પાણીના પુરમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરે. તો તે ઉઠાવવા તૈયાર છું.

**મોટાંબા**—એતો જાણ્યો તારો ડાળ. એતો એ બધું કહેવાનું; એક દેવીને નમન કરવાનું કહેતાં નીયમ બતાવી બેઠી, તો કદાપી તારા કહેવા મુજબનું કામ બતાવે, તો બ્હાનાંની કયાં ખોટ છે? એતો જાણી તને સતી સાધવીને ! વાહરે શાણી સતી વાહ !

**મીરાંબાઇ**—મારૂ સતીત્વ તમને બતાવાથી શું ફાયદો છે ? મારો પરણ્યો જાણે છે એટલે બસ છે.

**મોટાંબા**—એતો બધું જાણ્યું. કુળદેવ્યાને નમવાનું કહ્યું, તેજ આજ્ઞા ન ઉઠાવાણી, તો બીજુ શું કરવાની છુ

**મીરાંબાઇ**—મારો પરણ્યો તે દેવીને નમવાનું કહે. તો લાખવાર કબુલ છે; અરે ! તે દેવીને તો શું. પણ એક રસ્તાની ધુળને પણ નમવાનું કહે, તો તે આજ્ઞા તન મનથી માથે ચડાવી તેમની આજ્ઞાનું પાલન કરવું તે મારો ધર્મ છે,

**રાણો**—મીરાં ! દેવીને પગે પડો, અને મારી માતાનું અપમાન કરતાં વીચાર કરો.

**મોટાંબા**—કેમ, હવેતો પરણેત પતીની આજ્ઞા થઇને ? હવે તો જખમારીને નમશોને ?

**મીરાંબાઇ**—ના ! આ કાયા ત્રણ શીવાય બીજાને નહી નમે તે નહીજ નમે.

**મોટાંબા**—ન્યાતમાં કહે છે કે મારો પરણ્યો આજ્ઞા કરે, તો નમવા તૈયાર છું, ને પાછી ફરી કેમ જાય છે!

**મીરાંબાઇ**—પણ મારા પરણ્યાની આજ્ઞા કયાં છે ?

**મોટાંબા**—શું રાણો આજ્ઞા કરે છે તે તારો પરણ્યો નથી.

**મીરાંબાઇ**—ના, રાણા સાથે પરણીજ નથી.

**મોટાંબા**—જ્યારે, રાણા સાથે પરણી નથી, ત્યારે અહીઆં શા માટે આવી છું ?

**મીરાંબાઇ**—દુર્મદસીંહના તેડાથી, તથા માતા પીતાની આજ્ઞાથી.

**મોટાંબા**—પણ રાણા ને પરણીને કે એમને એમ ?

**મીરાંબાઇ**—એમને એમ. રાણાને કોણ પરણ્યું છે ?

**મોટાંબા**—ત્યારે તારો પરણેત પતી કોણ છે ?

**મીરાંબાઇ**—મારો પરણેત પતી તમારી નજરથી દેખાય તેવો નથી.

**મોટાંબા**—નજરથી દેખાય એવો નથી એવો તે કોણ છે?

**મીરાંબાઈ**—કોણ શું, **ગિરિધરલાલજી.**

**મોટાંબા**—પણ તે છે કયાં ?

**મીરાંબાઈ**—દરેક મનુષ્યના ઘટ ઘરમાં, જળમાં. સ્થળમાં સર્વે સ્થળે મારા વ્હાલાનો વાસ છે.

**મોટાંબા**—કયાં છે ?

**મીરાંબાઇ**—હું કહું છું તો ખરી, કે તમારી પાપી નજરથી તે નહીજ દેખાય.

**મોટાંબા**—તે દેખાયા શીવાય હું તો તારૂ સાચુ માનતીજ નથી. કારણ. તું તદ્દન જુઠી છું; મારા કુંવરના ખાંડા સાથે તારા બાપને ત્યાં ત્રણ મંગળ વર્તીને આવી છું, ચોથું મંગળ મારા કુંવર સાથે અહીઆં વર્તાયું, છતાં કહે

ઈ કે હું રાણાને પરણી નથી, તો તારૂ સાચુ કેવી રીતે મનાય ?

મીરાંબાઇ—શું હું રાણા સાથે, અને રાણાના ખાંડા સાથે મંગળ વર્તી છું ?

મોટાંબા—તું નહીં, ત્યારે કોણ તારો બાપ વર્ત્યો છે ?

મીરાંબાઈ—ભુલો છો. હું નહીં, પણ આ દેહ.

મોટાંબા—તે દેહ તારી નહી તો કોની ?

મીરાંબાઇ—મારી શેની ? એ તો માટીની.

મોટાંબા—ત્યારે બીજા માણસોની દેહ તો સોના રૂપાની હશે કેમ ?

મીરાંબાઈ—ના ! સોના રૂપાની નહી. પણ દેહને મારી કહેનાર મનુષ્ય મુર્ખ છે. પંચભુતનું પુતળું છેવટે પંચભુતમાં મળી જાય છે, તેને મારૂ કહેવાયજ કેમ ?

મોટાંબા—ત્યારે કોનું કહેવાય ? દેહ હઇને તો માણસની ઓળખાણ છે. અમારા કુંવરની દેહનેજ રાણો કહે છે, ત્યારે તે દેહ રાણાની નહી ?

મીરાંબાઇ—ના, રાણાની શેની ? આત્મા જતાં તેજ દેહ રાણો મટી મડુ થશે, માટી માટીમાં અને બીજાં તત્વો બીજાં તત્વોમાં ભળી જશે, પછી રાણો ક્યાં છે તે જાણશો પણ નહીં, તો તે દેહ રાણાની શેની ?

મોટાંબા—દેહ હઇને તો આત્માની ઓળખાણ છે. અમારા મહેલ સર્વે રાણાજીના મહેલના નામથી ઓળખાય છે, તે અમારા કેમ નહી ?

મીરાંબાઇ—તમારા શેના ? ઇટો માટીના. તે મહેલ પડતાં તે ખંડીએર કહેવાશે. ત્યારે એમ નહીં ક-

હેવાય કે રાણાજીનાં ખંડીએર. માટે મારૂ એ માયાવી" શબ્દ રચનારની અથાગ માયાનો પાર મ્હોટા મ્હોટા રૂષી મુની પામ્યા નથી, તો તમો અને હું તે કીસ ગણતીમાં. જુવે સાંભળો, અને તે પ્રમાણે જીવને શીક્ષા આપો. માયામાં લપટાઈ ના મરો.

**ગાયન.**

( અરે શું ભુંડા મમતમાં મરે ) એ રાહ

જીવ શીદ ખાલી હુંપદ કરે,
માયામાં શાને લપટાઈ મરે.
જોને શીદ મારૂં તારૂં દીલ ધરે,
તારૂ નથી કોઇ ખરે ભુપરે;
મારૂ એ જાણો માયા ભેદ, તે માયનો કરો તમે છેદ
નહી તો થાશે છેવટે ખેદ.
મારૂ મારૂ ભલે જીવ કહે, પણ નહી કોઇ તારૂ છે;
પુન્યને પાપ બે સાથે રહે, પડતાં આ મળમુત્રની દેહ.

---

માટે વિચાર કરો, મારૂ તારૂ મુકી મારા **ગિરિધરલાલ**નું સાચા દિલથી સ્મરણ કરો. તમારી માતાથી તે જગત પીતાની આજ્ઞા શીવાય કાંઇજ વળવાનું નથી, તે સત્ય સમજજો. રાણાજી તથા તમે બીલકુલ હુંપદમો તણાશો નહી. હુંપદથી મારો વ્હાલો સદા ન્યારો છે, માટે સમજો અને વિચાર કરો. જૂવો, આ સંસારરૂપી સાગર છે, તેમા પામર પ્રાણીરૂપી અજ્ઞાની મનુષ્યો પડેલાં છે. સંસારરૂપી સાગર માયાના અથાગ વારીથી ભરેલોછે, તેમાંજ આજ્ઞાની પામર પ્રાણીઓનો અંત છે. જ્ઞાનવાન મનુષ્યો તે સંસારને મીથ્યા જાણી તે સાગરમાંથી બહાર

નીકળવા ભક્તિરૂપી નાવ ગ્રહણ કરી, તેમાંથી બહાર નીકળી જાય છે, પરંતુ અજ્ઞાની પામર પ્રાણીઓ તે પાણીમાં ડુબકાં ખાવાનું દુઃખ છતાં, તેને સુખ માની તેમાં પુરા પ્રેમથી ડુબકાં ખાધા કરે છે, એટલે માયામાં લુબ્ધ થઇ પડયા રહે છે. તેમાં ડુબી મરવાની, કે મગર મચ્છરૂપી કાળના કોળીઆ થવાની બ્હીક ધરાવતા નથી, પણ છેવટમાં મગરમચ્છ રૂપી કાળના મ્હોમાં આવતાં પસ્તાય છે, અને વિચાર કરે છે, કે જો હું આ પાણીમાં એટલે પાણીરૂપી માયામાં ના હોત, તો આ દશાને પ્રાપ્ત થાત નહી. છેવટમાં પ્રાણી ગમે તેટલો પસ્તાવો કરે, પણ તે તદન નકામો થઇ પડે છે. તે પસ્તાવો તે કાળરૂપી મગરમચ્છ સાંભળતોજ નથી, તે તો પોતાનું કામ પુરૂ કરે છે એટલે કે તે ગળી જાય છે. મુખમાં આવેલો કોળીઓ કાળ કદાપી કાળે છોડતો નથી. માટે તે સંસાર સાગર તરવાનું ભક્તિ રૂપી નાવનું સાધન મેળવી ભવસાગર પાર ઉતરો.

મોટાંબાએ કહ્યું વારૂ હમને તો છો કાળ ખાઇ જતો, એ તો સૌ કાળનો ભોગ છે. નામ તેનો નાશ છેજ. તેના માટે શું તારી માફક ભકતાણી થવું ? શું મારૂ તારૂ મુકી બાવા થવું? તું જ્યારે **ગિરિધરલાલજીને** પરણી છું એટલે તું તો કાળનો ભોગ નહીજ થાય કેમ ?

મીરાં કહે બ્રહ્માદિ દેવોને પણ તે કાળ ગ્રશી જાય છે, તો પછી હું તે કીસ ગણતીમાં: જ્યાં હાથી તોળાતા હોય, ત્યાં પાડા તો પાસંગમાંજ ખપેને. જેમ સીંહ મૃગનો ગ્રાસ ( કોળીઓ ) કરી જાય છે. તેમ ચરાચર જીવોનો કાળ કોળીઓ કરી જાય છે. વળી તે કાળ શું કરશે ? તે કોઇના જાણવામાં આવતું નથી. ક્ષણ, ઘડી પહોર, દિવશ, માસ અને વર્ષ એ નામ સંજ્ઞાઓ વડે જાણવામાં

આવે છે, કે કોઇ કાળ છે; પણ તે કાળ મુર્તી પ્રત્યક્ષ જોઈ શકાતી નથી, એવો અગોચર અપ્રગટ રૂપ છે. તે કાળે એક વેલ ફેલાવી છે, તે વેલની છાલતે રાત્રી, અને પુષ્પ તે દીવશ છે. તે પુષ્પ ઉપર જીવ રૂપી ભમરો આવી બેસે છે, અને તેનો રસ ગ્રહણ કરે છે. તે ઝેરી રસ એવો સ્વાદીષ્ટ છે, કે તે લોભી ભમરો નહી ધરાતાં છેવટ તેજ કાળના આધિન થાય છે.

માટે વિચાર કરો અને તે કાળથી બચવા માટે મારા વ્હાલાનું રટણ કરો. છે કાળે મ્હોટા મ્હોટા રાજા રાણાઓને નથી મૂકયા. દશરથ રાજા, કે જેને રામચંદ્રજી સરખા પ્રતાપી પુત્ર હતા, તેને પણ તેજ કાળે ગળ્યા. વસુદેવ જેને ત્યાં કૃષ્ણ ભગવાન પુત્ર રૂપે પ્રગટ થયા, તેને પણ તેજ કાળે ગળ્યા. રાવણ, કે જેને ત્યાં પવન પાણી ભરતા, અને વા વાશીદુ વાળતા, તેને પણ તેજ કાળે ગળ્યા, તો તમો અને તમારો રાણો કીસ ગણતીમાં.

**મોટાંબા**—ત્યારે શું તને કાળની બ્હીક નથી ?

**મીરાંબાઇ**—ના, માથે **ગિરિધરલાલ** જેવો સ્વામી બીરાજે છે, તો કાળની બીક શેની, કાળ તે તો મારા પ્રભુનો દાસ છે, શેવક છે, મારા વ્હાલાને આધીન છે.

**મોટાંબા**—જયારે બ્રહ્માદિક દેવને કાળ ગળી જવાનો, તો તને તે કાળ મૂકશે તેની ખાત્રી શી ?

**મીરાંબાઇ**—મારા વ્હાલાનું રટણ મુકું, તેની ભક્તિ મૂકુ, તો મને પણ ભય લાગે. પણ તે મુકુ કેમ ?

**મોટાંબા**—ત્યારે તો તું સદેહે સ્વર્ગમાં જવાની કેમ ?

**મીરાંબાઈ**—હા, જૂવો સાંભળો.

**મીરાંબાઇ**— **ગાયન.**

( બંસીવાળા આજો ) એ રાહ.

સાચો મારે ગિરિધરલાલશું નેહ
મેંતો અરપી છે તેને આ દેહ—સાચો.
ચરણ કમળ ચિત્તમાં ધર્યાં, સાંધ્યો સાચો તે શું દોર;
તનથી મનથી શરણ ચહયું છે. જ્યાં નહી કાળનું જોર
ગિરિધર છે મમવર, સાહ્યો કર, તેનાપર, આ કાયા
કરૂં હું ઓવાર;
ચિત્ત ચહે એક તેહનેરે, અવર ન ઇચ્છુ કોઇ;
ભવ દીધ તારણ નાથએ, બેઠીછું ચિત્ત પ્રોઈ—ગિરિધર

---

મોટાંબાઇ કહે એતો જોઇ તને, અને જોયો તારા નેહને. જો સુખી થવું હોય, તો આ માતાજીને નમન કર-અને તનમનથી કુળદેવ્યાની માફી માગ નહી તો દુખી થઇશ. પંડીતાઇમાં કોઇ વળવાનું નથી.

પદ્માબા કહે માતાજી ! વ્હાલાં માતાજી ! આટલો બોધ સાંભળ્યો, છતાં તમને કાંઈ લાગણી થઇ નહીં ? (રાણાને) બંધુ ! બંધુ ! આ માતૃ તુલ્ય મીરાંને પગે પડી તેમને માતાજીએ કટુ વચનો કહ્યાં, તેની માફી માગો. અને જેવી રીતે આપણી કુળદેવ્યા જગતજનુનીને પાસે દર્શન અર્થે આવ્યાં છો, તેવીજ રીતે આ જગતજનુંનીનાં દર્શન કરો. આપણી કુળદેવ્યા તે તો એક પત્થરનું પૂતળું છે તેમાં ફક્ત દેવતાઈ અંશજ છે, ને આતો સાક્ષાત રૂપ છે. માતાજી ! રાણાજી ! વિચાર કરો. નહી તો આળસુને ઘેર ગંગા પધાર્યા, પણ આળસુએ આળસમાં રહી ગંગા સ્નાન કર્યું નહી, ને ગંગાજી અલોપ થયાં ત્યારે આળસુને વિચાર થયો અને છેવટમાં પસ્તાયો તેવું થશે.

દુર્મદસીંહ આ બનાવ જોઇ રહ્યો હતો, તેનાથી તે ખમાણું નહીં. તેણે રાણાને કહ્યું રાણાજી ! તમારી જનેતાનું, અને બીજું **જગતજનેતા કુળદેવ્યાનું** અપમાન સહન કરી છાનામાના ઉભા ઉભા શું જોયા કરો ! તે એક જે અપમાન એક કાયર પુરૂષ સહન ના કરી શકે, તે અપમાન તમો શુરવીર કેમ સહન કરી ઉભાછો ? તમારૂ શુરવારપણું ક્યાં ગયું ?

રાણો કહે દુર્મદસીંહ જોયા કરો. શુરવીરપણું તો આ રહ્યું, પણ તે અજમાવવાનું ઠેકાણું ક્યાં ? અબળા ઉપર ક્ષત્રીની શુરવીરતા દેખાડાતી હશે કે ?

દુર્મદસીંહ કહે ત્યારે આવું અબળાના હાથનું અપમાન તે પણ સાંખી ખવાતું હશે કે ? આવું અપમાનતો તમેજ સહન કરો, બીજો હોય તો તેજ વખતે બતાવી આપે કે અપમાન કરવાનું ફળ આવું મળે છે

રાણાજી દુર્મદસીંહની ઉશ્કેરણીથી ઉશ્કેરાયા. મીરાંને કહ્યું મીરાં, બસ કર, અને મારી માતાજીનું કહેણુ કબુલ કર હવે મારો જુસ્સો મારા હાથમાં નથી.

મીરાં કહે કહો રાણાજી શું કરશો ? જ્યાંસુધી મારો નાથ રાખનાર છે, ત્યાં સુધી, તમો અને તમારો જુસ્સો જખમારે છે, સમજ્યા.

રાણો કહે મીરાં ઝાઝુ નહી બોલ, નહીંતર હું તને ખુંદી નાંખીશ. કાપી નાંખીશ. નહાને મોહોડે વધુ લાવરો નહી કર, નહીતર મારી નાંખીશ

મીરાં કહે રાણાજી મારૂ મારૂ શું કરોછો ! જાઓ મારો રોટલાને દાળ, જેથી પેટ ભરાશે. બીજો મારો અભીમાન અને અહંકાર, કે જેથી ભવસાગર તરાશે. મને મારવાથી શું ફળ મળશે ?

રાણો કહે હજી પણ તારી વાચાળતા બંધ ન થઇ કેમ ? હું કોણ છું તે તું જાણે છે ?

**મીરાં**—હા. ઇશ્વના ઘરનું એક પ્રાણી.

**રાણો**—ત તો સઉ જાણે છે, પણ હું રાણો છું તે તને ખબર છે ?

**મીરાં**—હા. કહો તેનું કેમ છે !

**રાણો**—રાણાને વળી અટંકી ! આખી રજપુત જાતીમાં શ્રેષ્ટ.

**મીરાં**—ગમે તેવા હો પણ મારા નાથ ! મારા પ્રભુને ત્યાં તો રાય અને રંક સર્વે સરખા છે.

**રાણો**—અકબરશાહ બાદશાહ જેવો પણ રાણાના ત્રાસથી ત્રાસે છે, તે હુંજ.

**મીરાં**—તે હુંપદમાંજ ખરાબ ખસ્ત થશો. માટે હું એ શબ્દ તજી મારા **ગો.વિંદના** ગુણ ગાઓ. રાણાજી! રાણાજી ! આ અબળાનું માની પ્રભુ ચરણમાં ચિત્ત લગાડો. પાપીઓના પાસથી પાપી ના બનો.

**રાણો**—પાપીઓનો પાસ. તુંજ એકલી ધર્માત્મા કેમ ?

**પદ્માબા**—હા ! હા ! એજ ધર્માત્મા. આટલો બધો બોધ શ્રવણ કરવાથી પત્થર પણ પીગળી જાય, છતાં તમારા પાપી હૃદયમાં તેનો અસર ના થયો તે એક અચબાની વાત છે.

**રાણો**—તારે પણ તેની માફક ભક્તાણી થવું છે કેમ ?

**પદ્માબા**—હા, હા. ભક્તાણી થવું છે. તમારી માફક ભવ અટવીમાં અથડાવું નથી. પારસમણીના અડકવાથી લોઢું તે સોનું બને છે, પણ તમોને તેની અસ·

ર ન થઇ તે એક અચંબાની વાત છે! પણ નક્કી સમજજો કે હુંપદથી છેવટ ખરાબ ખસ્ત થશો. ઇશ્વરને ત્યાં ગરીબને તવંગર, રાય અને રંક, સઉ સરખાંજ છે. ત્યાં તમને રાણા સમજી આસન નહી આપે. સર્વની માફક તેના સામા ઉભા રહી જવાબ આપવો પડશે

**રાણો**—ઠીક છે તે વખત જોઇ લેવાશે.

**પદ્માબા**—રાણાજી! તે તો અદ્દલ ઈનસાફી છે. હલકાને ભારે, રાયને રંક, ઉંચને નીચ, તે જોતોજ નથી, સુખીને દુખી અને દુખીને સુખી કરવાવાળો તેજ છે. અને અયોગ્ય કૃત્યો માટે શાસન આપવાવાળા યમ તેના કીંકરો છે.

**રાણો**—તેથી શું?

**પદ્માબા**—તેથી શું! તમારો કાળ થયા પછી જોશો, કે કરેલ પાપ કર્મની શીક્ષા ભોગવવી પડે છે કે નહી. તેજ વખતે તમને પુર્ણ પસ્તાવો થશે.

**રાણો**—કાળ શું કરવાવાળો છે? મારી કુળદેવ્યા સમર્થ છે.

**મીરાં**—કાળ દેવ્યા આગળ તમારી કુળદેવ્યાનું કાંઇજ ચાલવાનું નથી. કાળ રૂપી કાળીકા દેવી છે. જેનો આકાર એવડો મ્હોટો છે, કે જેનું વર્ણન થઇ શકે તેમ નથી. આકાશ જેનું શીષ્ય છે, પાતાળ જેના પગ છે, દસે દીશાઓ જેની ભુજાઓ છે, સાત સમુદ્ર જેનાં હસ્ત કંકણ છે, સંપુર્ણ પૃથ્વી રૂપી જેના હાથમાં ખપ્પર છે, અખીલ જગત્‌ના જીવો છે તે તેનું ભોજન છે, સુમેરૂ પર્વત અને હીમાલય એ બંને તેના કાનનાં રત્ન કુંડળ છે, ચંદ્રમા અને સુર્ય તેનાં

યુગલ નેત્રો છે. તારા, ગણ તેના મસ્તક ઉપ- રનાં બીંદુઓ છે. ત્રીશુળ. મુશળ આદિ જેના હાથમાં કાળ શસ્ત્રો છે, અને હાથમા તેદ્રા (ઘે- ન ) રૂપી ફાંસો છે, તેના વડે કરી જીવમાત્રને મારી નાંખે છે; એવી જે કાળરૂપી કરાળ કાળી- કા દેવી છે, તે સર્વ વિશ્વના જીવોનો કોળીઓ કરી, મહા ભરવ જે રૂદ્ર છે, તેની અગાડી મ- સ્ત બની નાચ કર્યા કરે છે; તે ભૈરવ એક જુદોજ છે. જેનું નામજ ભયંકર છે. તે જ્યારે અભાવ રૂપી ધનુષ્ય હાથમાં ધરી, રાગ દ્વેશરૂપી બાણો ચલાવે છે, ત્યારે તેથી ચરાચર જીવોને તે બાણો વડે જર્જરીભુત બનાવી નાશ કરી દે છે. માટે રાણા વીચાર કરો, અને સમજો ? તે કાળરૂપી દેવી આગળ તમારી કુળ દેવ્યા હી- સાબમાં નથી, તેથી તે કાળ દેવ્યાને જીતવા માટે, અનાથના નાથ નોધારાના આધાર મારા **ગિરધરલાલજીનું** સ્મરણ સાચા દિલથી કરો. જેથી તે કાળદેવ્યાની બીક તનમનથી જશે, અ ને અવિચળ પદને પામશો.

**રાણો**—શું હજી પણ મારી **કુળદેવ્યાનું** અપમાન કરતાં વિચાર આવતો નથી ? મને ખાત્રી છે કે વૈ- ભવ સુખ તારાથી મણાવાનું નથી. તારી હઠનું ફળ હાથે કરીનેજ માગે છે.

**મીરાં**—રાણાજી ! તમારાથી કાંઈજ થવાનું નથી. ખાલી મમત શા માટે કરો છો ?

**રાણો**—શું હું રાણાથી કાંઇજ થવાનું નથી ?

**મીરાં**—રાણા તમારી રૈયતના, ઇશ્વરના રાણા નથી. તે તો તમારા રાણાઓનો પણ રાણો, અને મહારાણાઓનો પણ મહારાણો છે સમજ્યા ?

રાણો—જાઓ. દુર્મદસીંહ ! આનું આપણે આપણા મહેલમાં કામ નથી. તેને તો તેની કરણીનું ફળ આપવુંજ જોઇએ. આને ભુતના મહેલમાં મુકી આવો. ત્યાં ભલે તેના **ગિરિધરલાલજી** સાથે રંગમાં રમે, કે પછી ભુતનો ભોગ બની ભુત થઇ ભુતની સાથે ભમે.

**મીરાં**—ઓહો ! એજ કે બીજું ? તમારૂ કહેવું સફળ થાઓ. ને મને મારા **ગિરિધરલાલથી** રંગે રમવાનું મળો.

**મોટાંબા**—રંગે રમવાનું નથી, ત્યાંતો એવાં ભુતડાં છે, કે મહેલમાં જતાં પહેલાંજ ગળી જશે, સમજી? અમારે તો તું નહી ને તારી બ્હેન. ગોળી હશે તો ઢાંકણાંની શી ખોટ છે.

**દુર્મદસીંહ**—માજી ! તેના જેવી તો બીજી તેર પકડી લાવીશું.

**પદ્માબા**—કાળ મુખા કુત્રા, શું તું મીરાંબાઇ કે જે પરમસાધવા **જગતજનેતા** સંમાન છે, તેના જેવા તેર લાવવાનુ કહે છે ? ભુલે છે, એના જેવા બીજી મેળવવાનું કહેનારા ખાંડ ખાયછે.

**મોટાંબા**—તે ગમે તેવી હોય, પણ મારા ઉપરવટ થઈ મારા સામું બોલી કુળદેવ્યાનું અપમાન કર્યું, તેથી તેનાં પગલાં મારા ઘરમાં ના જોઇએ.

**પદ્માબા**—માજી એનાં પવિત્ર પગલાં તમારાં ભાગ્ય કયાંથી હોય કે તમારા મહેલમાં થાય!

એનાં પવિત્ર પગલાં તમારા મહેલમાં થાય, તો તો તમારા ભાગ્યનો ઉદય થઇ જાય, પણ એવાં નશીબ ક્યાં છે! કે એવાં પવિત્ર પગલાં તમારા મહેલ સુધી આવે.

**મોટાંબા!**—એતો જાણી તને અને તેને પવિત્ર છો તે!

**પદ્માબા!**—તેની પવિત્રતા તમારી પાપી નજરમાં કયાંથી જણાય! તેની પવિત્રતા જાણવા માટે પાપ વૃતી દુર કરી એકાગ્રહ ચીતથી **પરમાત્માનું** સત્યવૃતીથી રટણ કરો તોજ, તેની પવિત્રતા તમારી નજરમાં આવે, તે શીવાય આવવાની નથી.

**મોટાંબા**—અમારે તેની પવિત્રાઇ જોવી નથી, ને ભકતાણી થવું નથી. તું તારે જો એટલે બસ છે. કોણ જાણે શું જાદુ કર્યું છે, ને શી બુટ્ટી સુંઘાડી છે, કે તેનો અવગુણ તો બીલકુલ આવતોજ નથી.

**પદ્માબા**—શું તે પવિત્ર **જગતજનુની** તુલ્ય મીરાંનો અવગુણ! શું તે પ્રભુ પરાયણ દેવીનો અવગુણ! તેનો અવગુણ કહેતાં તમારી જીભે કાંટા કેમ નથી પડતા? તમો આટલું આટલું બોલોછો, છતાં તેને છે કશી લાગણી? તે તો તેમના **ગિરિધરલાલજીનું** રટણ કરી રહ્યાં છે.

**મોટાંબા**—હા! હા! રટણ કરી રહી છે તે બધુંએ જાણુંછું. મનમાં તો ઘણીએ બળી જતી હશે, ને ગાળો ભાંડતી હશે, પણ અહીઆં પ્રાવી જાય તેમ નથી. બસ તેને તો ભુતના મહેલમાંજ મોકલાવી દેવી એટલે ત્યાં ભલે

તેનું ભક્તાણું ફૂટયા કરે.

**પદ્માબા**—માજી ! ભુતના મહેલમાં તો શું, પણ કાળના મ્હોમાં મૂકશો, તો પણ તેને તે અસર કરી શકનાર નથી. જેને માંથે **ગિરિધરલાલજી** જેવો ધણી બેઠો છે, તેનો તમારાથી વાંકો વાળ પણ થવાનો નથી. તે સાધવીને સતાવવા ગમે એટલાં મથો, પણ તે દેવીને સતાવવામાં તમો પામર કોઇ રીતે ફાવનાર નથી, તે નક્કી સમજજો.

**મોટાંબા**—ઠીક છે ! જોઈ લઈશ, કે તે કેવી રીતે ફાવેછે?

**પદ્માબા**—સુખેથી જોઇ લેજો, અને તમારા મનનો સંદેહ ખોજો. જો જો કચાશ રાખતાં નહી.

**દુર્મદસીંહ**—માજી ! પદ્માબા તો નાદાન છે, તેની સાથે તમે શા માટે નાદાન બનો છો ?

**રાણો**—દુર્મદસીંહજી, તમો જાઓ હાલને હાલ તેની કુમક કરનાર પદ્માબા સહ મીરાંને ભુતના મહેલમાં મૂકી આવો.

**દુર્મદસીંહ**—રાણાજી ! રાણાજી ! આવી તે આજ્ઞા હોતી હશે ? મીરાંને તો તેની કરણીનું ફળ આપો છો, પણ પદ્માબાને ભુતના મહેલમાં મુકી આવવાનું શા માટે કહો છો ?

**રાણો**—એની પક્ષ તાણે તેને પણ તેજ સજા થવી જોઇએ.

**પદ્માબા**—રાણાજી સુખેથી એવી સજા કરો, હું તે સજા ભોગવવા ઘણી ખુશીની સાથે તૈયાર છું.

**દુર્મદસીંહ**—પદ્માબા ! આ તમે શું બોલો છો ? એવો ખોટો પક્ષ ખેંચવાથી શું લાભ મળવાનો છે?

જો તમારા બંધવ રાણુહાજી યાત છે, તો
એના કરતાં પણ ચઢીઆતી ભાભી લાવીશું.
માટે એવો ખોટો મમત રેહેવા દો

**પદ્માબા**—જા ! જા ! એના જેવી તો શું ! એના ખા-
સડા જેવી તો લાવ્ય. જેના ખાસડાને પણ
જગત શ્રેષ્ટ ગણી પુજે છે સમજ્યો ?

**દુર્મદસીંહ**—એ તો જોઇ એને, અને જોયું એના ખાસડાને;
રાણાજી એના વીના કુંવારાજ ના રહે. પ-
ણ તમે નાહકની સજા શા માટે ઉઠાવો છો?

**પદ્માબા**—સજા ! મને અને મારી પવિત્ર માતૃ તુલ્ય
મીરાંને સજા કરનાર છે કોણ ? સજા કરનાર
ખાંડ ખાય છે સમજ્યો ?

**દુર્મદસીંહ**—ત્યારે ભુતના મહેલમાં જઇ તેની સાથે ભૂ-
તના ભોગ થવું છે ?

**પદ્માબા**—તે ભુત ભોગ લે તારા જેવાનો, અને તારી પા-
પી વૃતીએ દોરાનાર રાણા જેવાનો. અમને સત્ય
વૃતીવાળાને ભુત શું કરી શકનાર હતાં ? ભુત
પણ અમને જોઇ ભાગી જશે સમજ્યો ?

**રાણો**—દુર્મદસીંહ જાઓ. આ વાચાળ પદ્માને ઘેર લઇ
જાઓ, અને મીરાંને ભુતના મહેલમાં મૂકી
આવો. જો પદ્માને ત્યાં મોકલીએ તો દુનિયામાં
ખોટું કહેવાય. જાઓ ? આ હુકમનો એકદમ
આદર કરો. ( રાણો જાય છે )

**દુર્મદસીંસ**—જેવો રાણાજીનો હુકમ. મીરાંબાઈ ચાલો
તૈયાર થાઓ. ( સુમતી અને કુમતીને ) કેમ
સુમતી ? કેમ કુમતી ? તમારો શું વિચાર છે?

**સુમતી**—હું તો મારી બાઇને મૂકી એક ક્ષણ પણ ખ-

સવાની નથી.

**દુર્મદસીંહ**—કેમ કુમતી તારો શું મત છે ?

**કુમતી**—આપણે તો ભુતને જોઈ ભડકીને મરી જઈએ. માટે આપણે તો આવવાનાં નથી.

**સુમતી**—ત્યારે તું મેડતાથી બાઈ સાથે શા માટે આવી ?

**કુમતી**—બાઇનું રક્ષણ કરવા. કાંઇ મરવા નથી આવી. સમજી !

**સુમતી**—તું મરવાથી બીહે છે ત્યારે હમને હમારો જીવ વહાલો નહી હોય, કેમ ?

**કુમતી**—તે તમો જાણો. પણ આપણે તો આવવાનાં નથી. ભુતને જોઇને હું તો ફડકી મરૂં ને વગર મફતનો જાન ખોઉં.

**સુમતી**—પાપણી, પવિત્ર પ્રભુ પરાયણ દેવી પાસે હોવા છતાં, મ્હોતનો ભય હોયજ શેનો ? પણ તે પ્રત્યે તારી આસ્તા હોય ત્યારેને ? દેવ બળવાન નથી. પણ દેવ પ્રત્યેની આસ્તા બળવાન છે, સમજી ?

**કુમતી**—તું તારે સમજ, ને તું તારે જા, મારે તો મરવા આવવું નથી.

**સુમતી**—ભલે તારી મરજી. પાપણી ! તું આ પ્રભુ પરાયણ દેવીનો સંગ છોડી પાપીઓના સંગથી પાપમાં ભલે રાજી રહે, પણ સમજજે કે છેવટમાં પસ્તાઇશ.

**કુમતી**—બહુ સારૂ. તમે તમારે સુખેથી સીધાવો.

**સુમતી**—ચાલો દુર્મદસીંહજી.

**દુર્મદસીંહ**—ચાલો, પણ ઉભા રહો હું પદ્માબાને મહેલમાં મુકી આવું. ( પદ્માને ) ચાલો પદ્માબા.

**પદ્માબા**—હું તો તમારી વાતચીતથીજ ચકીત બનીછું. તમે તમારે મીરાંની સાથે મને લઈ જાઓ. તે પવિત્ર **જગતજનુનીનો** સાથ હું છોડવાની નથી તે નથીજ.

**દુર્મદસીંહ**—પણ રાણાજીની આજ્ઞા ક્યાં છે? તમને તો મહેલમાં મૂકી આવવાનાં છે.

**પદ્માબા**—હું કદાપી તેમને મૂકી મહેલમાં જનાર નથી. જ્યાં તે ત્યાં હું.

**મીરાંબાઈ**—પદ્મા બ્હેન! ખાલી હઠ શા માટે કરો છો? રાણાજીની મરજી નથી, તો તમે સુખેથી મહેલમાં જાઓ. તમને હું વીસરનાર નથી, વખત આવે બોલાવીને સાથેજ રાખીશ.

**પદ્માબા**—હે માતૃ તુલ્ય મીરાંબાઈ! હે પવિત્ર મીરાંબાઇ! ગુરૂની આજ્ઞા શીષ્યે માંનવીજ જોઇએ તે શાસ્ત્રમાં લખેલુ છે, તેથીજ તમારી આજ્ઞાને માન આપવા ખાતર જાઉંછું, પણ હું કહેતાં આત્મા જતો નથી, ફક્ત આ હાડ ચામનું ખોળીઉં જ જાય છે, તે સત્ય સમજજો. આત્મા તો તમારા ચરણમાંજ લાગી રહ્યો છે. તમારામાંજ લીન બન્યો છે. જુવો સાંભળો.

**ગાયન.**

**પદ્માબા**—( પંથી પરદેશી ચીત સોંપી ) એ રાહ.

છોડી સતીઆંનો સંગાથ, હવે હું જાઉ...છું.
તુમ વચન પાળવા જાઉં, જુદી હું થાઉં...છું.

**સાખી.**

**મીરાંબાઇ**—ગિરિધર પ્રભુ નવ ચુકશો, સમરજો દીલસાથ;
ભક્તિ કરજો ભાવથી. ભક્ત વત્સલ મુજ નાથ.

જોઇ સાચી આવી ટેક, દીસે હરખાઉં...છું.

પદ્માબા— ....................................છોડી.

વચન કદી ચુકુ નહી, રટણુ ન મૂકું લગાર;
સત્ય પ્રભુ એતો સહી, પ્હોંચાડે ભવપાર.
હું જાઉં બની લાચાર, મન મુંઝાઉં...છું. છોડી.

પદ્માબા લાચાર બની પોતાના મહેલ તરફ જવા તૈયાર થયાં. દુર્મદસીંહે કહ્યું, પદ્માબા ઉભાં રહો, હું તમને મહેલ સુધી મૂકવા આવું. પદ્માબાએ કહ્યું મારે કોઇની જરૂર નથી; એમ સમજતો નહી, કે તારી અને તારા રાણાની બ્હીકથી આવું છું. આ પવિત્રનો સાથ છોડવા લગાર પણ ખુશી નથી, છતાં તેમના વચનનીજ ખાતર આવો પવિત્ર સાથ છોડુ છું.

દુર્મદસીંહ કહે ભલે જાઓ પણ જો જો રાણાજીનો ઠપકો ના આવે ? બારોબાર મેહેલમાં જજો. પદ્માબા કહે સારૂ. જો ખાત્રી કરવી હોય તો પાછળ આવી જોઇ જા, એટલે વધારે ખાત્રી થશે. પદ્માબા મીરાંને પ્રણામ કરી મહેલ તરફ ગયાં; તે ગયા તો ખરાં, પણ દુર્મદસીંહને વિશ્વાસ આવ્યો નહી, તેથી તે તેમની પાછળ પાછળ મહેલ સુધી ગયો. જ્યારે પદ્માબાએ મહેલમાં પ્રવેશ કર્યો, ત્યારે તે પાપી ત્યાંથી પાછો વળી મીરાંબાઈ પાસે આવ્યો.

મીરાંબાઇ પાસે આવી મીરાંને કહ્યું ચાલો. મીરાંબાઈ કહે ચાલો, હું તો તૈયારજ છું, દુર્મદસીંહ કહે મીરાં ! જે ભુતના મહેલમાં જવા માટે તૈયાર થઈ છું, તે ભુતનો મહેલ જેવો તેવો સમજતી નહી. ધોળે દહાડે ભુત પ્રત્યક્ષ આખા મહેલમાં ઘુમે છે, જેથી કોઇ માણસ તે રસ્તે પણ જઈ શકતું નથી. આવી સુંદિર કાયાનો ભોગ શા માટે આપેછે?

મીરાં કહે મારો ભોગ આપવાળો કોણ છે ? માંથે ધિંગો ધણી બીરાજીત છતાં ભોગ લેવાવાળુ કોણ છે? સમજીશ નહી નીધણીઅણ ? મારા ધણીના પ્રતાપ આગળ તમે પામર ગમે તેટલા મથો, આ મીરાંને મારવા ગમે તેટલી યુક્તિઓ કરો, પણ તેમાં કાંઇજ વળવાનું નથી. ભુતના મહેલમાં પણ મારાવ્હાલાનો વાસ છે. કારણ, તેતો જળમાં, સ્થળમાં અને પ્રાણી માત્રના ઘટ ઘરમાં વશી રહેલા છે. માટે મારા પતિ પાસે હોવાથી, તું અને તે મહેલમાંનાં ભુતો જખ મારે છે.

દુર્મદસીંહ કહે તેમ સીદ્ધી રીતે કબુલ નહીજ કરે. માંથે મરણ આવ્યું હોય, ત્યારે કદાપી કાળે સુબુદ્ધિ સુજતીજ નથી. તેમ તને પણ કુબુદ્ધિ થઇ હોય એમ ભાસે છે.

સુમતી કહે પાપીઆ, જેને કાળની બ્હીકજ નથી. તેને કુબુદ્ધિ થતીજ નથી. પણ મને તો ભાસે છે કેતારા માંથે કાળ ટમટમી રહ્યો છે, તેથીજ તારી બુદ્ધિ ફરી હોય તેમ ભાસે છે. તારાથી અને તારા રાણાથો જે થાય તે કરવામાં બાકી મૂકશો નહી.

દુર્મદસીંહે કહ્યું, જોઉં છું કે કાળ કોને માથે ભમી રહયો છે ? ભુતના મહેલમાં પ્રવેશો, પછી વાત. છેટથી જોઇને ભાગશો. સમજ્યાં ?

મીરાં કહે ઠીક છે ચાલો, તમારો ભુતનો મહેલ બતાવો. તમારે મન તે ભુતનો મેહેલ છે, પણ મારે મન તો તે મારા વ્હાલાનું મંદીર છે. તે ઠેકાણેજ મારા વ્હાલાનો વાસ છે. તમારી પાપી વૃતીથી તમને દર્શન નહી આપવા માટે તમને બતાવવાનો ખોટો ત્રાસ છે. ચાલો ચાલો જલદી કરો, મને મારા વ્હાલાને ભેટવામાં વાર થાય છે.

દુર્મદસીંહ કહે ચાલો, ત્યાં તમારો એક વ્હાલો નથી, પણ અનેક વ્હાલા તૈયાર છે, મ્હોંત આગળ મનુષ્ય લાચાર છે. સુમતી કહે મ્હોંત નથી મુર્ખા વિચાર કરય ત્યાં તો મારી મીરાંબાઇના ગિરિધરલાલ ભરથાર છે આખા જગતના કિરતાર છે.

દુર્મદસીંહ કહે હા ! હા ! ચાલો ભરથાર ને દિલદાર બધાએ તૈયાર છે, કહી ભુતના મહેલ આગળ ગયાં. મહેલ આગળ જતાં મીરાંને શુભ શુકનો થયા. મીરાં કહે આ શુભ શુકનોથી મારી તો ખાત્રી છે કે મારો વ્હાલો મને મળશે, ચાલ્ય મારા વ્હાલાના મંદીરમાં પ્રવેશ કરતાં પહેલાં મારા વ્હાલાની સ્તુતી કરીને પ્રવેશું. એમ કહી સ્તુતી કરવા માંડી.

## ગાયન.

( સાચો સાહેબ જગ કીરતાર. )

વ્હાલા ગિરિધર વર ઘનશામ, હું તો જપુ અહો
દીનજામ—વ્હાલા.
અશરણશરણુ ધર્યું સત્યનામ છો, આ દાશીના અભીરામ—વ્હા
દર્શન આશ ધરી અહીં આવી, આશ પુરો પ્રભુ દર્શ બતાવી
કહાવો પુરણ કામ—હું તો.
હસ્ત ગ્રહી પ્રભુ કીધી ગૃહણી, શીદ ટવળાવો શામાપરણી.
ભુલી ભમાવો ન ભામઃ હું તો.

---

એ પ્રમાંણે સ્તુતી કરી મીરાંબાઇએ એકદમ ભુતના મહેલમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાંની સાથે પ્રભુ શ્રી ગિરિધરલાલજીએ વિચાર કર્યો, કે જો આ સ્થળે તેની મનોવાંચ્છના પુર્ણ કરવાનો અમુલ્ય અવસર છે. અને તે પરચાથી આ પામર પ્રાણીઓને જ્ઞાન મળશે. એવો વિચાર કરી એકદમ પોતે પણ ભુતના મહેલમાં સાક્ષાત રૂપે પધાર્યા.

એક તરફથી મીરાંએ પ્રવેશ કર્યો, અને એક તરફથી પ્રભુ **શ્રીગિરિધરલાલજી**એ પ્રવેશ કર્યો. તેનાં પગલાંથી અને પ્રભુની માયાથી તેમાંથી ભુત પ્રેત અલોપ થઇ ગયાં, અને તે મહેલ સાક્ષાત વૈકુંઠના મંદીરના રૂપમાં ફેરવાઇ ગયો.

ભગવાનની અથાગ લીલાનો પાર કોણ સમજી શકે છે? તેની લીલા ન્યારી છે. જળમાં સ્થળ, અને સ્થળમાં જળ, એક પલકમાં કરે છે. એવા **શ્રી ગિરિધરલાલજી** ઉપર સાચો નેહ હોય, તેને દુઃખ તો કદી હોયજ નહી. આવી રીતે અજબ ફેરફાર જોઇ દુર્મદસીંહ વિષ્મય પામ્યો અને રાણાજીને જાણ કરવા માટે તે રાણાજીના મહેલ તરફ ગયો.



## પ્રકરણ ૧૨ મું.



દુર્મદસીંહ રાણાજીના મહેલમાં ગયો, અને રાણાને તથા રાજમાતાને જોયેલી બીના વિદિત કરી કહ્યું, મીરાં તો અજબ જાદુગરણી છે તેમાં લગારે શક નહી. જે ભુતના મહેલને આપણે છેટેથી જોતાં ડરતા હતા. તે મહેલમાં એકદમ પ્રવેશ કર્યો, પ્રવેશ કરીને કોણ જાણે શું એ જાદુ ચલાવ્યું, કે તે મહેલ એક સુંદીર ઈંદ્રભુવન સરખો બનાવી દીધો. તે કેવી રીતે બનાવ્યો, તે પણ હું સમજી શકયો નહી.

મોટાંબા કહે શું તે કાંઈ મંતર જંતર બોલી હતી? દુર્મદસીંહ કહે ના, તે મહેલમાં પેઠી, કે તરત તે મહેલ બદલાઇ ગયો, મોટાંબા કહે એમ તે બદલાતા હશે! દુર્મદસીંહ કહે હા. એમજ થયું, તે મેં મારી નજરો નજર જોયું. દુર્મદસીંહ ભુલતા હશો ? દુર્મદસીંહ કહે ના ખાત્રી પુર્વક જે કહું છું તે સત્યજ છે. ને તમારી ખાત્રી કરવી હોય તો તમે ચાલો. તમને તેડવા માટેજ અહીં આવ્યો છું.

મોટાંબા અજાયબ થયાં, અને કહ્યું, પાકી જાદુગરણી તેમાં તો શક નહીં. મારી કુંવરી ઉપર પણ કોણ જાણે કેવું એ જાદુ ચલાવ્યું, કે તે પણ અમારી વીરૂદ્ધમાં પડી. જેને વંદન કરવા લાયક હું પોતે તથા મારો કુંવર, તેમને ઉલટાં તેના પગે પડવાનું કહેવા માંડયું. આવી જાદુગરણી

મારી આખી ઉમ્મરમાં મેં આજેજ જોઈ.

દુર્મદસીંહ કહે માજી ચાલો ત્યાં જઇ તેની ચેષ્ટા જોઇએ. મોટાંબા કહે, પદ્માને પણ સાથે લઇ લ્યો એટલે તેને ખાત્રી થાય, કે તે આવી જાદુગરણી છે. દુર્મદસીંહ કહે ભલે તેમને પણ સાથે લ્યો. પણ છે ક્યાં ? મોટાંબા કહે એ આવી. (પદ્માબા આવે છે) મોટાંબા કહે પદ્મા ! ચાલ્ય તારી ભાભીની જાદુની વિદ્યા જોવી હોય તો ! પદ્માબા કહે શાની ? મોટાંબા કહે ભુતના મહેલ ઉપર કોણ જાણે શુંએ જાદુ કર્યું, કે જે મહેલનો રસ્તો પણ તે ભુતોના ભયથી ભયંકર લાગતો હતો, તે મહેલ તેણે ઇંદ્રિભુવન જેવો બનાવ્યો છે તે.

પદ્માબા કહે માતાજી ધન્ય છે તેની પ્રભુ પારાયણતાનો તમોએ તો તેને મારી નંખાવા ભુતના મહેલમાં મોકલી, પણ જેને માથે શ્રીગિરિધરલાલજી જેવો સાચો ધણી, તેને તમારાથી શું થાય ?

મોટાંબા કહે હજી પણ તું તેની જાદુઈ વિદ્યા કબુલ કરતી નથી! પદ્માબા કહે ના. જાદુઇ વિદ્યા બીલકુલ નથી, પણ ઠાકોર શ્રી શ્રીગિરિધરલાલજીએ પોતેજ તે મહેલ તેવો બનાવ્યો હશે ! નહી તો તેનાં પવિત્ર પગલાંના પ્રતાપથી તે મહેલમાંનાં ભુત પ્રેતો બળીને ખાખ થઇ ગયાં હશે, ને તે મહેલ ઇંદ્રિપુરી સમ બન્યો હશે.

દુર્મદસીંહ કહે જોયો તેનાં પગલાંનો પ્રતાપ ! હીણ પગલાંની એ આવીને કુળ દેવ્યાનું અપમાન કરી, રાણાજીને અને માજીને ઉદ્વેગ કરાવ્યો, તમોને જાદુમાં આંજી નાંખ્યાં એવો તેના નીચ પગલાંનો પ્રતાપ.

પદ્માબા કહે પાપીઆ ! તારી પાપી ચક્ષુથી

તેનાં પગલાંનો પ્રતાપ નહીંજ દેખાય તે ખુલ્લું છે. ભુંડો ભુંડાનો ભાવ ન તજે; તે કહેવત અનુસાર પવિત્ર માત્ર તુલ્ય મીરાંબાઇનું ભુડું બોલ્ય, પણ તને તારી કરણીનાં ફળ મળશે. દુર્મદસીંહ કહે પદ્માબા ખરૂ કહ્યું, તેનું આ ફળ આપોછો કેમ ? સાચાને જુઠો ઠરાવવા માગો છો કે-મ ? પણ જાણો છો ? તમારી તેના ફેંકેલા જાદુઈ જોર માં અંજાએલી આંખોથી તેનાં અવગુણ નહીજ દેખાય.

પદ્માબાએ કહ્યું પાપીઆ ! સતીને સતાવેછે, તેથી તને રોમ રોમ કીડા પડશે, અને કોઇ કાઢનાર નહી જડે કાઢનાર સમજ્યો ? સતીઆંને સંતાપવાથી મ્હોટા મ્હોટા રોળાઈ ગયા, તો તું તે બીચારો શું હીસાબમાં ? જો સાંભળ.

પદ્માબા— ગાયન.

( કાયા કાચો કુંભ છે જીવ ) એ રાહ.

સંતોને સંતાપતાં, પામીશ દુઃખ અપાર;
સતીયાંને દુભાવતાં, કાઢીશ નહીં કાંઇ સાર;
જરી વીચારમાં (અરેહાં) તુજ પાપ કર્મ જો વીચારી;
બીજાની ચહે બુરી, તેજ તારી છે થનારી–જરી.
ઇશ્વરને ઘેર ન્યાય છે, નહી તુજ સમ અન્યાય.
સતીઆ સ્વર્ગે વિચરે. પામર નર્કે જાય;
જાતાં કાળ મુખે (હાં) જીવ, વિમાસણ કરવી પડે;
પડતાં ફાની દેહ જયારે યમ દુત નડે;
યમ કીંકરનો ભય ધરી, પામર પ્રાણી વીચાર;
દુઃખ પામીશ તેવે સમે, પસ્તઇશ પારાવાર–જરી.

---

માટે સમજ સમજ, અને સતીને પગે પડી તેની માફી માગ્ય, નહીતર પાપીઆ તારી બુરી વલે થશે.

મોટાંબા કહે હવે બધી કુથલી રહેવા દઇ ત્યાં આ-વવું છે કે નહી ? પદ્માબા કહે ચાલો ત્યાં આવવા તૈયાર છું. ત્યાં આવવાથી પવિત્ર પરમાત્મા **શ્રી ગિરિધરલાલજી**નાં દર્શન મળશે, અને તે દર્શન નહી મળે તો જગત જનુની મીરાંબાઇનાં દર્શનતો મળશે, માટે ચાલો; મોટાંબા, દુર્મદસીંહ તથા પદ્માબા ભુતના મહેલ તરફ ગયાં.

મીરાંબાઇએ ભુતના મહેલમાં પગ મુકયો, ત્યાં તે મહેલ ઇંદ્રિભુવનસમ બન્યો તેથી મીરાંબાઇને ખાત્રી થઇ કે અહીંઆં મારો વ્હાલો સાક્ષાત રૂપે હોવોજ જોઇએ; તે શિવાય આવો અજબ ફેરફાર હોયજ નહી; પણ વ્હાલો કયાં હશે ? દર્શન કેમ નહી આપતો હોય ? શું હું તેનું રટણ ચુકી છું? ના ! ના ! રટણ તો ઘડીભર પણ ચુકી નથી. ત્યારે શા માટે દર્શન નહી આપતો હોય ? હં ! હં ! રાણા સાથે પરણી તેથી. પણ રાણા સાથે કોણ પરણ્યું છે ? હું પરણી છું ? ના ! ના ! આ હાડ ચામનું પુતળું પરણ્યું છે. આ પુતળું મીરાંનુંજ, ને તેથી રીસાયા હશે ? ના ! ના ! પુતળુ પરણ્યું તેમાં શું ? પણ આત્મા વગરને ? આત્મા તો તેનાજ ચરણ કમળમાં હતોને ? ના ! ના ! તેવા કારણથી તો તે તજેજ નહી. ત્યારે દર્શન કેમ નહી આપતા હોય ? શું તેમના ધ્યાનથી ઘડીભર વિરકત થઇ હઇશ તેથી તજી હશે ? ના ? એક ઘડી પણ મ્હેં મારા વ્હાલાને વિસાર્યાજ નથી. વ્હાલી વસ્તુ તે એક ક્ષણ પણ વિસરાતી હશે ? તે વસ્તુ વિસરાય ત્યારે તે વ્હાલી શાની ? ત્યારે શું દોશ થયો હશે ? પ્રાણ પ્રભુ અમો અબળાના દોષ અનેક, પણ વ્હાલા ! તે દોષની માફી કરી દર્શન આપી આ દાશીને કૃતાર્થ કરો. અને પરણી ગૃહણીને સ્વીકારી આભારી કરો. વ્હાલા

પુરણીને વિસારી, તે દોષ તમારો છતાં, તે દોષ મનમાં નહી લાવતાં તન મનથી રટણ કરૂં છું. વ્હાલા ! હવે તો ઘણી થઈ. આ વૈકુંઠપુરી સમ મંદીરમાં બીલકુલ ચેન પડતું નથી; આ ચિત્ત વ્હાલાનાં દર્શન કરવા ચાહય છે, આ દીલ વ્હાલાને ભેટવા દોડી રહ્યું છે, આ તન વ્હાલાના ચરણ કમળમાં જવા તૈયાર થઈ રહ્યું છે, પણ વ્હાલો કયાં ?

**મીરાં—** **ગાયન.**

( શું નિર્મળ જગની તલાવડીમાં ) એ રાહ.

આ દીલ દોડે છે વાલમ મળવા, ચહે નહી કાંઇ અન્ય;
માટે મ્હેર કરો કાંઇ મોહન, વિનતિ ધારો મન:
રટણ તમારૂ ચિત મહી ધારયું; કીધુ નથી કાંઇ અન્યચિંતન
સમર્પ્યું છે પ્રિતમ પ્રેમી, તમને આ તન ધન—આ.
રક્ત ચહુ દર્શન સુંદીરશામ, છોપુરણ કામ (૨)
ચિત્તએઠું જઇ તુમ ચરણુમાં, દર્શન ચાહે તન.—આ.

---

**ગિરિધરલાલજી** કહે આ રહ્યો મીરાં ! તારી પાસેજ ઉભો છું; મીરાં ( હર્ષઘેલી બની ) શું મારા વ્હાલા પધાર્યા ! હવે તો આ દાશીને અંગીકાર કરશોને ? મહારાજ ! આજ સુધી દર્શન નહી આપતાં દીવાની શા માટે બનાવી ? રસીલા શું રીસ હતી કે આટલી રવડાવી ? જો આમજ કરવું હતું, તો સ્વપ્નામાં આવી લગ્ન કરી શા માટે સપડાવી ? વ્હાલા, મે તે તમારૂ શું બગાડયું છે કે મારાથી તો અદ્રષ્યજ રહો છો ? શું તમારી બીજી રાણીઓ સારી ને હું ખોટી !

**ગિરિધરલાલ** કહે મીરાં ! વ્હાલી મીરાં ! તારી પ્રેમ

લક્ષણા ભક્તિથી હું તારા ઉપર ત્રુષ્યમાન છું. સર્વે કરતાં તું મને અધિક પ્રિય છું.

**મીરાંબાઈ**—વ્હાલા એતો બધું કહેવાનું, મ્હોંની મીઠાશો

**ગિરિધરલાલ**—ના, તારી ભુલ છે. હું જે કહું છું તે બધું સાચુજ છે.

**મીરાંબાઇ**—શું સાચું ! સાચું કેવી રીતે માનું ? જો વ્હાલી ગણતા હોતા તો દર્શનથી વિમુખ રાખતજ નહિ.

**ગિરિધરલાલ**—દર્શનથી વિમુખ ક્યાં રાખી છે ? લગાર જ્ઞાન દ્રષ્ટિથી વીચાર કર્યે ?

**મીરાંબાઇ**—શું વિચાર કરૂ ? જ્યારે ઘટ ઘરમાં વાસ કરી બેઠા હતા, ત્યારે પ્રત્યક્ષ દર્શન આપતાં શું વાંધો આવનો હતો ?

**ગિરિધરલાલ**-વ્હાલીને દર્શન આપતાં વાંધો આવતો હશે !

**મીરાંબાઇ**—વ્હાલીને દર્શન આપતાં વાંધો ન આવે, પણ આવ્યો.

**ગિરિધરલાલ**—શો વાંધો આવ્યો ?

**મીરાંબાઈ**—પહેલો વાંધો તો એ કે પરણીને તરછોડી.

**ગિરિધરલાલ**—મીરાં તારી ભુલ છે. તરછોડી ક્યારે ?

**મીરાંબાઇ**—ત્યારે શું પ્રેમની પરિક્ષા કરી ?

**ગિરિધરલાલ**—પરિક્ષા ! ના, પરિક્ષા કરીનેજ પરણ્યો. પછી પરિક્ષા કેવી ?

**મીરાંબાઇ**—ત્યારે શા માટે ટવળાવી ?

**ગિરિધરલાલ**—ટવળાવીછે કોણે ? એતો પ્રેમ લક્ષણા ભક્તિ શીખાવી.

**મીરાંબાઇ**—બરાબર શીખવી. તેમાં કાંઈ કચાશ રાખી નથી.

**ગિરિધરલાલ**—પ્રેમ લક્ષણા ભક્તિનો પાઠ શીખ્યાં ?

**મીરાંબાઇ**—બરાબર; જુવો સાંભળો, પણ હવે તો દર્શનથી વિમુખ ભે નહી કરોને ?

**ગિરિધરલાલ**—તમારો પ્રેમ લક્ષણા ભક્તિનો પાઠ સંભળાવો પછી કહું.

**મીરાંબાઈ**—ત્યારે હાલ કહેતાં શું વાંધો આવે છે ?

**ગિરિધરલાલ**—વ્હાલી ! વ્હાલમાં તે વાંધો આવતો હશે ? પ્યારી પ્યાર તે પતળતો હશે ?

**મીરાંબાઈ**—ત્યારે શું રીસ કરી રામાને રવડાવી ?

**ગિરિધરલાલ**—રસીલીથી તે રીસ હોય ? છબીલીથી તે છળ હોય ? રંગીલીથી તે રાડ હોય ? તુ ભુલે છે, પણ પ્રેમ લક્ષણાં ભક્તિનો પ્રાઠ સંભળાવો તે સાંભળવા મારૂ મન અધિરૂ થયું છે, ઘણા ઘણા ભકતો થયા, પણ તારી ભક્તિની બલિહારી ! ધ્રુવ અને અંબરીશ સરખા ભકતો થયા, પ્રહ્લાદ અને પાંન્ડવ જેવા ભકતો થયા, અહલ્યા અને દ્રોપતી સરખા ભકતો થયા, પણ મીરાં તારી ભક્તિની બલિહારી !

**મીરાંબાઇ**—પ્રાણ પ્રભુ ! તે ભકતોના પગની રજ છું. ધ્રુવજીએ બાળપણમાં છ મહીના સુધી ઉગ્ર તપ કર્યું, પ્રહ્લાદજીએ બાળપણામાં પિતા વીરૂદ્ધ થઈ તમનેજ ભજ્યા, તેવી ભક્તિ નથી. ખાલી ખોટી ઉપમા શા માટે આપો છો ?

**ગિરિધરલાલ**—મીરાં ખોટી ઉપમા નથી. તે સર્વે ભકતો

સાચા, પણ તારી ભક્તિથી તો અવધિ ! તે બધાની ભક્તિથી તેમને યોગ્ય વરજ આપ્યા છે, કોઇની જોડે લગ્ન કર્યું નથી. પણ તારી પ્રેસ લક્ષણા ભક્તિથીજ તારા ઉપર પ્રસન્ન થઇ, તારી સાથે તો લગ્ન કર્યું છે. બોલ્ય કીઇ ભક્તિ વધે ?

**મીરાંબાઇ**—મહારાજ ! ખાલી મ્હોટાઈ શા માટે આપો છો ? તે ભકતોના પગની રજ બરાબર પણ મારી ભક્તી કયાં છે ? મે કયાં પવન ભક્ષિ પેટ ભર્યું છે ? મે કયાં એક આસને બેસી ભક્તિ કરી છે ? મે કયાં પાણી ભક્ષિ પેટ ભર્યું છે? મેં કયાં અન્ન જળનો ત્યાગ કરી ઉપવાસીત રહી ભક્તિ કરી છે ? એવાં એવાં કષ્ટો ઉઠાવી ભક્તિ કરનારની તુલનામાં મુકો છો, પણ તેમના પ્રાશંગમાં પણ નથી.

**ગિરિધરલાલ**—મીરાં ! ગોપીઓ સાથે લગ્ન કર્યું, તેમની કયાં તેવી ભક્તિ હતી? ફક્ત પ્રેમ લક્ષણા ભક્તિથીજ તેમની સાથે લગ્ન કર્યું હતું. તેમ તારી પ્રેમ લક્ષણા ભક્તિથીજ તારા ઉપર પ્રસન્ન થઇ લગ્ન કર્યું છે. તેવી ભક્તિ મને ઘણીજ પ્રિય છે, માટે તે પ્રેમ લક્ષણા ભક્તિ કરી બતાવ્ય.

**મીરાંબાઇ**—શું વ્હાલા તેવી ભક્તિને વશ થઇ મારૂ પાણી ગ્રહણ કર્યું છે, તો તે ગોપાનાઓ જેવી ભાગ્યશાળી તો ખરી, તેમાં વાંધો નહી. કહો

શું કહી બતાવું.

**ગિરિધરલાલ**—તે પ્રેમ લક્ષણા ભક્તિ.

**મીરાંબાઇ**—હીઇ.

**ગિરિધરલાલ**—પ્રત્યક્ષ દર્સન માટે વિનવણી કરતી હતી તેવી.

**મીરાંબાઇ**—ખુશીથી તે મારા વ્હાલાને કહી બતાવવું.

**ગિરિધરલાલ**—તો હું તને પુરવણી આપું.

**મીરાંબાઈ**—મારાં એવાં કયાંથી ભાગ્ય, કે હું મારા વ્હાલાને વિનવણી કરૂ, ને મારો વ્હાલો તેમાં પુરવણી આપે !

**ગિરિધરલાલ**—જરૂર પુરવણી આપીશ. વિનવણી શરૂ કરો.

**મીરાંબાઇ**—જેવી મારા પ્રાણ પ્રભુની ઇચ્છા.

**મીરાંબાઈ**— **ગાયન.**

( મહારાણી માજી થયાં ખરાં ) એ રાહ.

**મીરાં**— મુંઝાણી હું તો દર્શનવિણ ગભરાણી;

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— દર્શન મળતાં ઉર અતિ હરખાણી.

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— રટણ તમારૂં કરતી પ્રીતે, માયામાં ન ફસી હું, જરી,

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— તાતે રાણા સાથ વરાવી, પણ બેઠી ધણી સાચો ધરી.

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— અનેક આધિ વ્યાધિ વળગી, તેમાં
નહી રોળાણી, તો પામી સારંગપાણી;

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— રટણ તમારૂ ઘડી ન ચુકી, બલે અધિક
તમોએ તાણી;

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— એવી રીતે ભક્તિ કીધી, બેઠી સત્ય
ધણી ધારી;

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !

**મીરાં**— અંતે આવી દર્શન દીધાં, આશા પુરી
સારી છેવટમાં સ્વીકારી;

**ગિરિધરલાલ**—સાચી ભક્તિ વાહ !
મીરાં તારી ભક્તિની બલીહારી.

**મીરાં**— સ્વીકારી ધારી ચાહ !

---

**ગિરિધરલાલ**—ધન્ય છે મીરાં તારી ભક્તિને !

**મીરાંબાઇ**—પણ વ્હાલા ! એક વચન આપો.

**ગિરિધરલાલ**—વ્હાલી ! એક નહી પણ બે.

**મીરાંબાઇ**—વ્હાલા ! એકજ વચન આપો.

**ગિરિધરલાલ**—શી બાબતનું !

**મીરાંબાઇ**—વચન આપો પછી કહું.

**ગિરિધરલાલ**—મીરાં ! હું તમારો થયો. પછી વચનની
શું જરૂર છે ? વગર મુલે વેચે ત્યાં વેચાવા

તૈયાર છું.

**મીરાંબાઇ**—વ્હાલા ! એતો બુધ્ધુ કહેવાનું. એક વચન તો અપાતું નથી.

**ગિરિધરલાલ**—શુ મારી મીરાંને મારો ભરૂસો નથી ?

**મીરાંબાઇ**—તે જાણવાની તમારે શી જરૂર છે ? ભરૂસો છે કે નથી તે મારૂ મન સમજે છે, પણ વચન આપવું હોય તો આપો. નહીતર તમારી ઇચ્છા. ધણીનુ કોઇ ધણી છે ?

**ગિરિધરલાલ**—રિસ ! વ્હાલી રિસ ! રસીલાથી તે રાસ હોય ?

**મીરાંબાઇ**—કેમ ના હોય ? પરણીને પડતી મુકનારની પ્રતિતિ રખાય ?

**ગિરિધરલાલ**—વ્હાલી ! આવાં મેણાં તે મરાય ?

**મીરાંબાઇ**—સત્તરવાર.

**ગિરિધરલાલ**—લ્યો હવે મારી ભૂલ થઇ, માફ કરો.

**મીરાંબાઇ**—તે તો બધુ ખરૂ, પણ વચનની વાત વિસરાવા માગો તે વિસરનાર નથી સમજ્યા? ઠગારા બની ઠગી, લુંટારા બની લુંટી, ફાંશીઆ બની ફસાવી, હવે વચન લીધા શિવાય પ્રતિતિ રાખનાર નથી.

**ગિરિધરલાલ**—વ્હાલી આવી ઉપમા ! કહો ઠગારા બનીને તમને શું ઠગ્યાં ? બોલો લુંટારા બની તમને શું લુટયાં ? બોલો ફાંશીઆ બની તમને શું ફસાવ્યાં ?

**મીરાંબાઈ**—તે કહું પણ મારા વ્હાલાને ખોટું લાગે ત્યારે ?

**ગિરિધરલાલ**—ઠગારો ! લુંટારો ! ફાંશીઓ ! એવા અનેક શબ્દો કહ્યા છતાં ખોટું ન લાગ્યું, તો પછી બીજું ગમે તે વચન મારી વ્હાલી કહેશે તે સુખેથી આ તારો પ્રેમીનાથ સહેશે.

**મીરાંબાઇ**—સાંભળો, પરણીને ચાલ્યા ગયા, તે ઠગારા બનીને ઠગી ખરી કે નહિ ?

**ગિરિધરલાલ**—પછી ?

**મીરાંબાઇ**—ચીત્ત ચોરી ચાલી ગયા, તે લુંટારા બની લુંટી કે નહી ?

**ગિરિધરલાલ**—પછી ?

**મીરાંબાઇ**—પરણીને દર્શન ન આપ્યાં, તે ફાંશીઆ બની ફસાવી ખરી કે નહી.

**ગિરિધરલાલ**—મીરાં ! તારૂં કહેવું બરાબર છે, પણ એક વાતે ખોટું

**મીરાંબાઇ**—તે વાત કીઇ.

**ગિરિધરલાલ**—જ્ઞાન દ્રષ્ટીથી તું વિચાર કર્ય ? કે મેં તને વિસારી છે ? કે મેં તને ફસાવી છે? વિચાર વગરનું બોલવું નકામું છે.

**મીરાંબાઈ**—તે તો બરાબર છે. સર્વ પ્રાણીના ઘટ ઘરમાં તમારો વાસ છે, પણ પ્રત્યક્ષ તો નહી, તે ખરૂંને ?

**ગિરિધરલાલ**—પ્રત્યક્ષમાં નહી, તે ખરૂ કેવી રીતે ? મેં તારાથી લગ્ન કર્યું તે પ્રત્યક્ષમાં કે ?

**મીરાંબાઈ**—પ્રાણ પ્રભુ ! તમો અકળીત કોઇ કાળે કળા-

વાના નથી, તમે ઠગારા કોઈ કાળે ઠગાવાના, નથી. તમો બે બોલા કોઇ કાળે બંધાવાના નથી. આમથી બાંધ્યા. તો કે આમથી રસ્તો તૈયાર છે.

**ગિરિધરલાલ**—તે કેવી રીતે ?

**મીરાંબાઇ**—પ્રાણ પ્રભુ ! આ જગત તે તમારી લીલા છે. પ્રાણી માત્ર તમેજ પેદા કર્યું છે. તેનું નીમી. ત તમે રાખ્યુંજ નથી; કારણ, કોઇ પ્રાણીનો આત્મા હરી લ્યો, ત્યારે કોઈપણ તે નીમી-ત તમારા ઉપર મુકી શકેજ નહી. કારણ, કોઇ કહેશે તાવથી મુવો, કોઇ કહેશે કોલે-રાથી મુવો, પણ કોઇ નહી કહે કે ભગવાને માર્યો. એવી તમારી અગાધ માયાને હું શી રીતે જીતી શકનાર છું ? પણ વ્હાલા ! પેલું વચન આપો.

**ગિરિધરલાલ**—લ્યો વચન. આ દેહ મીરાંનેજ અર્પણ છે, હવે તો વિશ્વાસ લાવશોને !

**મીરાંબાઇ**—મારા પ્રાણ પ્રભુનો તે અવિશ્વાસ હોય ? કહો વ્હાલા હવે માગણી કરૂ ?

**ગિરિધરલાલ**—સુખેથી માગણી કરો. હું પ્રથમથીજ કહું છું કે આ દેહ પણ તમોનેજ અર્પણ છે.

**મીરાંબાઇ**—વ્હાલા ! મારી માગણી પણ તેજ છે.

**ગિરિધરલાલ**—શી ?

**મીરાંબાઈ**—વ્હાલા ! દાશીની પાસેના પાસેજ રહેશો.

**ગિરિધરલાલ**—વ્હાલી ! તારી માગણી મારે કબુલ છે. પછી ?

**મીરાંબાઇ**—વ્હાલા ! પતી પાસે છતાં સતીને બીજી કાંઇજ જરૂર નથી ફક્ત પતીનાં અહોનીશ દર્શન મળ્યાં એટલુંજ બસ છે. ( મીરાંની સાસુ મોટાંબા, પદ્માબા, અને દુર્મદસીંહ આવે છે. )

**સુમતી**—મીરાંબાઇ ! રાણીજીની માતા, તેમનો હજુરી તથા રાણાજીની બ્હેન આવ્યાં.

**ગિરધરલાલ**—રાણાની બેહેનનું મન મારા તરફ વળ્યું છે, તે તેમજ વાળ્યું છે.

**મીરાંબાઇ**—તે સઘળો તમારી ભક્તિનો પ્રતાપ. તમો આસન ઉપર બીરાજો. હું તેઓ પુછે તેનો ઉત્તર આપી, તે પામર પ્રાણીઓ સમજે તો ભક્તિરસ સમજાવું. (ગિરિધરલાલજી આસન ઉપર બીરાજે છે )

**મોટાંબા**—મીરાં વહુ ! તમારી વાત તો અજબ ! હમો પાસે છીએ છતાં કોની સાથે વાતો કરો છો તે સમજાતું નથી. શું રાઠોડ કુળને લાંછન લગાડી જયમલ રાજાના નામને હલકુ કહેવરાવવા ધાર્યું છે. ?

**મીરાં**—માજી ! તમો પામર શું,સમજો ? હું મારા વ્હાલાથી વાતો કરૂં છું ?

**મોટાંબા**—એવો તારો વ્હાલો કીયો છે, કે જેની સાથે હમો પાસે ઉભાં રહેવા છતાં શરમ તજી

વાતો કરે છે ?

**મીરાં**—મારો પરણેત પતિ.

**મોટાંબા**—મારા કુંવર શિવાય બીજો પરણેત પતી તારો કીયો મુવો છે ? હું એવો કોઇ જોતી નથી, કે જે રાણાની કન્યા સામે દ્રષ્ટી સરખી પણ કરી શકે.

**મીરાં**—તમારો કુંવર રાણો તો શું, પણ મ્હોટા મહારાણાઓ પણ જેની આગળ એક મગતરા તુલ્ય છે, સમજ્યાં ?

**મોટાંબા**—શું મગતરા તુલ્ય ?

**મીરાં**—હા ! હા ! મગતરાથી પણ તુચ્છ !

**મોટાંબા**—લગાર નજરે પાડય, કે મારા કુંવરને મગતરાથી પણ તુચ્છ ગણનાર એવો એ માંથાનો કીયો મુવો છે તે સમજાય.

**મીરાં**—મનની મલીનતા કાઢી, પાપ વૃતી સુધારો એટલે દેખાશે.

**મોટાંબા**—એતો જાણી તને મનની ચોખ્ખી ને, એવો શુરવીર છે ત્યારે છુપાઇ કેમ બેઠો છે; સામે શા માટે આવતો નથી ?

**મીરાં**—સામે આવશે તો એ તમારી વૃતી પ્રમાણેજ દર્શન મળશે. કેમ જોવો છે ?

**મોટાંબા**—હા ! હા ! લગાર જોઉ તો ખરી કે એવો એ માંથા વાળો કોણુ છે ?

**મીરાં**—(ગિરિધરલાલજીને) પ્રાણુ પ્રભુ લગાર ચમત્કાર બતાવો જેથી તેમની પાપી વ્રતી દુર થાય.

**ગિરિધરલાલ**—મીરાં તારા વચનને તાબે છું. તું કહે તેમ કરવા તૈયાર છું.

**મીરાં**—( મોટાંબાને ) જુવો મારો વ્હાલો દર્શન આપે છે. ( પદ્માબા શીવાય મોટાંબા તથા દુર્મદ સીંહને કાળ રૂપે દર્શન આપે છે અને પદ્માબા કે જેનું માન શ્રી **ગિરિધરલાલજી** તરફ વળેલું છે તેને સાક્ષાત રૂપે દર્શન થાય છે. ) મોટાંબા તથા દુર્મદ સીંહ બીકના માર્યા શીયાં વિયાં થઇ જાય છે. પદ્માબા પ્રભુજીના ચરણમાં સાષ્ટાંગ દંડવત કરે છે.

**પદ્મા—હે ! કૃપા સિંધુ ! નોધારાના આધાર ! ભક્ત વત્સલ ભગવંત** મીરાંબાઇ જેવાં પુજ્ય જગત જનનીના પ્રતાપે તમારાં સાક્ષાત દર્શન થયાં, અને મારો આત્મા સફળ થયો.

**ગિરિધરલાલ**—પદ્મા તે વૃતી ચુકીશ નહીને એક મનથી મારૂ રટણ કરીશ, તો તને સેજ સ્વર્ગનું સુખ પ્રાપ્ત થશે, તેમાં શકા સમજીશ નહી; હું ભક્તનેજ આધિન છું.

**પદ્મા**—સત્ય છે કૃપાસીંધુ, તે વૃતી કદાપી કાળે ચુકીશ નહીને તન મનથી તમારૂજ રટણ કર્યા કરીશ.

**ગિરિધરલાલ**—પદ્મા સંત સંગત એ એક ઉત્તમ વસ્તુ છે, તેનો બોધ મીરાં પાસેથી શ્રવણ કર. ( મીરાંને ) મીરાં પદ્માને તમો સંત સંગતનું ફળ જણાવી તેનો મનોભાવ સુધારો, હું આસન ઉપર બેસું છું.

**મીરાં**—બહુ સારૂ પ્રાણ પ્રભુ. પદ્મા બેહેન સંત સંગતથી થતા ફાયદા શ્રવણ કરો અને મનની શંકા નીવારણ કરી સંત સંગતમાં પ્રવર્ત રહો.

## પ્રકરણ ૧૩ મું.



મીરાંબાઇ કહે જે પુરૂષ આનંદથી રહીત છે, તે જો સંતની સંગત કરે, તો આત્માનંદથી પરિપુર્ણ થાય છે. જે અજ્ઞાનતા વડે કરીને મરણને શરણ થાય છે, તે સંતના સમાગમથી જ્ઞાન પ્રાપ્ત કરી અમર થાય છે. જો કોઇ આપદાએ કરી દુઃખી હોય છે, તેઓ સંત સમાગમથી સંપદાને પામે છે. આપદારૂપી કમળનો નાશ કરનારી સમાગમ રૂપી (હીમ) બરફની વૃષ્ટી છે. સંત સમાગમથી આત્મ બુદ્ધિ પ્રાપ્ત થાય છે, તેથી તે સર્વ દુઃખ રહીત થઇ પરમાનંદને પામે છે.

સંત સમાગમ કરવાથી હૃદય રૂપી મંદીરમાં દિપક પ્રકાશી નીકળે છે. અર્થાત જ્ઞાન પ્રકાશે છે, જેથી અજ્ઞાન રૂપી અંધકારનો નાશ થાય છે. તદનતર કોઈ ભોગ પદાર્થની વાંચ્છના રહેતી નથી, કારણ તેથી બોધવંત બને છે, અને સર્વથી ઉત્તમ પદમાં બીરાજમાન થાય છે.

જેમ કલ્પવૃક્ષની પાસે જવાથી મનોરથની સિદ્ધિ થાય છે, તેમ સંત સંગતથી મોક્ષપદની સીદ્ધિ થાય છે. જેમ ખારવા લોકો નાવડા વડે સમુદ્ર તરે છે, તેમ સંત જનના સમાગમથી, જ્ઞાન રૂપી નાવ મળવાથી, ભવસાગર સ્હેજમાં તરાય છે.

મોહ રૂપી વૃક્ષનો નાશ કરનાર. સંત સમાગમ રૂપી તીક્ષણ કુહાડો છે, તે સંત સંગત વડે કરીને પુરૂષાર્થી પુરૂષ અવિનાશી પદને પ્રાપ્ત કરે છે. જ્યાં કલ્પવૃક્ષ હોય છે, ત્યાં સર્વે પદાર્થો આવી વાસ કરે છે; તેમજ જ્યાં

સંતોષ, શમ, દમ, ત્યાં વિચાર અને સત્સંગ, એ ત્રણે આવી વસે છે; જ્યાં એકે વાસ કર્યો, ત્યાં બીજાઓને આવવુંજ પડે છે. તેમજ જ્યાં વિચાર આવી રહે છે ત્યાં સંતોષ, ઉપશમ અને સતસંગ એ ત્રણેને નિવાસ કરવોજ પડે છે.

હે સંત સંગતથી પવિત્ર બનેલ બ્હેન ! આ મન રૂપી હાથી વિચાર રૂપી અંકુશ વડે વશ થાયછે, અને મન રૂપી વનમાં વાસના રૂપી નદી વહે છે. તેના અશુભ અને શુભ એ બે કીનારા છે. તે નદીમાંના જળને પુરૂષાર્થ કરી અર્થાત અશુભ ત્રટ તરફ જતુ હોય તો શુભ ત્રટ તરફ વાળવું એજ પુરૂષાર્થ છે.

જ્યારે અંતમુખ આત્માના સમુખ પોતાની વૃતીનો પ્રવાહ થશે, ત્યારે તમે પરમ પદને પ્રાપ્ત થશો. હે બ્હેન ! પ્રથમતો એ પુરૂષાર્થ કરવો યોગ્ય છે કે—અવિચાર રૂપી બેટને દુર કરવો. જ્યારે અવિચાર રૂપી બેટ દુર થશે, ત્યારે તેનો મોજ સીદ્ધી રીતે પ્રવાહ ચાલવા માંડશે.

દ્રવ્યની તરફ જે પ્રવાહ ચાલે છે, તેજ બંધનનું કારણ છે; પણ જ્યારે આત્માની તરફ અંતમુખ પ્રવાહ ચાલશે, ત્યારે નિશ્ચયાત્મક જાણી લેવું કે મોક્ષનુ કારણ થશેજ. માટે તે ઉપદેશ ધ્યાનમાં લઇ, તે પ્રમાણે વર્તી, મારા **ગિરિધરલાલને** ખુશી કરો.

પદ્મા કહે ધન્ય છે મીરાંબાઇ તમોને, અને તમારા બોધને. તમારૂ જ્ઞાન તે દૈવીજ્ઞાન છે તેમાં શક નથી. તમારા બોધથી આ પાપી કાયા પાવન થઇ છે, અને તેજ કાયા તમારા સત સંગને ચાહે છે, માટે તમારો સંગ પ્રાણ ગયે પણ છોડનારી નથી. તમને અને તમારા પતિ દિનદયાળ

**શ્રી ગિરિધરલાલજીને** મારા તન મનથી પ્રણામ **છે.** અને આ ભવસાગરમાં ભટકતી ગાયને ભક્તિ રૂપ આશ્રય આપી **શરણે રાખવી એ** તમારૂં કામ **છે.**

મીરાંબાઇએ ભગવાનની સન્મતી પુછી. ભગવાને પદ્મા ને સાથે રાખવા સન્મતિ આપી. સન્મતી મળવાથી મીરાં· એ પદ્માને પોતાની સાથે રાખવા કબુલ કર્યું, તેથી પદ્મા અતિશય હર્ષવંત બની. મીરાંને લાખો ધન્યવાદ આપવા લાગી, અને મીરાંબાઈના ચરણકમળમાં પડી.

વ્હાલા વાંચકવૃંદ આપણે હવે મોટાંબા તથા દુર્મદસીહ તરફ નજર ફેરવીએ, તે તો બીચારાં ભગવાનનાં કાળ રૂપ દર્શનથી શીયાંવીયાં બનીનેજ ઉભાં રહ્યાં છે. મન સ્તબ્ધ બન્યું છે, ચિતનું તો ભાનજ નથી, એવી રીતે બ્હીકથી સપડાએલાં હતાં. તેમને ઘણો વખત જતાં એટલે આ સંવાદ પુરો થતાંજ ભાન આવ્યું.

જ્યારે ભાન આવ્યું ત્યારે પદ્માને મીરાંના ચરણકમળમાં પડેલી જોઇ મોટાંબાએ કહ્યું. પદ્મા ! પદ્મા ! આ શું ? તારૂં ભાન કયાં ગયું ? એ જાદુગરણીના પગે પડતાં શરમ નથી આવતી ? શું તું પણ જાદુમાં તણાણી કે સપડાણી?

પદ્મા કહે માજી ! માજી ! હજી પણ તમોને વિશ્વાસ ના આવ્યો ? સાક્ષાત દર્શન મળ્યાં તોપણ તમારો સંદેહ નહી ટળ્યો ! શેનો ટળે ! તમને દર્શન તો આપ્યાં, પણ તમારી વૃતી પ્રમાણેજ દર્શન મળેને ?

માતાજી ! પાપવૃતીનાં ઘેરાએલાં માતાજી ! પાપવૃતી દુર કરો, અને આ પવિત્ર જગતજનેતાસમ મીરાંબાઇને દંડવૃત કરો; ગંગાજી આપો આપ પધાર્યા છે, માટે આળ· સુનબનો આળસ તજી, તેમાં નાહો, સ્નાન ગ્રહણ કરો;

વખત જતાં ગંગાજી અલોપ થશે, પાપીઆં પસ્તાશો; માનો, માનો, માતાજી આ રંકનું કહેવું માનો. આ માતૃ તુલ્ય મીરાંને દંડવત કરો.

મોટાંબા કહે મુર્ખી, એતો જોઇ તારી માતૃતુલ્ય મીરાંને. અને તેને દંડવત કરવાનું કહેતાં તારી જીભે કાંટા કેમ પડતા નથી? મુર્ખી ! હું રાજમાતા એક વહુઆરૂને નમુ તેવી મુર્ખી નથી સમજી ! તેનું ગમે તેવું જાદુ હશે, પણ આ કાયાને તે સ્પર્શ કરી શકનાર નથી. તે નક્કી સમજજે; તું તો ભોળી છું, તેથી તેના જાદુમાં અંજાઇ ગઇ, તેની જોડે જઈ બેઠી—પણ હું કાંઈ તેવી નથી, કે તેથી અંજાઉ, સમજી! માટે વીચાર કર; એ કુલટાનો સંગ છોડી ઘેર ચાલ્ય. એ જાદુગરણી તેના જાદુથી મારા કુંવરની ઘાત કરતાં પણ નહી બીહે; તેને તો મા- રી નંખાવવીજ સારી.

માતાજી ! માતાજી ! શું એ પ્રભુ પરાયણ દેવીને મારવાનું કહેતાં તમારી જીભ કેમ તુટી પડતી નથી ? શું તમે એને મારશો ? મારવાની વાત તો કોરાણે રહી, પ- ણ તેના વાળને પણ ઇજા પહોંચાડી શકો તેમ નથી.

મોટાંબા—તે હમને શું કરી નાંખવાની હતી ? શું અ- મારી આબરૂ ખોવા તેને જીવતી રાખીશું ? એ વંઠેલને શું, વખતે મારા કુંવરને મારી નાંખે; એ જાદુગરણીને શી રીતે પહોંચાય ?

પદ્માબા—માજી ! માજી ! તમારી બુદ્ધિ કેમ ફરી છે ! શું મીરાંબાઇથી તમારી આબરૂ જશે ? શું આબરૂ સાચવવા માટે તેને મારી નંખાવવા ધારો છો ? શું એ પવિત્ર સાધવી માતૃ-

તુલ્ય જગતજનેતાને વંઠેલ કહો છો ? મા-જી ! માજી ! તમારી ભુલ છે. મીરાંબાઇ જેવાં પરમ સાધવીથી તમારી આબરૂ વધશે. અહીઆં અને સા બંને ઠેકાણે વધશે. અહીઆં એટલે જગતમાં એટલે આ લોકમાં, અને ત્યાં એટલે પરલોકમાં, બંને ઠેકાણે આબરૂ વધશે. તેને મારી નાંખવાની ગમે તેટલી યુક્તિઓ કરો, પણ જેને માથે સાચો ધણી શ્રી **ગિરિધરલાલજી** બીરાજે છે, જેની ગણનામાં તમો એક જંતુ છો, તેની મનમાનીને મારવામાં ફાવશો, તે સ્વપ્ને પણ સમજશો નહી. નાહક પાપના પોટલા શા-માટે બાંધો છો ? મારવામાં જે પાપ સમાયેલું છે તેથી વિશેપ પાપ મારવાનું મનન કરવામાં છે, માટે પાપ પુન્યનો વિચાર કરો. માજી ! વિચાર કરો. જગત જનુનીને વંઠેલ એ શબ્દની ઉપમા નહી આપો. પરમ પુજ્ય સાધવીને પગે પડી તેને કહેલ કડુ વચનોની માફી માગો; તમે ગમે તેમ બોલો છો, પણ જુવો છો કશીએ રીસ ? જૂવો છો કશો ખાર, ? જુવો છો કશુ ઝેર ? ના ! પ્રભુ પરાયણ દેવીને રીસ, ઝેર, કે ખાર કશુંએ નથી. તે તો સમદ્રષ્ટીથી જોવાવાળા છે; તમે તમારે જે વાત બનવિ સંભવિત નથી, તે વાત બોલી ગમે તેટલાં પાપનાં પોટલા બાંધો, પણ માજી અંતે તે પોટલા આત્માનેજ ભોગવવાં પડવાનાં; માજી ! માજી !

દેહ નાશવંત છે, આત્મા અમર છે. દેહથી કર્યા આત્માનેજ ભોગવવાં પડે છે. આત્માને કાંજ કરવાનું નથી. સંસાર અટવીમાં માયા રૂપી દેહ કોટડીમાં અમર આત્માને પુર્યા છે. આત્મા તે કારાગ્રહથી છુટવા બહુ વલખાં મારે છે, પણ માયા રૂપી કોટડી નાશવંત દેહ. તેને બહાર આપે ત્યારેને ? માયા કોટડી રૂપી દેહ પડતાં, આત્મા છુટા પડી ન્યાય મંદીરમાં તે માયા કોટડીને ન્યાય આપવા જશે. અદલ ન્યાય થશે, અને માયા કોટડી રૂપી દેહે જે કર્મો કર્યા હશે તેની શીક્ષા આત્માને ભોગવવી પડશે; કાયારૂપી નગ્રમાં આત્મા મુસાફર આવ્યો છે. સોદાગરનું રૂપ લઇ આત્મા અનેક વ્હેપાર કરે છે, તે વ્હેપારનો હીસાબ પરમાત્મા રૂપી શેઠ પાસે જશે, અને તેમાં તેને શાબાશી ક્યારે મળશે કે નફો મળશે ત્યારેજ. નહીતર તેના કોપને પાત્ર થશે; માટે માજી ! પુન્ય રૂપી કમાઇ મુકી, પાપરૂપી નુકશાનીમાં શા માટે ઉતરો છો ? પરમાત્મા અદલ ન્યાઇ છે, ત્યાં હીસાબ આપતાં પસ્તાવો કરશો, તે કરતાં તેવી પાપ રૂપી નુકશાનીમાં શા માટે ઉતરો છો ? સાચી સતિ સાધ્વી પ્રભુ પરાયણ દેવીનું બુરૂ કરવાનો વિચાર કરતાં પહેલાં મનને વારો, છતાં સમજો, કે તેવી છે તો તેનું કર્મ તે જાણે, તમારે શું? "ભેશનાં શીંગડાં ભેશને ભારે" તે કહેવત ક્યાં જાણતાં નથી; માટે તેવા પાપ કર્મ તજી

ભગવાન શ્રી ગિરિધરલલાજીનું રટણ કરો. અને તમારા કુંવર માટે ધાસ્તી ના રાખો. શું આ સાધવી તમારા કુંવરનું બુરૂ કરશે? ના! ના! સ્વપ્ને પણ સમજશો નહી. શું એ સાધવી મારશે એમજ સમજતાં હો, તો બોધ રૂપી કટારથી તમારા કુંવરના ઘટ ઘરમાં વાસ કરી રહેલા તમારા કુંવરના સાચા અરિ કામ, ક્રોધ, લોભ, મોહ, માયા અને અહંકાર તેમનેજ મારશે. તમારા કુંવરને તે ઇજા આવવા નહીજ દે. જેમ બિલાડી ઉંદરને મારે છે, જેમ નોળવો સાપને મારે છે, તેમ સાધુંજન કામ, ક્રોધ, મોહ, માયા, લોભ અને અહંકારને મારે છે, બીલાડી ઉંદરને જોતંજ તેનો નાશ કરી નાંખે છે. નોળવો સાપને જોતાંજ તેનો નાશ કરી નાખે છે. તેમને નજરે દીઠાં છોડતાંજ નથી તેમ સાધુજન કામ ક્રોધને છોડતા નથી. તેમના તે શત્રુ છે. અમર આત્માને માયામાં ફસાવનાર તે છ શત્રુ છે. સાધુજન છના શત્રુ છે. તેને મારી માયા વિરક્ત કરશે. માટેમાતાજી! આ બોધ રૂપી નાવ ગ્રહણ કરી ભવદધી તરો નહીતો અધવચમાં ડુબી મરશો, અને છેવટમાં પસ્તાવો થશે.

**મોટાંબા**—એતો જાણ્યું તારૂ ટાયલું. શું મ્હોરું પંડીતનુ પુંછડું થઇ છે? તું અને તારી મીરાં પાર ઉતરો. અમે અમારે ભસે ડુબી મરીએ. આ હા હા હા! **શું** જાદુનું જોર !

**દુર્મદસીંહ**—માજી ! જોયો ઢોંગ ? પદ્માબા ! આથી તો રાણાજીના નામને બટ્ટો લાગશે સમજ્યાં ?

**પદ્માબા**—પાપીઆ, શું સમજુ ? તું તારી મેળે સમજ, અને આ બીજાં અમારાં પાપીષ્ટ માજી ઉભાં તેને સમજાવ.

**મોટાંબા**—શું હું પાપીષ્ટ ?

**પદ્માબા**—હા ! પાપીષ્ટ નહી તો બીજું શું ? આ બોધ રૂપી વારીથી એક પત્થર સરખો પણ પીંગળી જાય, તે બોધ રૂપી વારીથી તમારી માટીની કાચી કોટડીરૂપી દેહને અસર ના થયો, તો પાપીષ્ટ નહીતર બીજું શું ?

**મોટાંબા**—એતો જાણી તને. ચાલ્ય ઘેર ચાલ્ય. એવી નામબોળું સાથે રહેવાનું કામ નથી, માટે ચાલ્ય.

**પદ્માબા**—નામબોળુ ? માજી નામબોળું તે નથી. પણ નામબોળુ તો તમો આપોઆપજ છો. તમો, જગતના પામર પ્રાણીઓ પાસે નામ કાઢવાનું **શું** કામ છે ? પવિત્ર પરમાત્મા પાસે તેનું નામ નીકળી ગયું છે. ને નામતો **શું** ! પણ કામ **નીકળી ગયું છે સમજ્યાં ?**

**મોટાંબા**—તે સમજીને મારે **શું** કામ **છે.** કામ નીકળી ગયું નથી, હજીતો કામ **નીકળવાની** વાર છે. રાણાજી હસ્તેજ તેનું કામ નીકળી **જશે,** સમજી ? પણ તારે આવવું છે કે નહી ?

**પદ્માબા**—ના ! ના ! મારે તો તમારી માયાની જાળમાં આવવું નથી. ફક્ત આ મારી માતૃ તુલ્ય જ-

ગતજનુની અને તેમના પતિ ગિરિધરલાલજીનુ શેવન કરવું છે, તમે તમારે જાઓ.

**મોટાંબા**—ઓહો ! શું બીચારી રહેવાવાળી ! તારી મગદુર છે, કે તું આ જાદુગરણી પાસે રહી શકે ? જોયો ફેર ! શી ભભુતી ભભરાવી છે ?

**પદ્માબા**—જ્ઞાનરૂપી ભભુતીથી માયારૂપી દીપક જે આ શરીરમાં ફિનસ મારી રહયો હતો, તે બુઝાઇ ગયો. અને તે અંધકારમાં જ્ઞાનરૂપી ભભુતી અડતાં અણુચિંતવ્યો સત્ય પ્રકાશ થયો, અને સમજી, કે માયા તે મીથ્યા છે. સંસારરૂપી સમુદ્રમાં ડુબી મરવાનું એક સાધન છે.

**મોટાંબા**—એ તો બધું જાણ્યું તું જ્ઞાની થઇ છે તે. પણ ચાલ્ય આગળ થા, નહીંતર રાણાને બોલાવવા પડશે.

**પદ્માબા**—રાણાને ! રાણાજી શું કરશે ?

**મોટાંબા**—શું કરશે ! સુકાની જોડે લીલુ પણ બળશે. આ જાદુગરણીને તો પોતાનો હાથ બતાવશે, પણ તેની સાથે તારે પણ સજા ખમવી પડશે.

**પદ્માબા**—એજ કે બીજું ? સજા ખમવા આ દેહ તૈયાર છે. શું સજા કરશે ! જીવથી મારશે ! એક વખત મરવું તે તો પ્રાણીમાત્રને છેજ. નીમીત વગર કોઇથી મરાતુ નથી. રાણાજીના હાથે મ્હોતનું નીમીત હશે તો તેમ થશે.

**મોટાંબા**—ત્યારે તો તું નહીંજ આવે કેમ ?

**પદ્માબા**—ના, ના, ને નાજ.

**મોટાંબા**—કારણ ? એવું તેં અહીંઆં શું જોયું, કે તું ઘેર આવવાની ના પાડે છે ?

**પદ્માબા**—શું જોયું! સત્ય પુછતાં હો, તો જે **મહા પ્રભુ** મોટા મોટા રૂષીમુનીઓના સ્વપ્નામાં પણ ના આવે, તે મહાપ્રભુ **શ્રી ગિરિધરલાલજીનાં** દર્શન. કહો એથી કાંઇ વધારે છે !

**મોટાંબા**—એ તો જોયાં તારાં દર્શન ( દુર્મદસીંહને ) દુર્મદસીંહ જાઓ રાણાને બોલાવી લાવો, અને આ હકીકત તેમને વિદિત કરો.

**દુર્મદસીંહ**—હાલ જાઉંછું, અને તેમને બધી વાતે વાકેફ કરી હાલને હાલ તેડી લાવું છું કહી ગયો. મોટાંબા કહે ઠીક છે, જોઉંછું, કે તારી હઠ શું કામમાં આવે છે, અને તારી મીરાંને પણ બતાવું છું કે જાદુ કેવી રીતે ચલાવાય છે. ગીરાંબાઇએ પદ્માબાને કહ્યું પદ્માબા ! ચાલો ચાલો, આપણે આપણા ભગવાનનું ભજન કરીએ.

## ગાયન.

( મીરાંને પુર્વે જનમ શું છે ચિત ) એ રાહ.

ધર્યું છે સાચુ પ્રભુ તુમમા ચિતરે, ખરખર લાગી છે

ગિરિધરલાલશું પ્રિતરે, નામ હૈડે ધાર્યું છે હોજી.

અનેક ભક્તો તારીઆ, જાતે કીધી વ્હાર;

અડગ ટેક રાખી રહ્યા, તે પોહોચ્યા ભવો દધી પારરે—નામ.
પંચાળી ચીર પુરીમાં, કૌરવને દરબાર;
ભોંઠો પાડ્યો પાપીને, પ્રભુજી સુણ્યો સતીનો પોકારરે—નામ.
પ્રલ્હાદ સ્તુતી સાંભળી, હીરણ્યકશીપુ દરબાર;
પાપીના વધ કારણે, પ્રભુએ લીધો નૃશીંહ અવતારરે—નામ.
બળતા નીંભા માંહીથી, બચાવ્યાં મંજારી બાળ;
ભક્તની સ્તુતી સાંભળી, થતો બચાવ્યો તેહનો કાળરે—નામ.
ભક્ત વત્સલ ભુદર તમે, સમરીએ દીલ સાથ;
હાથ કદી નવ છોડશો, દીન બેલો તમે દીનાનાથરે—નામ.

---

મોટાંબા કહે શું મ્હોટાં ભક્તાણી ! જાણે મ્હોટા ભગતનું પુંછડુ બનીઆ હોય, તેવો ડોળ ધરી બેઠીઓ છે. પદ્માબા કહે માજી ! ભગવાનની ભક્ત વત્સલતા સાંભળી? ભજનમાં જે રસ છે તે તમોને ક્યાંથી સમજાય ! મોટાંબા કહે રાણાજી શિવાય તે સમજાવાનો નથી. તે આવે એટલીજ વાર છે. મીરાંબાઇ કહે પદ્માબા નાહકની કુથલી શા માટે કરો છો ? ગિરિધરલાલજીનું રટણ કરો. વખત નકામો નહી ગુમાવો, વખત ફરીથી મળવાનો નથી. વખતનું મુલ્ય થતું નથી. વખતની કીમત ન્યારી છે, માટે ભગવાનનું નામ ઘો. તેના નામની ધુંન લગાવો. બોલો **જય ગિરિધર લક્ષ્મીવર, પ્રભુ જય ગિરિધર લક્ષ્મીવર.**

---

# પ્રકરણ ૧૪ મું.



દુર્મદસીંહ રાણાજી પાસે ગયો અને રાણાજીને કહ્યું રાણાજી! માતુએ તમને ભુતના મ્હેલે બોલાવ્યા છે. રાણાજી કહે ભુતને મ્હેલે શું કરવા ? દુર્મદસીંહ કહે તમારી મીરાં જાદુગરણીનું જાદુ જોવા. મીરાંનું જાદુ ! હા મહારાજ. મીરાંનું જાદુ ? જાદુ શાનું ? શાનું શું મહારાજ, ભુતનો મ્હેલ તો આપનો અજાણ્યો નથીને ? રાણો કહે ના. દુર્મદસીંહ કહે તે ભુતનો મ્હેલ તો ઈંદ્રભુવન જેવો બન્યો છે. રાણો કહે શી રીતે ? દુર્મદસીંહ કહે શી રીતે શું, જાદુના જોરથી. રાણો કહે મીરાં જાદુગરણી છે ? દુર્મદસીંહ કહે જાદુગરણી તે કેવી ! ભુતના મ્હેલને તો ઈંદ્રભુવન જેવો બનાવ્યો, પણ તમારાં બ્હેન પાઘ્રબાને કોણ જાણે શું જાદુ કર્યું છે, કે તેતો તેનેજ દેખે છે. તેના ભેગાં ભળી ગયાં છે, તે મ્હેલે આવતાં નથી, તેથીજ તમને તેડવા સારૂ માજીએ મને મોકલ્યો છે. માટે ચાલો અને તે જાદુગરણીનાં કામો જુવો, એટલે તમારી ખાત્રી થશે.

રાણાજી કહે શું એવી જાદુગરણી છે ? દુર્મદસીંહ કહે હા મહારાજ. જેણે ભુતના ભયંકર મ્હેલને ઇંદ્રભુવન જેવો બનાવી દીધો, તેને તમને ઠાર કરતાં શું વાર ! નડતરને દુર કરવું તે કોણ ના કરે ? માટે તેનો કાંક રસ્તો કરી દ્યો. નહીતર તે રાજનું પણ ઉથલપાથલ કરી દેશે તેમાં શક નહી.

રાણાજી કહે દુર્મદસીંહ તેનું શું કરવું ? દુર્મદસીંહ કહે શું કરવું શું, તેને તો ઠારજ કરવી. જો તે જીવતી

રહી તો નક્કી સમજજે કે રાજનું બુરૂ થશે.

એમ વાતો કરતા ભુતના મ્હેલ નજીક આવ્યા. ભુતના મ્હેલને ઇંદ્રભુવન જેવો જોઈ રાણો ચકિત થયો, અને કહ્યું વાહરે જાદુગરણી મીરાં તારૂ જાદુ ! હું આવી જાદુગરણી જાણતો નહોતો.

દુર્મદસીંહ કહે રાણાજી ! હજી મ્હેલમાં તો ચાલો. પદ્માબાને તેના જાદુના પાસમાંથી મુક્ત કરો ત્યારે ખરૂ ! રાણો કહે પદ્માબાના શું ભાર છે, જો હાલ તેડીને જાઉછું, કહી મ્હેલમાં પ્રવેશ કર્યો.

રાણાજીને જોઇ મોટાંબાએ કહ્યું રાજાજી ! આ તમારી જાદુગરણી રાણીએ મારી પદ્માને શી ભભુતિ ભભરાવી છે, કે તે સાવ ફરી બેઠી છે. કહે છે કે મારે ઘેર આવવું નથી. રાણો કહે કેમ ? મોટાંબા કહે તેને ભક્તાણી થવું છે. કયારનાં તે બે જણાં તાળીઓ કુટે છે. ને કાંક લવે છે.

રાણાએ પદ્માબાને કહ્યું પદ્માબા ! ઘેર ચાલો. પદ્માબા કહે રાણાજી ! મારે, ઘેર આવવું નથી. તમારા ભુતના મ્હેલમાંજછું. રાણો કહે એ જાદુગરણી જોડે રહેવું નથી. એકદમ ઘેર ચાલો.

પદ્માબાએ કહ્યું રાણાજી ! તમારી બુદ્ધિ કેમ બગડી છે? જે જગતજનુનીને મ્હોટા રૂષી મુની નમે, તેને જાદુગરણી કહેતાં શરમાતા નથી ? પવિત્ર સતી સાધવી જગતજનેતાનું અપમાન કરતાં વિચાર કરતા નથી ? પ્રભુજીનો પ્રત્યક્ષ પરચો જોવા છતાં પાપાંધ શા માટે બનો છો ? રાણો કહે શો પરચો ? પદ્માબા કહે શો પરચો ! જે ભુતનો મ્હેલ છેટથી ભયંકર લાગતો હતો, તે ઇંદ્રિભુવન

સરખો શ્રીહરી વાસીત ઉત્તમ મંદીર બન્યું છે, તે દેખાતું નથી ?

રાણો કહે જોયું તે બધું જાદુનુ જોર. તે બધી જાદુની વિદ્યાનો ચમત્કાર. એ વિદ્યાના અનેક દાખલા વાંચ્યા છે. તું ભોળી છું તેથી ભોળાવાઇ છું, કે કંઇક ભભુતી નાંખી ભોળવી છે. હું કાંઇ તારા જેવો ભોળો નથી, સમજી ?

પદ્મા કહે મારા જેવા ભોળા થઈ તેનું જાદુરૂપી શીક્ષણ માથે ચઢાવો, તોતો સમજો કે તમારાં નશીબજ ખુલી જાય, અને તેથી સ્હેજમાં સ્વર્ગ સુખની પ્રાપ્તિ થાય. ફરીથી માતાના ગર્ભવાસમાં આવવું ના પડે.

રાણો કહે જોયું તેનું શિક્ષણ. હું રાણાને તે બિચારી શું શિક્ષણ આપનાર હતી ? ચિતોડનો રાણો ક્ષત્રીયોમાં શ્રેષ્ઠ, તે એક અબળાનું શીક્ષણ ગ્રહણ કરશે ?

પદ્માબા—રાણાજી ! તમારૂં એવું ભાગ્ય ક્યાંથી, કે તે પોતે શીક્ષણ આપો ને તમે, તે શિક્ષણ ગ્રહણ કરો ? શું તમે તેને અબળા સમજો છો ? શું તમે પોતે પોતાને ક્ષત્રીઓમાં શ્રેષ્ઠ અટંકી વીર માનો છો? ના ! ના ! તેમ નથી. તે અબળા નથી, પણ તમોજ અબળ છો, તે તો એક સાચી પ્રબળા છે, તેમાં બીલકુલ શક નથી.

રાણો—શું પદ્માબા ! હું અબળ ? કેવી રીતે અબળ ? શું મારાં પરાક્રમ તમારાથી અજાણ્યાં છે ?

પદ્માબા—રાણાજી ! તમે શું પરાક્રમ કર્યા છે ! યવન સાથે યુદ્ધ કે બીજાં ? તેમાં શું; તેથી તમે પોતાને અટંકી સમજો છો ? રાણાજી અભી-

માનના શબ્દો ના બોલો. અભીમાન રાજા રાવણ સરખાનો રહ્યો નથી, તેમ કૌરવ જેવાનો પણ રહ્યો નથી. માટે રાણાજી અટંકી એ શબ્દથી ફુલાઈ ના જાઓ.

**રાણો**—ત્યારે શું હું ખોટો અટંકી ?

**પદ્માબા**—એક વાર નહી પણ લાખવાર સમજ્યા ? અટંકીનાં નામ સાંભળ્યાં છે ? જુવો સાંભળો, ધૃવ, પ્રલ્હાદ, અમરીષ, સુધનવા, ચંદ્રહાશ એવા ઘણા અટંકી વીરો થઇ ગયા જેઓ ભક્તિની સાચી ટેક ધરી ભગવાનને ભજતા હતા, અને તેમણે અવટંકી ભક્તિ બળે પ્રભુની મ્હેર મેળવી. ધૃવજી અમર થયા. પ્રલ્હાદને તેની અચળ ભક્તિથી ભગવાન પ્રસન્ન થઇ હીરણ્યકશપુને નૃસીંગ રૂપ કરી માર્યો, અને પોતાનો કરી થાપ્યો. સુધનવાને તેલની કઢામાં તેના પીતા પોતાના પાપીષ્ટ પ્રધાન શંખ અને લેખની ચઢવણીથી નાંખવા તૈયાર થયા, ત્યારે તેની સાચી ભક્તિની ટેકથી તેલની કઢા ભગવાને શીતળ બનાવી. ચંદ્રહાસને દ્રષ્ટબુદ્ધિ પ્રધાન ગાલવ મુનીનું વચન જુઠું કરવા, અને પોતાનો જમાઈ તહી બનવા દેવા માટે તેને મારવા અનેક પ્રયત્નો કર્યા. જંગલમાં તેને મારાઓ સાથે મોકલ્યો, પણ તેની ભક્તિની ટેકથી ભગવાને તેમાં દયા મુકી તેને બચાવ્યો. અને છેવટે તેનેજ દ્રષ્ટબુદ્ધિનો જમાઇ બનાવ્યો. મુનીનાં વચન સત્ય થયાં, અને તેજ ચંદ્રહાસ તેનો જમાઇ થયો. જમાઇ બનવા છતાં પણ પોતાની પુત્રી

વીધવા થવાની બીક નહી રાખતાં, માતાના મંદીરે મારા મોકલ્યા, તેને પુજા કરવાનું બહાનું કાઢી મોકલ્યો છતાં, જેને શાગળીઆની સાહ્ય તેનો વાંકો વાળ ન થાય. તે કહેવત મુજબ તેને રાજાએ બારોબાર, તેડાવ્યો. પુજાનો થાળ લઈ તેનો પુત્ર મંદીરે ગયો, અને તેને મારાઓએ ઠાર કર્યો. કરચ અને જો ! સુરજ સામી ગમે તેટલી ધુળ ઉડાડી સુરજને ઝાંખો કરવા, ધારે પણ સુરજ કદી ઝાંખો નજ થાય. તે સઘળી ધુળ પોતાની આંખમાં પડતાં પોતેજ અંધ બને. સામાને નાંખવા ગમે તેટલા ખાડા ખોદે, પણ તે ખાડામાં સામો માણસ નજ પડે. એ ખાડામાં તો જે ખોદે તેજ પડે. સામાનું ગમે તેટલું બુરૂ કરવા ધારે, પણ તેનું બુરૂ નજ થાય, ને છેવટમાં પોતાનુંજ બુરૂ થાય. સામાને ખરાબ કરવા ગમે તેટલા પ્રયત્નો કરે, પણ સામાને કાંઈ નજ થાય, અને છેવટે પોતાનું ધાર્યું ધુળ થાય. એને કરે તેવુંજ ભરે, અને છેવટમાં પસ્તાઇ પસ્તાઇને મરે. ઇશ્વરની કૃપાથી ચંદ્રહાસ બચી ગયો અને પ્રધાન પુત્ર માર્યો ગયો. છેવટમાં દુષ્ટબુદ્ધિ કચેરીમાં ગયો અને ચંદ્રહાસને જોતાં તે વિચારમાં પડયો. તેને પુછતાં પોતાનોજ કુવર દેવીને દેહેરે ગયો છે. એવું સાંભળી એકદમ દેવીને મંદીરે ગયો ત્યાં પોતાના કુંવરને મારાઓના હાથથી ઠાર થયેલો જોઇ તે પોતાને હાથે

દેવી સમક્ષ કટાર ખાઈ મુવો. ચંદ્રહાસ દેવીના દેહેરે આવ્યો, અને આ બે જણની લાશોને જોઇ પોતે મરવાને તૈયાર થયો. ત્યાં તેની અચળ અને અડગનીષ્ટા પ્રભુ પ્રત્યે જોઇ દેવી પ્રસન્ન થઇ. તેને મરવાનું કારણ પુછતાં ચંદ્રહાસે કહ્યું, આ બંન્ને મુઆ, તો મારે જીવીને શું કરવું છે? દેવી તેની આવી સમદ્રષ્ટી જોઈ અજાયબ થઈ તેને ધન્યવાદ આપ્યો. દ્રષ્ટબુદ્ધીને અને તેના છોકરાને જીવતાં કર્યાં. છેવટે દ્રષ્ટબુદ્ધિની પોતાની પાપીષ્ટ નિષ્ટા બદલાઈ તે ચંદ્રહાસને પગે પડયો. એવા વીર તે અટંકીવીર. કહો રાણાજી તેમાંનું તમે શું કર્યું? ક્ષત્રીઓમાં ભલે અટંકી વીર કહેવાઓ, પણ જ્યાંસુધી એક ટેક ધરી શ્રી **ગિરિધરલાલજીનું** રટણ નહી કરો, ત્યાંસુધી અટંકી થવાના નથી, તે સત્ય સમજજો.

**રાણો**—અમારે એવી ટેક જોઇતી નથી. તમે તમારે ભક્તાણું કુટયા કરો છો એજ બસ છે.

**પદ્મા**—એટલુંએ સમજતા હો તો તો સારૂં જને! જો એમ સમજતા હો, તો મીરાં જેવી પવિત્ર જગતજનુનીને શા માટે હેરાન કરો છો?

**રાણો**—તેને તો હું કદાપી કાળે છોડવાનો નથી. તેને જીવતી રાખું તો એ જાદુગરણી શું ના કરે!

**પદ્મા**—રાણાજી! નાહકનું પાપ શીદ વ્હોરો છો? જરા વિચાર કરો. બોલો છો સવળુ ને સમજો છો વાંકુ. જે મીરાંબાઇથી થશે તે કોઇથી થવું નથી,

તે સત્યજ છે. પણ સાર અસારનો વિચાર કરો. એનાં કૃત્યોથી તો તમારી પાપી નજર પવિત્ર થશે, અને તમારૂ કલ્યાણ કર્તા પણ તેજ થશે.

રાણો—શું એ બીચારીથી મારૂ કલ્યાણ થશે ? જોઈ મોટી કલ્યાણ કર્તાનું પુંછડું.

પદ્મા—સમજો ! સમજો ! રાણાજી સમજો. એને કથીર સમજતા નહી. એતો પારસમણી છે. એના સંત્સંગથી લોહ પણ સુવર્ણ થાય તેમાં શક નથી. મને તો તેની ખાત્રી થઇ ચુકી છે.

રાણો—શી ?

પદ્મા—જુઓ સાંભળો; તેના સત્સંગથી અજ્ઞાન રૂપી અંધકાર હૃદયમાંથી દુર થઇ જ્ઞાન રૂપી દીપક પ્રકાશી રહ્યો છે. તે પારસમણીના સંગથી લોહ રૂપી હૃદય કંચન જેવું પવિત્ર થયું છે, અને તેથીજ સાક્ષાત શ્રી ગિરિધરલાલજીનાં દર્શન કરવા પામી છું, તે સઘળો તે માતૃ તુલ્ય જગત જનુની મીરાંબાઇનોજ પ્રતાપ. નહીતો આ કળી કાળમાં સાક્ષાત દર્શન ક્યાંથી મળે ! આ જગત-જનુનીને તો હું તનમનથી પ્રણામ કરૂં છું. તેના પગની રજને પણ હું માથે ચઢાવું છું. રાણાજી તમને પણ કહું છું, કે જો તમારૂ શુભ ઇચ્છતા હો, તો આ માતૃ તુલ્ય મીરાંને સાષ્ટાંગ દંડવત્ કરો. તેનાં બોધ વચનો માથે ચઢાવો. તેથી નક્કી સમજજો કે તમારી પાપી કાયા, પાપી વૃતી, પવિત્ર થશે, અને સ્હેજમાં મોક્ષ પદની પ્રાપ્તી મળશે.

રાણો—તું તારે પગે પડ અને તું તારે પવિત્ર થા.

તને તેની લુચ્ચાઇની કયાંથી ખબર પડે ? કારણ, તને તો તેણે જાદુમાં આંધળી બનાવી છે. અને જાદુના જોરથીજ પોતાની તરફેણમાં તાણી છે. ( મીરાંબાઇને ) બોલ્ય મીરાં ! આ મ્હેલ ઉપર શું જાદુ કર્યું ? કીયા જાદુના જોરે આવો ઇન્દ્રભુવન મ્હેલ જેવો મ્હેલ બનાવ્યો ?

**મીરાં**—રાણાજી ! ભક્તિ જાદુના બળથી તમારા ભુતના મ્હેલને ઇંદ્રિભુવન જેવો બનાવ્યો.

**રાણો**—એતો જોયુ તારૂ ભક્તિ જાદુ, પાપણી ! મ્હેલ ઉપર જાદુ કર્યું તે તો ઠીક, પણ આ મારી બ્હેન પદ્માને શું જાદુ કર્યું, કે ફક્ત તનેજ આધિન બની બેઠી છે. એવી તે તેં શું ભભુતી ભભરાવી છે, કે જેથી તે સાવ આંધળીજ બની, તનેજ દેખે છે ?

**મીરાં**—રાણાજી ! તેને જ્ઞાન જાદુ નાંખ્યું છે. તે જ્ઞાન જાદુમાં ગળી જતાં પાપ પીચાશ દુર થયો છે. તે મને આધીન નથી, પણ મારા પ્રાણ પ્રભુ **શ્રી ગિરિધરલાલજી** આધિન છે, સમજ્યા ? તે માયામાં અંધ હતાં, તે માયાનાં પડળ ખુલી જતાં અજ્ઞાન અંધાપો દુર થયો. આંધળાં બન્યાં નથી.

**રાણો**—એતો જોયાં તેનાં જ્ઞાન ચક્ષુ, પણ કહુંછું કે તેને સીધી રીતે ઘેર મોકલ, નહીતર હું તારો જાન લઇશ, તને મારી નાંખીશ.

**મીરાં**—જાન લેશો ! મારી નાંખશો ! તમારાથી કશું બનવાનું નથી. જેને મારવાનું છે તેને મારી શક્યા

નથી, તો મને શી રીતે મારવાના હતા ?

**રાણો**—કોને નથી મારી શક્યો ! મોટા અકબર જેવા બાદશાહને હંફાવ્યો છે, તો તું બીચારી શું હીસાબમાં ! એક પલકમાં મારી નાંખું સમજી !

**મીરાં**—એતો સમજી. જાણોછો અકબરને હંફાવ્યો તે ખરીવાત, પણ તે તમારી ધર્મની ઝનુન, પણ જ્યાંસુધી મારા **ગિરિધરલાલજીને** હંફાવ્યો નથી ત્યાંસુધી બધુંએ ખોટું.

**રાણો**—એતો જોયો તારો પ્રભુ ! આખી ક્ષત્રીની જાતમાં શ્રેષ્ટ કહેવાઉછું. અકબર જેવા મહાન બાદશાહને હંફાવ્યો, તો તારો **ગિરિધરલાલ** શું હીસાબમાં છે ? લગાર સામો આવે તો બનાવું.

**મીરાં**—સામો શું કરવો છે, તમારા ઘટ ઘરમાં પણ તેનોજ વાસ છે. એતો તમારી પાપીષ્ટ વૃતીથી તમારા ઘટમાંથી દુર થયો છે. તેના હીસાબમાં મહાન અકબર બાદશાહ અને તમો મ્હોટા રાણા તે જંતુ જેવા છો. તેનું વીરાટ સ્વરૂપ જોયું છે ? જેના મુખમાં નવે ખંડ સમાયેલા છે, તો તેનું સ્વરૂપ કેવડું હશે ? તેનો વિચાર કરો, એવા માગ નાથને વિસરી નહી જાઓ; માતાના ગર્ભવાસમાં ઉંધે મસ્તકે લટકતા હતા, ત્યારે સ્તુતી કરતા હતા તેનો ખ્યાલ કરો. તે ગર્ભવાસમાં ફરીથી આવવું ના પડે તેવા ઉપાય કરો. મારૂં મારૂં શું કરી રહ્યા છો. જાઓ ઘેર જઈ મારો, રોટલાને દાળ કે જેથી પેટ ભરાય. બીજું કાંઈ તમારાથી મરાવાનું નથી. તમારી ભુ-

જાબળ ઉપરજ કુદતા હો, તો તે બળ મારો વ્હાલો સેજ વ્યાપ્તિ મુકશે તો તે જુજબળ દુર થશે. માટે તેવો મીથ્યા અભિમાન તજો, અને જેને મારવાના છે તેને મારો. મારવાના પોતાના સાચા શત્રુ તેને મારો. કે જેથી વ્હેરિથી મુક્ત થશો.

**રાણો**—હા ! હા ! વેરીનેજ મારીશ પ્રથમ વેરી તુજ કે જેણે મારી બ્હેન ઉપર જાદુ કરી તેને આંધળી કરી. બીજો વ્હેરી યવનશાહ, જેણે પોતાના બળે ક્ષત્રી જાતને વટલાવી.

**મીરાં**—તે અરી નથી. મેં કાંઇ તમારી બ્હેનને જાદુ કર્યું નથી, પણ તેમને મારા બોધરૂપી જાદુનો અસર થતાં તેમની માયા બુદ્ધિ દુર થઈ છે. જ્ઞાન બુદ્ધિ ગ્રહણ કરી છે, તેથી તેમની પાપ વૃતી જતા પવિત્ર બની બેઠાં છે. યવન બાદશાહ પણ તમારો અરી નથી, એતો જગતમાં માયાનું પ્રબળ મારૂ તારૂ તેજ છે. પણ ખરા અરિતો છ છે, કે જે અરી તમારૂ ચાલુ તેટલું બુરૂ કરી શકે તેવા જોરાવર છે. માટે તેને મારો ત્યારેજ તમારી અટંકી અડક ખરી, નહીંતર ત્યાંસુધી અટંકી સમજતા નહી.

**રાણો**—એવા છ અરિ કીયા છે, જે મારાથી પણ જોરાવર છે ?

**મીરાં**—જુવો સાંભળો. કામ, ક્રોધ, મદ, મોહ, મત્સર અને અભીમાન. કહો એ શત્રુને મારવા સમર્થ છો ? નહિતર તે આ લોકનું ને પરલોકનું બને ઠેકાણાનું બગાડી મનુષ્યરૂપી ભવરત્નને

ખરાબખસ્ત કરી નાંખશે, અને લક્ષ ચોર્યાશીમા ભટકાવશે.

**રાણો**—હું કાંઇ તારૂ ટાયલું સાંભળવા આવ્યો નથી. બસ કહું છું કે પદ્મા ઉપરથી તારૂ જાદુ ખેંચી લે. અને તેને ઘેર મોકલ.

**મીરાં**—રાણાજી ! આ ટાયલું નથી. મારો ગરીબનો બોલ શ્રવણ કરો, જુવો સાંભળો.

**ગાયન.**

( અરે શું માનવનો અભીમાન ) એ રાહ.

ખરેછે કાયા કાચો કુંભ, વણસતાં વાર નથીરે.
જીવ શીદ કરે મમત નાદાન, માયામાં મરે મથીરે.
માયામાં મરે મથીરે, છેવટ સાર નથીરે—ખરેછે.
ભવ અટવીમાં માયા ગળતી, ન જા......એ કળી
જાણે અજાણે તેમાં પડતાં, જા.........એ ગળી
ચાલ્ય તજી ગુમાન—ખરે છે.
માયા અકળ કીરતારની, કળના ન તેની થાયછે;
તજતાં સુખી રટતાં, દુઃખી, ભવરત્ન એળે જાય છે.
માટે વિચારી રહે પરો જીવ, શીદ તેમાં ધાય છે.
તે માયાથી વિરકતને, હમેશ ગિરિધર સ્હાય છે. ખરે

---

**રાણો**—હવે સાંભર્યું તારૂ ટાયલું ! જોયું તારૂં જાદુ ! તેમાં અંજાઇ જાય તે આ પદ્મા જેવી. મને તેના જેવો ભોળો કે નાદાન સમજતી નહી, સમજી ?

**મીરાં**—એવાં તમારાં ક્યાંથી ભાગ્ય જાગે, કે જેને તમે જાદુ સમજો છો, તે જાદુ તમને અસર કરે ! અને તે જાદુનો અસર થાય, તો તો તમારૂં રહેજમાં

કલ્યાણ થઈ જાય. માટે સમજો, સમજો, અને તમારી માતા મહાદેવી મુકી મારા ભગવાનને ભજો. થડ શીવાય ડાળાં પાંખડાંથી કાંઇ વળતું નથી. તે ઉપર એક ટુંક દ્રષ્ટાંત છે તે શ્રવણ કરો. જેથી તમારા મનનો સંદેહ મારો ભગવાન ભાગે, અને તેમના ચરણકમળ તરફ તમારી વૃતીને દોરે.

**રાણો**—એ તો જોયા તારા **ગિરિધરલાલ** મારી માતાની તુલ્ય ના થાય. તારા **ગિરિધરલાલને** ભજીને આવી જાદુગરણી બની, એવાને તું તારે ભજ. મારી જગતજનુની આગળ તારો **ગિરિધરલાલ** ખાંડ ખાય છે, સમજી ?

**મીરાં**—રાણાજી ! ડાળાં પાંખડાંને શા માટે પકડો છો ? એક થડને પકડો. થડ શીવાય ડાળાં પાંખડાથી કાંઈ વળવાનું નથી. ધર્મ, અર્થ, કામ અને મોક્ષના અધિપતિ તો મારો વ્હાલો એકજ છે. **મહાદેવજી** ભગવાનના અતિ પ્રિય ભક્ત છે, કે જે તેમને ભજે, તેને ઇચ્છીત વર આપે છે, પણ મોક્ષ શીવાય. ધર્મ, અર્થ, અને કામ એટલું આપવાની મારા **ગિરિધરલાલજીએ** મહાદેવજીને આજ્ઞા આપેલીછે, પણ મોક્ષનો અધિકાર તો મારા વ્હાલાએ પોતાના હાથમાંજ રાખ્યો છે સમજ્યા ? દેવીને તો કાંઇ પણ અધિકાર અપાણોજ નથી. જેમ તમે દેવીને ભજો છો, તેમ દેવી મારા **ગિરિધરલાલને** ભજેછે. કહો કોણ ચડે તમારી દેવી કે મારા **ગિરિધરલાલ!**

**રાણો**—એ તો જોયા તારા **ગિરધરલાલને**; તું ગમે તેટ-

હું તારા **ગરિધરલાલનું** તાણ્ય, પણ તારા **ગિરધરલાલ** મારી દેવીની તુલ્યનામાં તો **શું**, પણ પાશંગમાં પણ આવનાર છે !

**મીરાં**—રાણાજી તમારી ભુલ છે. જુવો આ દ્રષ્ટાંત સાંભળો, પછી કહેજો.

**રાણો**—(દુર્મદસીંહને) કેમ દુર્મદસીંહ ! સાંભળ્યું અટાયલું વળી દ્રષ્ટાંત કહેવા માગે છે.

**દુર્મદસીંહ**—રાણાજી ! શું દ્રષ્ટાંત કહે છે તે સાંભળો તો ખરા ! સાંભળવામાં **શું** જાય છે.

**રાણો**—મારી માતાજીને પાછી પાડવાનું દ્રષ્ટાંત કહે તો ખરી. મારી માતાજી કોઇ કાળે પાછી પડેજ નહી.

**મીરાં**—બહુ સારૂ સાંભળો.

**દ્રષ્ટાંતઃ**—કોઇ એક ગામમાં પીપો એ નામનો રાજા રાજ કરતો હતો. તે રાજા દેવી ભક્ત હતો. તે દેવીને પોતાની ઇષ્ટદેવ્યા તરીકે માનતો હતો. વળી એમ પણ માનતો હતો, કે દેવોમાં સર્વોપરી દેવીજ છે, તેથી તે રાજા દેવીને તનમનથી ભજતો હતો. ભગવાનનો મહીમા **શું** છે, તે બીલકુલ જાણતો નહી. દેવીને દરરોજ સવામણનો લાડુ નૈવેદ ધરાવતો હતો; તે દેવીના મંદીરને લગતી ચારે બાજુએ સાધુ સંતોને ઉતરવાને ધર્મશાળા બંધાવેલી હતી. એક દીવશના સમાયોગે મહારાજશ્રી રામનંદ સ્વામી તેમના સીષ્યોસહતે ગામમાં આવી ચઢયા ચૈત્રમાસની રૂતુ હતી, તેથી તે દેવી મંદીર વાળી ધર્મશાળામાં ચોમાસુ ગાળવા નીશ્ચય કર્યો, અને ત્યાં પડાવ રાખ્યો. પોતાની સાથે **સારંગરામની** શેવા છે, તે સાલીંગરામ ભગ-

વાનને દેવીની પાસે ધર્મશાળાની પડાળી છે તે પડાળીમાં સારંગરામને સીંહાસન ઉપર પધરાવી, હમેશાં તેમની ભક્તિ ભાવે શેવા કરતાં. પ્રાતઃકાળે અને સાયંકાળે બે વખત ભગવાનની આરતી ઉતારતા હતા. તે ચત્રમાસમાં એક દીવસના સમયે દેવીને સવામણ લાડુનો થાળ આવ્યો છે, અને અહીં સ્વામી શ્રી રામનંદ સ્વામી ભગવાનની આરતી ઉતારવાનો આરંભ કરે છે. રાજા પ- ણ થાળ વખત દેવી સનમુખ આવી ઉભેલા છે. રામાનંદ સ્વામીએ ભગવાનની આરતી ઉતાર્યા બાદ, ભગવાનને શયન કરાવી શીષ્યોસહ હાથમાં કાંસીજોડા લેઈ ભજન કરવા લાગ્યા; રાજા દેવીનાં દર્શન કરી મ્હેલે પધાર્યા. તે દીવશે મધ્ય રાત્રીના સમે જ્યાં રાજા પોતે ભરનીંદ્રામાં સુતેલા છે, તે અરસામાં દેવી હાથમાં ખપ્પર સાથે રાજાની છાતી ઉપર ચઢી બેઠી, કે રાજા તરત જાગૃત થયો, અને ભયભીત બની ગયો. દેવી કહે હે રાજા! આજ તેં મને મારા નીયમ પ્રમાણે લાડુનો ભોગ કેમ ન આપ્યો? રાજા બે હાથ જોડી કહે, હે દેવી! હે મમાયા! મારાથી કાંઈ અપરાધ થયો હોય તેની હું ક્ષમા માગું છું. તમો તો સર્વોપરી દેવી છો! હું તો એક પામર પશુ સમાન છું. માટે મારા બાળકના ઉપર આવડો ક્રોધ? હે દેવી! હે દેવાધી દેવી! આજ આપનો થાળ સવામણ લાડુનો આ- વ્યો તે વખતે હું સનમુખજ હતો, છતાં કેમ કહો છો કે મને ભોગ કેમ ન આપ્યો?દેવી કહે હે રાજા? તું કહે છે તે થાળ તો શ્રી માહા પ્રભુ શ્રી ગિરિધરલાલજી આરોગી ગયા, અને હું એમની એમ નૈવેદ વિના રહી રાજા કહે હે દેવી! થાળતો તમોને ધરાવેલો, અને ગિરિધરલાલજી શી રીતે આરોગી ગયા? શું એવાએ તમારાથી બળ-

વાન છે ? શું એમને માથે બીજું કોઇ નથી ? આતો મને આશ્ચર્યની વાત લાગે છે કે તમારો થાળ **ગિરિધરલાલજી** જમી જાય ! એવા એ **ગિરિધરલાલ** કોણ છે? દેવી કહે આપણા દેવાલયમાં રામાનંદજી સ્વામી જે પોતાના શીષ્યોસહ ચત્રમાસુ ગાળવા ઉતર્યા છે. તેમણે શ્રી વિશ્ણુ ભગવાનની આરતી કરતાં હરગનો છાંટો મારા થાળમાં પડ્યો તેથી ભગવાનને અર્પણ થઇ ગયો, અને ભગવાન આરોગી ગયા. રાજા કહે હે દેવી ! હું તો સમજું છું કે, ત્રણ લોક અને ચૌદેબ્રમાંડમાં તમારા તુલ્ય કોઈ નથી, પરંતુ તમારાથી બળવાન છે ? તે વારૂ ! એ ભગવાનથી બીજુ કોઈ બળવાન હશે ? દેવી કહે ના. એતો સાક્ષાત નારાયણ અખંડાનંદ સ્વયંભુ જયોતી સ્વરૂપ પોતેજ ઉત્પત્તી, પાલન અને લયના કરવા વાળા. છે જડ અને ચૈતન્ય સર્વેમાં એમનો નીવાસ છે, એમના વિના પાંદડું પણ હલી શકે નહીં. મારી ભક્તિ કરી મને પ્રસન્ન કરનાર મારા ભક્તને હું જે વર આપું તે તેમની સંમતીથી, અને તે વરની સીદ્ધિ કરવાવાળા પોતેજ. હું ધન, ધાન્ય પુત્ર, વૈભવ આપી શકું, અને એ પ્રભુતો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પદાર્થો આપવાવાળા પોતેજ. સાક્ષાતરૂપ છે મરણનો ફેરો ટળે અને જે ફરીથી ગર્ભવાસમાં ન આવવું પડે, તેતો તેમની પ્રસન્નતા મેળવે મળે તેનેજ. રાજા કહે હે દેવી ! આવા અખંડાનંદ સ્વયંભુ જયોતી સ્વરૂપ શ્રી **ગિરિધરલાલજી**ને મુકી બીજા અન્ય દેવની ઉપાસના શામાટે કરવી ? અત્યારથી મારો એજ નીશ્ચય, કે એ અખંડાનંદ સ્વયંભુ જયોતીસ્વરૂપ શ્રી **ગિરિધરલાલજી** એજ મારા ઇષ્ટ દેવ એજ મારા ધણી. અત્યારથી મારા સાચા ધણીને ભજી તેમને પ્રસન્ન કરવા. હે દેવી ! હવે આજથી મારે

તમારી કાંઈજ દરકાર નથી. આટલી શેવા તમારી ઉઠાવી, તેટલી જો મારા ભગવાનની ઉઠાવી હોત, તો શું બાકી રહેત? એમકહી પીપો રાણો પોતે રામાનંદ સ્વામીને શરણે ગયા. અને તેમના ઉપદેશથી રાણો તથા તેમની રાણીઓમાંની સીતા નામે રાણી બન્ને રાજ તજી, પ્રભુનું આરૂઢ ભજન કરી, ભગવાનને પ્રસન્ન કરી, ભગવાનના સ્વરૂપને પામ્યાં. અને તેથી ભક્ત માળમાં પીપા ભગત લખાણા.

માટે રાણાજી વીચાર કરો અને મારા ગિરિધરલાલનું રટણ કરો, જેથી અવીચળ પદને પ્રાપ્ત થશો. રાણો કહે ગમે તેટલાં બનાવટી દ્રષ્ટાંતો દાખવ, પણ રાણાને કાનનો કાચો સમજીશ નહી. મારી માતાના પરચા જગ જાહેર છે.

મીરાં કહે રાણાજી! ગિરિધરલાલજીના પરચા છુપા નથી. તે પરચા તમોને પણ મળશે, ત્યારેજ ખાત્રી થશે.

રાણો કહે ખાત્રીની જરૂર નથી. પ્રથમ કહુ છું કે પદ્માને ઘેર મોકલ. તેના ઉપર નાંખેલું જાદુ પાછું ખેંચ.

મીરાં કહે મેં કાંઇ જાદુ કર્યું નથી. તે આવતી હોય તો સુખેથી લઈ જાવો, મારે કાંઈ કામ નથી. રાણાએ પદ્માને કહ્યું પદ્મા! ઘેર આવે છે કે નહી? પદ્મા કહે ના. રાણાજી કહે પદ્મા! આમાંથી સાર નહી નીકળે, ને સુકાની જોડે લીલું બળશે.

પદ્મા કહે રાણાજી! શું કરશો? રાણો કહે શું કરશો! જાનથી જશો, સમજ્યાં? પદ્મા કહે શ્રી ગિરિધરલાલજી ની ઇચ્છા શિવાય રાણો તો શું, પણ રાણાના રાણાથી વાંકો વાળ પણ થાય તેમ નથી. માટે ખાલી મમત મુકો.

રાણો કહે પદ્મા! શું હું કહું છું તે ઘાસ કાપું છું?

પદ્મા કહે રાણાજી ! ખરૂ કહેવડાવો તો ઘાસ કાપતા નથી, પણ ખડ ખાઓ છો. મારૂં મારૂં કરી રહ્યા છો, પણ મારો **ગિરિધરલાલ** હાથ પણ ઉંચો થવા દે છે? એવો મારા પ્રભુનો પ્રતાપ છે, સમજ્યા?

દુર્મદસીંહ કહે રાણાજી! હવે તો હદ થઇ. ઘાસ કાપતાં નથી પણ ખડ ખાઓ છો, આ શું પદ્માબા બોલેછે? ના! ના! સમજતા નહી, કે પદ્માબા બોલે છે. એતો પેલી જાદુગરણીનું જાદુ બોલે છે.

રાણો કહે હવે મારો જુસ્સો હાથ રહે તેમ નથી. શું હું હેવાન! પદ્માબા કહે હા હેવાન! અરે હેવાન તો શું! પણ હેવાનથીએ નાદાન. અને કહુંછું કે હજી પણ વિચાર કરીને માન્ય, અને કરય ભક્તિ રસનું પાન!

રાણો કહે ભક્તિ રસનું તો શું, પણ પ્રથમતો એ જાદુગરણીના લોહીનુંજ પાન કરવા દે. એ પ્રમાણે કહી કમ્મરેથી તલવાર કાઢી મીરાં ઉપર ધસ્યો. મીરાં ઉપર ધશીને મીરાંને મારવા માટે તલવાર ઉગામી

જેને માંથે સાચો ધણી સાક્ષાત **ગિરિધરલાલ** બીરાજમાન થયેલા હતા તેને રાણાનો ગુસ્સો અને રાણાની તલવાર શું કરવાની હતી? તલવાર ઉગામી જેવે મારવા જાય છે, તેવુંજ **શ્રી ગિરિધરલાલે** તરવારનું ફળ અદ્રષ્ય કર્યું, ફક્ત મુઠ એકલી રાણાના હાથમાં રહી.

તલવાર વગરની મુઠ જોઇ પદ્માબાએ કહ્યુ, પાપીષ્ટ જોયું! ફળ વગરની તલવારથી શું કરવાનો હતો! ગજવેલનું ના મળ્યુ તો લાકડાનું ફળ ઘાલવું હતું, પણ આવી એકલી મુઠથી તે બ્હીક બતાવાતી હશેકે?

આ પ્રમાણે પદ્માબાના મુખનું ભાષણ સાંભળી રા-

ણો ભોંઠો પડયો. અને ક્રોધના આવેશમાં દુર્મદસીંહની તલવાર લઇ મારવા ધસ્યો. તે તલવારના ફળની પણ તેજ દશા થઇ. આથી રાણો વધારે ભોંઠો પડયો.

મીરાંએ કહ્યું રાણાજી મારી રહ્યા ? હવે કાંઇ શસ્ત્ર છે ? હોય તો કાઢો, પણ નક્કી સમજજો કે ઘિંગો ધણી માંથે બીરાજીત છે, તો તમારા જેવાથી કાંઇ વળવું નથી. માટે વીચાર કરો. બન્ને તલવારોનાં ફળ ગુમાવ્યાં. તોપણ વળ્યું નહી ? આતો 'લેને ગઇ પુત ને ખો આઈ ખસમ' એ પ્રમાણે બન્યું. ઉલટાં ફળ ગુમાવ્યાં.

રાણો કહે જાદુગરણી ! તે બધુ તારી જાદુઇ વિદ્યાથીજ બન્યું છે. પદ્મા કહે આંધળા ! હજી પણ તને ભાન ન આવ્યું ? હજી પણ તારી આંખેથી પાપનાં પડળ ના ખસ્યાં ? પાપીઆ ! અત્યારે તો તું ગમે તેમ માન્ય, પણ નક્કી સમજજે કે પાછળથી તને પસ્તાવો થશે. શ્રી ગિરિધરલાલને તો રટીશ તે તો રટીશજ, પણ મીરાંની પણ ઝંખના કરી મારીશ, તે નક્કી સમજજે.

રાણો કહે અરે જા રે મીરાંની ઝંખના કરાવનારી નાદાન ! તેને મારવાની તો ઝંખના કરીશ. અને તેને ગમે તે પ્રયાસ કરીને ત્યારેજ છોડીશ.

પદ્મા કહે જારે જા મુર્ખા ! ગમે તે પ્રયાસે મીરાંબાઇને મારીશ ? આથી બીજો પ્રયાસ કીયો હશે? બન્ને તલવારો ઉગામવા છતાં ન ફાવ્યો, તો બીજો કીયો પ્રયાસ વધુ હોય તે સમજાયું નહી.

રાણો કહે કહીને નહી, પણ કરીને બતાવીશ. પદ્મા કહે સુખેથી કરજે, જોજે કચાશ મુકતો. પણ નક્કી સમજજે કે તારાં ખાસડાં તનેજ પડશે. તારી યુક્તિઓ

તનેજ નડશે. એને તો શું, પણ એના એક વાળને પણ તારાથી ઇજા પહોંચાડી શકાય તેમ નથી. અને છેતરમાં કર્યાં કર્મની સજા ભોગવવીજ પડશે.

રાણો કહે ઠીક છે. દુર્મદસીંહ ચાલો હવે ગમે તે યુક્તિ રચી એ જાદુગરણીને તો ઠાર કરવી, નહીતર તે આપણું ને આપણા રાજનું નખ્ખોદ વાળશે. દુર્મદસીંહ કહે મહારાજ! તેમાં શું. ગમે તે યુક્તિઓ કરી તેને તો હતી નહોતી કરીશું, માટે હાલ ચાલો. દુર્મદની આ સલાહ મળવાથી રાણો તેની માતા અને દુર્મદસીંહ વીલે મોંઢે દરબાર ગઢ તરફ ગયાં.



# પ્રકરણ ૧૫ મું.



મીરાંબાઇએ અહીંઆં પોતાની પાસે પ્રત્યક્ષ ગિરિધરલાલજી છતાં, મહાત્મા પાસેથા મળેલા ગિરિધરમુર્તી પધરાવી મંદીર બનાવ્યું, અને સંત સમાગમ કરી પોતે હરી કીર્તન કરવા લાગી. અતીથી, અભ્યાગતની આસના વાસના કરવાનો નિયમ રાખ્યો, અને એક મોટો અખાડો જમાવ્યો.

એક દીવશ વિપયાનંદને પરમાનંદ એ નામના બે સાધુઓ ગુરૂભાઈ હતા, તે મીરાંના દર્શનાર્થે મીરાંને ત્યાં આવ્યા. અને મીરાંને સાષ્ટાંગ દંડવત્ કર્યા. મીરાંએ તેમની સારી રીતે આગતા સ્વાગતા કરી તેમને સંતોષ્યા. મીરાંનું સુસ્વરૂપ જોઈ વિપયાનંદની ધાનત ભ્રષ્ટ થઇ. તે વાત પરમાનંદે જાણી, વિપિયાનંદને સખ્ત ઠબકો આપ્યો, અને બંને જણ ત્યાંથી મીરાંની આજ્ઞા લઇ વિદાય થયા.

દુર્મદસીંહ કે જે રોજ મીરાંબાઇની ચર્ચા જોતો હતો તે વિપિયાનંદનું મન સમજી ગયો. વિપિયાનંદને પરમાનંદ જતા હતા, તેમાંથી વિપયાનંદને એકાંત બોલાવી તેનું મન પોતાની તરફમાં વાળ્યું; દુર્મદસીંહે કહ્યું વિપયાનંદ તમારી મનોરથ સિદ્ધિ મારા હાથમાં છે. પણ પરમાનંદથી છુટા પડો તો ફાવે. તે વાત વિપયાનંદે કબુલ કરી, અને ઉંધુ સમજાવી તેનાથી છુટા પડવા માટે પરમાનંદને કહ્યું.

પરમાનંદ પરમ ભક્ત હતો. તેણે જાણ્યું કે આની બુદ્ધિ ભ્રષ્ટ થઈ છે, તે મીરાંબાઇથીજ સુધરશે. એવો વિ-

ચાર કરી તેનાથી છુટો પડયો. વિષયાનંદ તો છુટો પડતાંજ તે દુર્મદસીંહને મળ્યો.

દુર્મદસીંહે યુક્તિ કરી મીરાંની દાશી કુમતી, કે જે ભુતના મ્હેલમાં જવાનું થયું તે વખતે છુટી પડી હતી, તેને બોલાવી વિષયાનંદની મનેચ્છા પરિપુર્ણ કરવાનો રસ્તો પુછયો. કુમતીએ કહ્યું તે અતિથીને મ્હોં માગ્યું દાન આપે છે તે હું જાણું છું, પણ તે બધુ પાછી મીરાં પાસે જાઉ, અને તેની દાશી થઇ રહું ત્યારે બને. દુર્મદસીંહે કહ્યું ત્યારે તું જા, અને ત્યાં રહે. પણ મીરાં તને રાખે એ અસંભવીત છે. કુમતીએ કહ્યું તે તો હું ગમે તેમ કરીને તેની પાસે રહીશ. દુર્મદસીંહે કહ્યું જો તું મીરાંને ભ્રષ્ટ કરીશ યા તેને ઠાર મારવાની યુક્તિમાં ફાવીશ, તો તને ઘણું સારૂ ઈનામ અપાવીશ, એવી લાલચ આપી.

લાલચ એ એક બુરી ચીજ છે. લાલચથી માણસ માણસનું ખુન કરવામાં પણ પાછો પડતો નથી.

છપો.

લાલચે કામ સધાય, લાલચે લક્ષણ જાયે;
વાઘ જેવો વિકાળ, પ્રાણી પણ કેદ કરાયે;
લાલચથી તજી લાજ, નીચ કર્મો સહુ કરતા;
તજી ન્યાયને ધર્મ, લાલચુ ખીસાં ભરતા
લાલચમાં લપટાઇને, મરે ઘણા અભાગીઆ;
જેઠો કહે તે મુરખજન, મુઆ ન પત્તા લાગીઆ.

---

લાલચની મારી દાશી મીરાંબાઇ પાસે ગઇ અને કહ્યું, મીરાંબાઇ ! હવે મને પુર્ણ પસ્તાવો થયો છે. પસ્તાવાનો

પાર નથી. તમને સાધવીને છોડીને બીજે ગઇ પણ ક્યાંઇ સુખ ન મળ્યું. માટે મીરાંબાઇ! પાછી આ દાશીના દોષની ક્ષમા કરી, આપની પવિત્ર શેવામાં અંગીકાર કરો.

મીરાંબાઇએ તેના કાલાવાલા સાંભળી તેને પાછી પોતાની પાસે રાખી. સુમતીએ કહ્યું આ ચંડાળણીને પાછી ન રાખો. ત્યારે મીરાંએ કહ્યું તેને પોતાના પાપનો પુર્ણ પસ્તાવો થયો છે, માટે તેને રાખી લેવી. સુમતીએ કહ્યું મીરાંબાઇ એવી કહેવત સાંભળી છે? કુતરાની પુછડી ભોંયમાં ઘાલો પણ જ્યારે કહાડો ત્યારે વાંકીને વાંકી. તે મુજબ તેની ટેવ જવાની નથી, માટે વિચાર કરો.

મીરાંબાઇએ કહ્યું એનાં કૃત્ય એ ભોગવશે, પણ આપણે તો આપણી પાસે આજીજી કરતું આવે, તેને આશ્રય આપવો જોઇએ. તેનાં ચંડાળ કૃત્યોથી આપણને કાંઇ અસર થવાની નથી. જો તેને તેના પાપનો પસ્તાવો નહી થાય, અને કુકૃત્યો કરશે, તો કરશે તેવું ભરશે; આપણને શું? સુમતી કહે તમારી મરજી. મીરાંએ કુમતીને કહ્યું. કુમતી! પાપ કૃત્યો કરતાં ઇશ્વરથી ડરી તેવા કામને તનમનથી ધિક્કારીશ, તોજ તારો જય થશે. ઇશ્વર સહાય ભુત થશે, નહીતર છેવટમાં પસ્તાઇશ.

કુમતી કહે મીરાંબાઇ! હવે પસ્તાવામાં શું બાકી છે? આટલા દહાડામાંજ વિતિ ચુકી. સતીયાંનો સંગ છુટતાં, પાપીઓના પાસથી પાપીષ્ટ બની, તેનું દુઃખ અનુભવિ, ખાત્રી કરીનેજ આવી છું. ખાત્રીમાં અધુરૂ કે બાકી નથી.

મીરાં કહે તો તારો સંસાર સુધરશે. પણ જોજે શીખ ભુલીશ નહી. માણુસ તે કરેલા કર્મોની શીક્ષા આ-

પવા શક્તિવાન નથી. ખરી શીક્ષા આપવા વાળો તો મારો **ગિરિધરલાલ** હજરા હજુર છે. કુમતી કહે મીરાંબાઇ ! તમારાં બોધ વચનોથી મારા મનને પુરી અસર થઇ છે. ( તેની વખત આવે વાત ) હવે નવાં પાપ કર્મ સ્વપ્ને પણ નહી કરૂ, અને તન મનથી તમારા **ગિરિધરલાલજીનું** રટણ કરીશ.

મીરાં કહે તો તું સુખેથી ભવભયના દુઃખથી મુક્ત થઇશ. શ્રી **ગિરિધરલાલજીના** ચરણ કમળને પ્રાપ્ત થઇશ. ચાલો સંતો કુડો પડો, કુડો, પડો, **જય ગિરિધર રાધાવર, પ્રભુ જય ગિરિધર રાધાવર.** ભજનની શરૂઆત થઈ.

## ભજન.

પ્રભુ ગિરિધરલાલજી પ્યારો છે (૨) ટેક.
ભક્તવત્સલ છે મુક્તિદાતા, જગત સકળનો છે વળી ત્રાતા;
જેને રટતાં ઉપજે શાતા, પાપ કર્મથી ન્યારો છે–પ્રભુ.
ભવ દુઃખ હારી એ મોરારી, જેણે નારી અહલ્યા તારી;
સતી દ્રૌપતી લાજ ઉગારી, એવો અમૃત ક્યારો છે–પ્રભુ.
ભક્તની ભક્તિ ઉરધરે છે, ભક્તનાં કામો હાથે કરે છે;
ભવ ભય દુઃખને આપે હરે છે, ભક્તિ વશ એ
થનારો છે—પ્રભુ.

---

ઉપર પ્રમાણે ભજન કરી શ્રી **ગિરિધરલાલજીની** ર્તી શરૂ કરી.

## શ્રી ગિરિધરલાલજીની આરતી.

પ્રભુ જય જય જય લક્ષ્મીપતી,
કૃષ્ણ કાંન્ત રૂડા રઢીયાળા,
તુજ ભજન તણી ચાહુ મતી—પ્રભુ.

ભવો દધી કરો પાર, દધીમાંથી કાઢો બાર,
નમી તુને વારંવાર. અર્જ દીનની સ્વીકાર—જય.
હૃદયે વાસ, પુરો એ આશ, જાણીને દાસ, રહેને પાસ.
ચાહુ દરશ ધરી હર્ષે અતી—પ્રભુ.

---

આર્તી પુર્ણ થઇ ત્યાં કુમતીના કરેલ સંકેત પ્રમાણે વિશયાનંદ મંદીરમાં આવ્યો. અને મીરાંબાઇ પાસે એક વચન માગ્યું. મીરાંબાઇએ તેને કહ્યું જે જોઇએ તે માગી લ્યો. અતિથીનું મન સંપાદન કરવું એ મનુષ્ય માત્રનો ધર્મછે.

વિષયાનંદે કહ્યું મીરાંબાઇ! દેહ નાશવંત છે. ઇંદ્રિયો પોતાની જાત સુખ અનુભવે તેમાં દોષ કાંઇ કહેવાયજ નહી. જેમ દરબારમાં દરબારીઓ પોત પોતાનું કામ કર્યે જાય છે, તેમ મન રૂપી દરબારમાં ઇંદ્રિઓરૂપી દરબારીઓ પોતે પોતાનું કામ કરે છે; માટે માગવાનું એટલુંજ કે ભોગરૂપી ઇંદ્રિને તમારા રૂપ લાવણ્યથી ભોગ ઇચ્છા થઈ છે, તો તે પરિપુર્ણ કરો. મારૂ તારૂ મહંતો રાખતાજ નથી, મારા તારાથી ન્યારાજ હોય છે. માટે મારૂં તારૂં નહી ગણતાં તે ભોગ ઇંદ્રિની આશા ફળીભુત કરો. અતીથીને તમારૂં યોવન દાન આપી સંતુષ્ટ કરો,

ભાઈ વિષયાનંદ! ભગુવાં વસ્ત્ર રૂપી નાવથી ભવસાગર તરવા તૈયાર થયેલો માયાના ખાબોચીઆમાં ડુબી ના મર. આ નાશવંત દુનિયામાં પહેલી માયા તે સ્ત્રી છે. તેજ માયાના પાસથી ભવસાગરમાંથી બહાર નીકળાતું નથી. આ દેહ પણ નાશવંત છે. કાળે કરી દેહનો અંત છે, તેમ કાળે કરી દુનિયાનો પણ અત છે. નામ તેનો નાશજ છેજ તો પછી કોઇ વ્હેલું તો કોઇ મોડું, પણ જે વસ્તુનું નામ છે તેનો તો નાશ છેજ. ત્યારે નાશવંત ચીજમાં શા માટે લોભાય

છે? આ દેહ પણ નાશવંત છે. આત્મા મુસાફરે અમુક ભાડુ આપી, અમુક મુદત બાંધી, આ ભાડાના દેહ રૂપી ખોળીઆમાં વાસ કર્યો છે, વખતને જતાં વાર લાગતી નથી, પાણીની માફક વહ્યો જાય છે, તો આત્માએ નીમેલી મુદત જતાં વાર નહી લાગે. આ ભાડાની કોટડી રૂપી દેહ છોડી જવું પડશે. માટે ભાડાની ચીજ માટે મમત શા માટે કરે છે? ખોટાં દ્રષ્ટાંતો શા માટે બતાવે છે? મન રૂપી દરબારમાં દેહ રૂપી ઈંદ્રિયો પોત પોતાનું કામ કર્યે જાય છે તે બરાબર છે. પણ તે કામોમાં છેવટ રાજાનો શેરો લેવો પડે છે. તેમ તે ઈંદ્રિઓએ કરેલ કર્મનો હીસાબ પરમાત્મા રૂપી રાજાને આપવો પડવાનો. સાચો હીસાબ હશે તો પરમાત્મા તેનો હોદો વધારશે, અર્થાત સ્વર્ગ સુખ આપશે. ખોટો હીસાબ હશે તો તેનો દંડ કરશે; અર્થાત કારાગ્રહ રૂપી નર્ક કુંડમાં હોમી દેશે. કારણ, પાપ કર્મથી તે ન્યારો છે. પાપીઓને સજા આપવામાં પાછો પડતો નથી, તે અદલ ન્યાઇ છે. માટે નાશવંત દેહને માટે નાશવંત જગતરૂપી માયાના કુપમાં અમર આત્માને નહી હોમ! અત્યારે તો તને સર્વ સારૂ લાગશે, પણ પાછળથી પસ્તાઇશ. ચોર ચોરી કરી દ્રવ્ય સંપાદન કરે છે, ત્યારે તે પુહુ ખુશી થાય છે, પરંતુ તે ચોરી પકડાતાં ન્યાયાસન પાસે ઉભો રહે છે, ત્યારેજ વિચાર થાય છે, કે મેં આવું કર્મ ના કર્યું હોત, તો આ દશને પ્રાપ્ત ન થાત, અને આ દીવશ ન આવત. માટે સુખા વિચાર કર, અને તે સાચા ધણીમાં ચિત પરોવી, જગતના ક્ષણીક માયાવી સુખને છોડી, સ્વર્ગના અવિચળ સુખને ગ્રહણ કર. જો પાપીઆ જો? આજસુધી તેં શું સુખ ભોગવ્યું? શું જાણ્યું? શું માણ્યું? કશુંએ

નહી, તો વિચાર કર. કે આ સંસાર અટવી ઉપર કોને સુખ છે? કોઇનેજ નહી. તો તું વિષયરૂપી વીષ્ટામાં સુખ માની હરામી હાડીયાની માફક દોડે છે તેનો વિચાર કરચ અને મનને મારચ-

જેટલું કષ્ટ પરદારામાં છે, તેટલું કષ્ટ પરદારા ત્યાગમાં નથી. પરદારા ત્યાગમાં માત્ર મનને શાસ્ત્ર મર્યાદા, ધર્મ, એવા નિતિ રૂપ ઉપદેશથી સમજાવવું એટલુંજ છે. તેને જ્યારે આપણે કુળ, ધર્મ, શાસ્ત્ર, લોકલજ્જા, વડીલોપાર્જીત પ્રતિષ્ટા, પતિ પ્રેમ, આદિ વિષયો મન સન્મુખ ખડા કરી, મનને ઉપદેશીએ, તેમ છતાં પણ મન શાંતિન પામે, તો ધર્માત્મા પુરૂષોના ચરિત્રોનું અવલોકન કરવાથી, તેમ છતાં પણ મનને શાન્તિ ન મળે, તો ઉપરા ઉપર પુરક, રેચક અને કુંભકરૂપ પ્રાણાયામ કરવાથી, મનને સત્વર શાન્તિ મળે છે,

એ પ્રમાણે મનના નિંધ વિષય વસ્તુ પ્રતિના વેગને માત્ર બે ચાર વાર અટકાવાથી મનને એવો એવો સ્વતઃ અભ્યાસજ પડી જાય છે. તે અસંખ્ય સ્વરૂપવાન પરદારાઓના સમુહમાં પણ વીકારવાન થતું નથી. માટે પરદારાના ત્યાગમાં, અને મન રૂપી હાથીને જ્ઞાન અંકુશથી વશ રાખવામાં કષ્ટ છે, પણ તે કીંચીત કાળનુંજ. અને આનંદ ભવો તો અપુર્વ; આ લોક અને પરલોક બંન્ને જગોએ છે.

હે મુર્ખા! એવા કીંચીત કષ્ટ અર્થે જીવન પર્યંત દુરાચારના ખાડામાં શા માટે પડે છે? નિતિ ભ્રષ્ટ, ધર્મ ભ્રષ્ટ, પતિવ્રત ભ્રષ્ટ, પ્રતિષ્ટા ભ્રષ્ટ, તન અને મન ભ્રષ્ટ, એવો અધમ શા માટે બને છે? માટે જરી વિચાર કરચ,

અને તે કીંચીત કષ્ટ સહન કરી મોક્ષ પદની પ્રાપ્તિ મેળવ.

વિષયાનંદનો વિકાર મીરાંબાઈના બોધથી દુર થયો, અને તે મીરાંના ચરણ કમળમાં પડયો. હે જગત જનુની ! તું મારી ગુરૂ છો, તું મારી ઇષ્ટ છો તું મારી માતુ છો. દેવી ! દેવી ! તારા ઉપદેશથી આ માયાના કુપમાં બુડતો અમર આત્મા બચ્યો છે. તુંજ મારી મુક્તિદાતા છો, અને આ પાપી હૃદયથી જે કાંઈ અપશબ્દો તમને કહ્યા, તેની તનમનથી માફી આપો. અને તમારી પવિત્ર શેવામાં આ પાપીને સ્વીકારી બોધ રૂપી ભક્તિનું દાન આપો.

મીરાંએ કહ્યું ભાઇ વિષયાનંદ ! આટલી લાગણી થઇ તે કાંઇ ઓછા નથી. મને તમોએ કહેલાં પાપ વચનો માટેની લાંગણી મને તો છેજ નહીં. મારી માફ તો શું, પણ તમોએ કરેલ પાપ કર્મના પસ્તાવાથી મારા ધણી નોધા-રાના આધાર **શ્રી ગિરિધરલાલ**ને ત્યાં પણ માફી મળી ચુકી, તેના માટે સંદેહ નહી લાવતાં, ધર્મ કાર્યમાં પ્રવર્તી અહોનીશ તે મયાળુની મયા મેળવવા શક્તિવાન થા.

વિષયાનંદે કહ્યું પવિત્ર માતા ! તમારાં વચનને ગુરૂ સમાન સમજી માથે ચઢાવીશ, અને તમારા પતી અર્થાત, જગતના પતી શ્રી **ગિરિધરલાલજીનુ** તનમનથી રટણ કરીશ.

ઉપર પ્રમાણે બોધ મળતાં તેના વિષઇ વિકારો દુર થયા. અને તે સંતોમાં ઇશ્વરનું ભજન ગાવામાં પડયો. આ બનાવ જોઈ કુમતીએ વિચાર્યું આ ઇચ્છા પણ ફળી-ભુત થઈ નહી, માટે બીજી કાંઇ યુક્તિ કરવા દુર્મદસીંહને સુચવણી આપું, એવો વિચાર કરી તે દુર્મદસીંહને ઘેર ગઇ.

દુર્મદસીંહને ઘેર જઇ દુર્મદસીંહને તેણે વિષયાનંદ સબંધી સર્વ હકીકત જાહેર કરી, અને કહ્યું મીરાંબાઇએ તેને એવો ઉપદેશ આપ્યો, કે તે તો તેમાં લિનજ બની ગયો, અને મીરાં બાઇને પગે પડી ટીલવાઓના ટોળામાં ભજન ગાવામાં પડયો.

દુર્મદસીંહ આથી અજાયબ થયો, અને રાણાજીને આ વાત જણાવવાના હેતુથી કુમતીને સાથે લઇ દરબારમાં ગયો. દરબારમાં જઈ રાણાજીને આ વાતથી વાકેફ કર્યા. રાણો આથી આશ્ચર્યો, પામ્યો, અને કહ્યું એ જાદુગરણીને મારવામાં આપણે સાંમે મ્હોંઢે ફાવનાર નથી, તેને માટે તો કાંઇ છુપી યુક્તિઓ કર્યા શિવાય તે પાપ ટળશે નહી.

દુર્મદસીંહે કહ્યું મહારાજ ! એવી છુપી યુક્તિઓ શું કરીશું ? કુમતીએ કહ્યું ગિરિધરલાલનું ચરણામૃત કહી તેને વિષ આપો, તે શિવાય તે પાપ ટળશે નહી. રાણાએ કહ્યું તે રસ્તો ઉત્તમ છે, પણ ત્યાં જશે કોણ ? કુમતીએ કહ્યું તે કામ મારૂં. રાણે કહ્યુ શી રીતે ? કુમતીએ કહ્યું શ્રીકૃષ્ણ ચર્ણામૃતનું બહાનું કરીને જઇશ, અને કહીશ કે દ્વારિકાંથી એક મહાત્મા લાવ્યા છે, તે તમોને આપવા મોકલી છે. રાણો આ સાંભળી ખુશ થયો, અને એક વાટકામાં હળાહળ ઝેર કે જેનો શ્વાસ લેતાં પણ પ્રાણ રહિત બને તેવું તૈયાર કરી કુમતીને આપ્યું. દુર્મદસીંહને તેની ખાત્રી કરવા તેની પાછળ મોકલ્યો, કે તે મીરાંને આપે છે કે નહી.

---

# પ્રકરણ ૧૬ મું.




રાંબાઇ શ્રી ગિરિધરલાલજીનું સ્મરણ કરી રહ્યાં છે, ત્યાં કુમતી વીશ ભરેલો ચાંદીનો વાટકો લઇને આવી, અને તે મીરાંબાઇને આપ્યો. મીરાંબાઇએ કહ્યું, કુમતી આ શું છે? કુમતીએ કહ્યું એક મહાત્મા રાણાજીના દરબારમાં આવ્યા છે, તેઓ દ્વારિકાંથી શ્રી કૃષ્ણ ચરણામૃત લાવ્યા છે, તેમાંથી રાણાજીએ તમને પ્રસાદી મોકલી છે.

મીરાંબાઇ કે જેને સાક્ષાત ગિરધરલાલજીની સાહ્ય, તેનું તે કાંઈ અજાણ્યું રહે છે? મીરાંબાઇએ કહ્યું આજ તો સોનાના સુરજ ઉગ્યા. મારા કૃષ્ણજીનું ચર્ણામૃત રાણાજીએ મોકલ્યું એટલો ભાવ જોઈ મારૂં મન પ્રસન્ન થયું છે. પણ આ પ્રેમથી મોકલેલી પ્રસાદી ગ્રહણ કરતાં પહેલાં તેજ ભગવાનનું સ્મરણ કરી લેવા દે.

## ગાયન.

## ઇશ્વર સ્તુતી.

( રઢીઆળા રણધીર ) એ રાહ.

ગિરિધર ગુણવંત, રટુ હું તો રાખી ખંત,
રટણ હું ચુકુ નહી—ગિરિધર.
વ્હાર કરો લક્ષ્મી કંથ-સત્ય તુજ ગ્રહયો પંથ,
રટણ હું ચુકુ નહી—ગિરિધર.
તુમ ચર્ણોદક નામથી, આવ્યું હળાહળ વીષ;
પાન કરૂ અતિ પ્રેમથી, સાચવજો જુગદીશ.
પાપીઓની ભાગો ભ્રાંત, કરો નિજ ચિત શાન્ત

પત તુમ સાચવો અહીં—ગિરિધર.
આવે પાપી પાપ અંત, સ્હેજે ગ્રહે ભક્તિપંથ;
તારનાર સત્ય તું સહી—ગિરિધર.

—o—

ઉપર પ્રમાણે ભગવાનની સ્તુતિ કરી વિષનું પાન કર્યું. તે વિષનું પાન કરતાં પહેલાં તેમની સ્તુતિથી, પદ્માબાએ તથા સુમતીએ જાણ્યું કે રાણાએ કૃષ્ણ ચર્ણામૃતને નામે વિષ મોકલ્યું છે. તેવું જાણતાં તેમણે કુમતીને કહ્યું હે પાપીણી! માતૃ તુલ્ય જગંતજંતુંનીને વિષ આપતાં તારૂં હૃદય ફાટી કેમ ન ગયું! કૃષ્ણ ચર્ણોદકનું ખોટું નામ દેતાં તારી જીભ કેમ તુટી ના પડી? અહીં સુધી લાવતાં જે હાથે ગ્રહણ કર્યું, તે હાથ તુટી કેમ ના પડ્યા! પાપીણી! એ દેવીને કાંઈ થયું, તો તારી શી દશા થશે તનો વિચાર કર્યો? અરે! આ વિષ તો શું, પણ ગમે તેવી પ્રાણ હર્તા ચીજ લાવ્યને, પણ પાપીણી જાણજે તેને તો કાંઈજ થવું નથી. હે દુષ્ટ પાપણી! પાપીઓના પાસમાં રહી ગમે તેટલાં કારસ્તાન કર, પણ તું અને તારાં કારસ્તાન જખ મારે છે. શંખણી વીચાર કર્ય, રાણાએ તેને મારવા બબે તલવારો ઉચકીને ઘા કરવા ગયો, પણ તે કરી શક્યો? ઉલટાં ૫ળ ગુમાવ્યાં; તેવી રીતે તું પણ ગમે તેટલી યુક્તિઓ કર, પણ નક્કી સમજજે કે જેને શામળીઓ સાહ્યકાર છે, તેને મારવાના પ્રયત્નો કરનાર તારા જેવાં જખ મારનાર છે સમજી?

મીરાંએ કહ્યું સંતો! ખાલી કુથલી શા માટે કરો છો? વખતની કીંમત જાણો, ને તેને વ્યર્થ નહી ગુમાવો. ચાલો કુડો પડો **જયગિરિધરલક્ષ્મીવર પ્રભુ જયગિરિધરલક્ષ્મીવર** ભજન ગાવાનું શરૂ થયું.

## ભજન.

( રૂપ રૂપ શું કરે મુરખજન ) એ રાહ.

કૃષ્ણ કૃષ્ણ સર્વે સ્મરો, મુરખજન કૃષ્ણ હૃદયમાં ધરો;
માયા ઉપાધી અળગી કરીને. ભવજળદધીથી તરો;
અકળ છે માયા અવિનાશી, હરીજન રહે છે બહુત્રાસી.
હરી નામછે એ અક્ષરનું, ભવજળ પાર કરે છે;
તેને તજતાં, માયા રટતાં, લક્ષ ચોર્યાશી ફરે છે-અકળ છે.
હરી ભજન વિણ જાણો જગમાં. કાંઇ નથી કરવાનું;
વિરક્ત થાતાં તેનાથી, નવ મળે કયાંઇ ઠરવાનું,
જાણજો કાયા છે કાચી રહો તમે ભજનમાં રાચી.
ભક્તિ વશ ભુદર છે સાચો. ભક્તની વારે ધાયે,
જ્યારે ભક્તને ભીડ પડે ત્યારે, જાતે આવી કરે સાહ્ય,
ભક્તની ભક્તિ કરતો ફરે, ભક્તને માટે પ્રાણ પાથરે,
સુદામાની ભક્તિ સાચી, ભક્તની કીધી શેવા,
પ્રલ્હાદ સ્થંભે આવી વશીઆ, પોતે દેવાધી દેવા.
દ્રોપદી ચીર પુર્યાં ભુદરે, ભક્તને માટે પ્રાણપાથરે.

---

ઉપર પ્રમાણે ભજનની ધુન ઉપર ધુન ચાલી. વિષપાન કરવાથી મીરાંબાઇને કાંઇ અસર થઇ નહી, તે જોઇ દુર્મદસીંહ તથા કુમતી અજાયબ થયાં, અને રાણાજીને તે વાત વીદીત કરવા રાણાજી પાસે ગયાં.

રાણજી પાસે જઇ મીરાંબાઇએ વિષપાન કર્યાના સમાચાર રાણાને કહ્યા. રાણે કહ્યું ત્યારે તો તે મરી ગઇ હશે. કુમતીએ કહ્યું મહારાજા તમારા વિષથી તેને કાંઈ અસર થઇ નહી; તમોએ આપેલ વીષનો વાટકો તેની પાસે જઇ કૃષ્ણ ચરણામૃતનું નામ દઈ તેના હાથમાં આપ્યો, ત્યાં તેણે કૃષ્ણજીની સ્તુતી કરી, વાડકો પી ગઇ. સુમતીએ

અને પદ્માબાએ મને ઘણાં કઠોર વચનો કહ્યાં, પણ તે મેં ગણકાર્યાં નહી. મીરાંએ તે બંન્નેને વાર્યાં, અને ભજન ગાવામાં પડ્યાં.

ઘણીવાર સુધી હું અને દુર્મદસીંહ ત્યાં ઉભાં રહ્યાં, પણ મીરાંને વિષની અસર થએલી જોવામાં આવી નહી, તેથી તેની પાસેથી આપને સર્વ હકીકત જણાવા આપની પાસે આવ્યાં.

રાણાએ કહ્યું દુર્મદસીંહ ! હળાહળ ઝેર કે જેનો શ્વાસ લેતામાં જીવ નીકળી જાય, તે ઝેર પચાવી ગઇ, તો હવે તેને શું કરવું? જે હળાહળ ઝેર પચાવી ગઇ, તે શું ના કરે ?

દુર્મદસીંહ કહે ખરૂં છે મહારાજા તેનાથી તો બ્હીવું સારૂ. વ્યાધિ અને વેરીને મુળથી ઉખાડી નાંખવા; કારણ, તે એક હાની કર્ત્તા છે તેમાં શક નથી.

**રાણો**—દુર્મદસીંહ ! કેવી રીતે તેને મારવી, તે સમજ પડતી નથી.

**દુર્મદસીંહ**—મહારાજ ! કેવી રીતે શું ? તેની પાસે જઈ જીભ્હા જોરી ચલાવવી, ને તેમાં તેનો વાંક લાવી કાપી નાંખવી. એ શિવાય બીજો ઉપાય હું જોતો નથી

**રાણો**—તે દીવશે કાપી નાંખવા ગયો હતો, ત્યારે ત્હારી અને મ્હારી તલવારોનાં ફળ ગુમાવ્યાં હતાં તે તને યાદ છે ?

**દુર્મદસીંહ**—હા મહારાજા પણ તે ફળ તલવારની મુઠમાં ઠેઠ નહોતાં, તેમાં તેના જાદુએ અસર

કરી ઉડાવી દીધાં, પણ મહારાજા લોઢાના એકજ કટકામાંથી મુઠ સમેત અખંડ તલવાર લઇને જાઓ, અને તે જાદુગરણીને ઠાર કરો નહીતર કોક દીવશ ખરાબી થશે.

**રાણો**—ઠીક, તે પણ ખરૂં. અખંડ તલવારની મુઠમાંથી ફૂળ કેવી રીતે ઉડાવી દેશે? કાલ તે યુક્તિ કરવી પણ ગમે તે પ્રયાસે તેને ઠાર તો કરવીજ.

**દુર્મદસીંહ**—મહારાજ! તે યુક્તિ બરાબર છે, પણ જોજો મનને પાછુ ફેરવતા નહી.

**રાણો**—કાલ જરૂર તે યુક્તિ કરીશું, ને આ હાથેજ તેનો વધ કરીશ.

દુર્મદસીંહ આથી ખુશી થયો, અને બીજે દીવશે સવારમાં રાણા પાસે આવ્યો. રાણાને કહ્યું મહારાજ ચાલો. રાણો તૈયાર થયો અને ભુતના મ્હેલ તરફ ગયા.

ભુતના મ્હેલમાં જઇ રાણાએ કહ્યું મીરાં! તું કોની સાથે વાતો કરતી હતી? મીરાંએ કહ્યું રાણાજી! હું મારા નાથ! મારા ધણી! નોધારાના આધાર **શ્રી ગિરિધરલાલજી** સાથે વાતો કરતી હતી. રાણે કહ્યું હું તારી સમક્ષ ઉભો છું, છતાં તું બીજાને નાથ કહેનાર કોણ? મીરાં કહે રાણાજી જેને હું નાથ કહું છું, તે મારો તો નાથ છેજ, પરંતુ આખા જગતનો પણ નાથ છે. રાણો કહે એતો જોયો તારા અનાથના નાથને. મીરાં કહે મારા અનાથના નાથ શ્રી **ગિરિધરલાલજી**ને જોયા હોય, તો તમારી વૃતી આવી હોયજ નહી. રાણો કહે મીરાં! મારી વૃતી કેવી જુએ છે? મીરાં કહે કેવી શું? સફેદ કપડા ઉપર મેલ ચઢતાં જેવું મલીન બને છે તેવી મલીન, રાણો કહે વારૂ! કપડુ તો

સાબુથી ધોવાય છે, અને મેલ રહીત બને છે, તેમ વૃતી શી રીતે મેલ રહીત બને? તે તું બતાવ. મીરાં કહે રાણાજી કપડાનો મેલ સાબુથી જાય છે, અને મેલ રહીત બને છે, તેમ મનોવૃતીનો મેલ જ્ઞાન રૂપી સાબુથી જાય છે, એ. ટલે મનોવૃતિ વિકાર વીનાની બને છે. રાણો કહે મેલની કાળાશ હોય છે તે નજરેથી દેખાય છે, પણ મનોવૃતી ઉપરનો મેલ કેવો હશે ? મીરાં કહે રાણાજી મનોવૃતીનો મેલ પાપરૂપી કાળાશજ છે. જ્ઞાન સાબુ લગાડવાથી પાપ મેલ ધોવાતાં મન નિર્મળ એટલે પાપ રહીત બને છે. રાણો કહે વારૂ ! મારૂ મન મલીન શાથી બન્યું, તે તું કહીશ? મીરાં કહે હા. પાપીઓની સોબતથી પાપનો પાસ લાગ્યો છે, તે સોબત તજી મારા ગિરિલાલજીમાં ચિત લગાડો અને સંત સંગત કરો, એટલે મનનો પાપરૂપી મેલ જઇ જ્ઞાનરૂપી ઉજ્વળતા આવશે. રાણો કહે શું સંતની સંગતમાં નાંખી સાધુ કરવો છે ? મીરાં કહે રાણાજી ! તમારૂ એવું ક્યાંથી ભાગ્ય જાગે, કે સાધુ બનો ! ભગવાં કપડાં ધારણ કરવાથી સાધુ થવાય છે તેમ સ્વપ્ને પણ સમજતા નહી; તેમ ભગવાં વેશધારીને સાધુ માનતા નહી. સાધુ એટલે પવિત્ર મન, પ્રભુ પ્રત્યે પ્રિતિ, અને સત્ય નિષ્ઠા ગ્રહણ કરો, તો તમે પણ સાધુ કહેવાશો. રાણો કહે મીરાં તારૂ મન પવિત્ર છે ? મીરાં કહે હા. રાણો કહે તું સતી છું? મીરાં કહે હા. રાણો કહે સતીઓના ધારા તને યાદ છે? મીરાં કહે હા. રાણો કહે તે કહી બતાવો. મીરાં કહે રાણાજી સાંભળો. સતીએ પતીનું સાચા દીલથી શેવન કરવું, અને પતિને પ્રભુ સમજી તેમાં ચિત્ત પરોવવું તેજ. રાણો કહે મીરાં તું સતીનો ધર્મ જાણે છે તેવીજ રીતે વર્તે છે ! મીરાં કહે હા. રાણો કહે પતીની આજ્ઞાનું પાલન

કરવું તે સતીનો ધર્મ ખરો કે નહી ? મીરાં કહે ખરો. રાણો કહે જ્યારે તે ધર્મ ખરો સમજે છે, ત્યારે મારી આજ્ઞાનું ઉલંઘન શા માટે કરે છે ? મીરાં કહે તમારી ખોટી આજ્ઞા હું ઉઠાવું ? રાણો કહે હું તારો પતી નથી ? મીરાં કહે ના. રાણો કહે કારણ ? મીરાં કહે તમે પતી શેના ? રાણો કહે તારી જોડે લગ્ન કર્યું તેના. મીરાં કહે તમારી જોડે લગ્ન કર્યું છે કોણે ? રાણો કહે મીરાંએ. મીરાં કહે રાણાજી તમે ભુલો છો. રાણો કહે ના હું ભુલતો નથી. તું જુઠુ બોલે છે. મીરાંએ કહ્યું રાણાજી ! તમે કીઇ મીરાં સાથે લગ્ન કર્યું છે ? રાણો કહે તું મીરાં સાથે. મીરાં કહે વારૂ ! આમાં મીરાં કોને માનો છો ? રાણો કહે તનેજ મીરાં માનુંછું. મીરાં કહે આ દેહને ? રાણો કહે હા. મીરાં કહે આ દેહને મીરાં સમજી લગ્ન કર્યું હોય, તો તે દેહનું તમારી મરજીમાં આવે તે કરો. રાણો કહે તારે માનવું નથી ? શું બીજાની સાથે મનેચ્છા પ્રમાણે વર્તી મારા કુળને લાંચ્છન લગાડવું છે કેમ? મીરાં કહે આ કાયા તમને વરી છે, કાંઇ મન વર્યું નથી, સમજ્યા ? મીરાં તારૂ બુરૂ થશે. નાહકની સ્ત્રી હત્યા કરવી પડશે. મીરાં કહે આ કાયાના તમો મુખ્તીઆર છો. તેનું ગમે તે કરવા તમો મુખ્તીઆરી ધરાવો તોભલે. પણ આ મનની મુખ્તીઆરી મારા ગિરિધરલાલ શીવાય કોઇને આપી નથી. રાણો કહે ત્યારે તું પરણી તે મનને મુકીને? મીરાં કહે હા, મન વગરનું લગ્ન તે લગ્ન કહેવાયજ નહી. રાણો કહે વારૂ મન કાયાથી જુદુ હશે ? મીરાં કહે હા. જો તેમ ના હોત તો પછી તમને કેવી રીતે કહી શકત ? રાણો કહે મીરાં કહ્યું માન, આમાંથી સાર નહી નીકળે. મફતમાં પ્રાણ ગુમાવીશ. મીરાં કહે રાણાજી ! કોઇ-

થી કોઇના પ્રાણ લેવાતા નથી. મારા પતિની મરજી મુજ-બજ બને છે. શું તારો પતી એવો સમર્થ છે? મીરાં કહે હા. રાણો કહે મારે તેનું શું કામ છે, પણ કહું છું કે કહ્યું માન, અને એવાં દુરાચર્ણ તજી દે. મીરાંએ કહ્યું જો તમે દુરાચણ સમજતા હો તો ભલે. તેજ દુરાચરણથી વર્તીશ પણ મારા સાચા ધણીને નહી તજુ નહી તજુ ને નહીંજ તજું.

રાણો આથી ગુસ્સે થયો, અને કહ્યું વારૂ નહી તજે? મીરાં કહે ના. લે ત્યારે જોઉં છું કે તારો પતી મને શું કરે છે. એ પ્રમાણે કહી, રાણો તલવાર લઇ મીરાં ઉપર ધસ્યો.

જેને ભગવાન સહાય તેને પામરથી શું થાય? મીરાંના સાચાપતિ શ્રી **ગિરિધરલાલજી** પ્રત્યક્ષજ હતા. તેમણે રાણાને મીરાંનાં બે સ્વરૂપ બતાવ્યાં. રાણો આથી ચકીત થયો, પણ ગુસ્સાનો માર્યો બે મીરાંને મારવા ધસ્યો.

ભગવાને વિચાર્યું કે મુઢ મતીનાને હજી પણ સુજ ન પડી; તેથી ભગવાને મીરાંનાં ચાર સ્વરૂપ બતાવ્યાં. આથી રાણાનો જુસ્સો નમી ગયો, અને ચાર મીરાંને જોઇ ડાગળી છટ થઇ ગયો.

દુર્મદસીંહ કે જે પાસે ઉભો હતો તે રાણાની આવી સ્થીતી જોઈ ગાભરો બની ગયો, અને રાજમાતા મોટાંબાને તેડવા સારૂ દરબારમાં ગયો.

દરબારમાં જઈ તેણે રાણાની ઘેલછાની સ્થીતી મોટાંબાને જણાવી, બનેલી વાતથી વાકેફ કર્યાં મોટાંબા આથી દુર્મદસીંહ ઉપર ગુસ્સે થયાં, અને કહ્યું અભાગી

આ, રાણાને એ જાદુગરણી પાસે કેમ લઈ ગયો ? તેને સખ્ત ઠબકો આપ્યો, અને તેની સાથે ભુતના મ્હેલ તરફ જવા તૈયાર થયાં.

ભુતના મ્હેલમાં આવતાં રાણાને ચિતભ્રમ જોયો અ. ને મીરાંનાં ચાર સ્વરૂપ જોયાં, તેથી તે અચંબો પામ્યાં અને કહ્યું, અભાગણી મને ખબર છે કે તું સૌના જીવ લેવા આવી છું. ગોઝારી કીયા જાદુના બળે તેં મારા કુંવરને ગાંડો કર્યો.

મીરાં કહે માતાજી ! મેં તમારા કુંવરને ગાંડો કર્યો નથી. તે ગાંડો થયો તે તેની કરણીનું ફળ, તેમાં મારો કાંઇ દોશ નથી. મોટાંબા કહે તારો દોશ નહી ત્યારે કોનો તારા બાપનો ? કહું છું કે તારૂ જાદુ ખેંચી મારા કુંવરને તેની અસલ સ્થીતી ઉપર લાવ્ય, નહીંતર આનું પરિણામ સારૂ નહીં આવે.

મીરાંએ કહ્યું ખોટું પરિણામ લાવવાની બીક બતાવતાં હો, તો તેની મને પરવા નથી, પણ ઉભાં રહો હું મારા પતી ગિરિધરલાલજીની સન્મતિ માગું, અને રાણાને અસલ સ્થીતી ઉપર લાવવાની વિનવણી કરૂ. મોટાંબાએ કહ્યું ગમે તેમ કર, પણ મારા છોકરાને તેની અસલ સ્થીતી ઉપર લાવ્ય, એટલે જાણે ગંગા નાહ્યાં.

મીરાંએ રાણાને તેની મુળસ્થીતી ઉપર લાવવા ગિરિધરલાલજીની વિનવણી કરી. ભગવાને મીરાંની વીનવણીથી તેને એટલે રાણાને તેની મુળસ્થીતી ઉપર લાવી મુક્યો, એટલે ઘેલછા દુર કરી.

અસલ સ્થીતી ઉપર આવતાંજ રાણો તો મુઠીઓ વાળીને દોડયો. દોડતો જાય, અને પાછું વાળી જોતો જાય, કે રખેને મીરાં પાછળ તો આવતી નથી.

રાણો દોડયો તેની સાથે દુર્મદસીંહ તથા મોટાંબા પણ રાણાની પાછળ ગયાં. રાણો પોતાના દરબારમાં આવ્યો. દરબારમાં આવવા છતાં મીરાંની બીતી તેના મનથી ગઇ નહી. તે તો એક મીરાં ! બે મીરાં ! ત્રણ મીરાં! ચાર મીરાં ! એ પ્રમાણેજ બડબડવા લાગ્યો.

થોડી વાર પછી દુર્મદસીંહ તથા મોટાંબા પણ આવી પહોંચ્યાં. તેમને જોઇ રાણાએ કહ્યું એક મીરાં ! બે મીરાં ! ત્રણ મીરાં ! ચાર મીરાં ! દોડો, દોડો, માજી પેલી મીરાં આવી. મોટાંબાએ કહ્યુ રાણાજી ! અહીઆં મીરાં નથી. ચિતને ઠેકાણે લાવી સાવધ થાઓ.

રાણાએ કહ્યું શું માજી ! આ સત્ય છે ? મોટાંબાએ કહ્યું હા સત્યજ છે. રાણાને મોટાંબાનું કહેવું ખરૂ લાગતાં ભાન ઠેકાણે આવ્યું. અને કહ્યું માજી ! તેનું જાદુ તો અજબજ ! મોટાંબા કહે કેમ ? રાણો કહે કેમ શું? હું તેને ઉઘાડી તલવારે મારવા દોડયો, ત્યાં એક મીરાંની બે મીરાં થઇ, અને બેને મારવા દોડ્યો, ત્યાં ચાર મીરાં થઇ.

મોટાંબાએ કહ્યુ રાણાજી ! તમો ભુલે ચુકે તે જાદુગરણીના મ્હેલમાં જશો નહી, નહી તો જાન ગુમાવશો. રાણાએ કહ્યુ હવે ભુલે ચુકે પણ તેના મ્હેલમાં જવાનો નથી. દુર્મદસીંહે કહ્યુ માજી ! એ જીવતી હશે તો રાણાનો જીવ લેતાં પાછી નહી હઠે. માટે તેને તો ઠેકાણે કરવાની બરાબર પેરવી કરવી. મોટાંબાએ કહ્યું ઉઘાડી તલવારથી જીવ ન લેવાયો, હળાહળ વિષ પચાવી ગઇ, હવે તેથી વધુ યુક્તિ કઇ છે ?

દુર્મદસીંહે કહ્યુ માજી ! તે ભક્તિનો ખોટો ડોળ રાખે છે, અને જાદુના જોરથી ઘણા ભગતડાં એકઠાં કર્યા છે, તેને માટે મને એક સરસ યુક્તિ સુઝી છે.

મોટાંબા કહે શી યુક્તિ સુઝી છે? દુર્મદસીંહ કહે એક

કરંડીઆમાં મ્હોટો ત્રિકાળ નાગ પુરી તેને મોકલશો, અને કહેવડાવવું કે એક મહાત્મા દરબારમાં પધાર્યા છે, તેમણે સાલીંગરામની મુર્તી રાણાને ભેટ કરી છે. તે મુર્તી રાણાએ તમને ભેટ દાખલ મોકલી છે. સાલીંગરામની મુર્તીનું નામ સંભળી તરત તેમાં હાથ ઘાલશે. હાથ ઘાલવાની સાથેજ તે નાગનો તે ભોગ થશે.

મોટાંબાએ કહ્યું હળાહળ વિષ સરખુ પચાવી ગઈ, તો નાગનું ઝેર તેના શું હીસાબનું ? દુર્મદસીંહે કહ્યું માતાજી ! વિષ તેણે પીધું તેની ખાત્રી શી ? પીવાનો ડોળ કરી ઢોળી દીધુ હોય તો કોને ખબર ? મોટાંબા કહે પણ તે કરંડીઓ લઇ તેની પાસે જશે કોણ ?

દુર્મદસીંહે કહ્યું કુમતીને મોકલવી. તે શીવાય તે બીજાનું માન્ય નહી કરે. કુમતી આપણો બોલ ઉથાપે તેમ નથી. મોટાંબા આથી ખુશી થયાં અને તે પ્રમાણે કરવા દુર્મદસીંહને સન્મતી આપી રણવાસ તરફ ગયા.

દુર્મદસીંહે એક કરંડીઓ લાવી તેમાં મ્હોટો વિષધર પુર્યો, ને તે કરંડીઓ બંધ કરી કુમતીને બોલાવી. કુમતીએ આવીને કહ્યું દુર્મદસીંહજી, મને શા માટે તેડાવી ? દુર્મદસીંહે કહ્યું આ કરંડીઆમાં મોટો વિષધર પુર્યો છે. તે કરંડીઓ મીરાંબાઇને પહોંચાડવો.

કુમતીએ કહ્યું કેવી રીતે ? દુર્મદસીંહે કહ્યું કેવી રીતે શું ? ત્યાં જઇને કહેવું કે એક મહાત્મા પધાર્યા છે, તેમણે રાણાજીને આ સાલીંગરામની મુર્તિ ભેટ આપી છે. તે ભેટ રાણાજીએ તમને મોકલાવી છે કુમતીએ કહ્યું બહુ સારૂ. એવી વિષધર પુરેલો કરંડીઓ લઇ ભુતના મ્હેલ તરફ ગઇ કુમતી ગઇ પણ દુર્મદસીંહને ભરોસો પડ્યો નહી તેથી તે પણ રાણાજીની આજ્ઞા લઇ કુમતીની પાછળ ભુતના મ્હેલ તરફ ગયો,

## પ્રકરણ ૧૭ મું.



ગવાન શ્રીગિરિધરલાલજીનાં ગુ..ીકપવિત્ર મીરાંબાઇ સાક્ષાત ગિરિધરલાલજીના આશ્રય નીચે સંતોનો અખાડો જમાવી ભગવાન શ્રી ગિરિધરલાલજીનું પ્રેમ લક્ષણા ભક્તિથી ભજન કરે છે. અતિથીની આ-...નાવાસના કરી તેને ભોધરૂપી દાન આપી સંતુષ્ટ કરવાનો નિયમ ધારણ કર્યો છે. તેથી ગમે તેવા અતિથી આવ્યે તેને ખાવા પીવા, સુવા બેસવા વીગેરેની સોઇ કરી, તેની સાથે જ્ઞાનની વાતો કરી, તેને સંતુષ્ટ કરે છે. અને ઇશ્વર ભજનમાં લેહે લગાડી ભજન કિતન કર્યા કરે છે.

### ભજન.

પ્રભુ રાખે તેમ રહીએ, હો સંતો પ્રભુ રાખે તેમ રહીએ;
આપણ ચીઠીના ચાકર છઇએ, હો સંતો
પ્રભુ રાખે તેમ રહીએ;
કામકાજ સૌ અળગુ કરીને, નામ મોરારીનું લઇએ
અનેક ભક્તોનાં કામ કર્યાં જેણે તેનું ભજન નીત્ય ગાઇએ.—હો.
સોળ શહસ્ત્ર ગોપીને વરીયા, ગાયો ચારી એ કનઇએ,
બાઇ મીરા કહે પતિ એ સાચો સત્ય શરણુ નીજ સહીએ—હો.

---

ઉપર પ્રમાણે ભજનં ઉપર ભજન અને કીર્તન ઉપર કીર્તન થાય છે. ત્યાં કુમતી વિષધર પુરેલો કરંડીઓ લઇ મીરાંબાઇ પાસે આવી, અને કરંડીઓ મીરાંબાઇની પાસે મુક્યો.

કરંડીઓ જોઇ મીરાંબાઇએ કહ્યું કુમતી ! આમાં શું છે ? કુમતીએ કહ્યું મીરાંબાઇ ! રાણાજીના દરબારમાં કોઇ સંત મહાત્મા પધાર્યા છે, તેમણે રાણાજીને આ સાલીંગ રામ ભેટ કર્યા છે. તે ભેટ રાણાજીએ તમારા માટે મોકલી છે.

મીરાં આથી ખુશ થઇ કહ્યું, ઓહો ! શું રાણાજીનો ભાવ મારા ઉપર થયો ! પ્રથમ મને મારા સાલીંગરામનાં દર્શન કરવા દો, કહી કરંડીઓ છોડી તેમાંથી સાક્ષાત સાલીંગરામની મુર્તી બહાર કહાડી, તેનું પુજન કરી, પાછી કરંડીઆમાં પધરાવી.

વાહ! ભગવાન તારી લીલા ! તરણાનો મેરૂ અને મેરૂનું તરણું પલકમાં બનાવે, તારી અગાધ લીલાનું વર્ણન કોઇથી કરી શકાય તેવું નથી.

**કર્તા—** **ગાયન.**

છે અકળીત લીલા તુજ અતિરે, વાહા વાહા જગતપતિ.
પાર ન પામ્યા કોઇ મુવામથી, રતી પણ જાણી શકયા નહી તુજ ગતીરે........................................વાહા
વિષધર **સાલીંગરામમાં**, બદલાયા નહી ફેર;
ભક્તિ વશ તું ભુદરો, ભક્તોને તુજ મ્હેર...પાર.
ચરણામૃતના નામથી, મોકલ્યું સતીને વીષ;
વિષ તે અમૃત થઇ ગયું, સાચો ધણી **જગદીશ**--પાર.
રાણે સતીને મારવા, હસ્ત ગ્રહી તલવાર;
પ્રભુએ પરચો આપીઓ, મીરાં બતાવી ચાર--પાર.
અકળગતી પ્રભુ તાહરી, કદી ન વર્ણવી જાય;
એવા પ્રભુજી ચરણમાં, પ્રેમે લાગું પાય—પાર.

---

મીરાંબાઇએ **સાલીંગરામ**ની શેવા કરી મુર્તીને પાછી કરંડીઆમાં પધરાવી પોતે **શ્રી ગિરિધરલાલજીનું** ભજન ગાવામાં ગુંથાયાં.

**ભજન.**

નામ તારૂં સુખદાઇ, **ગિરિધર** નામ તારૂં સુખદાઇ.
ધીરજતા ધ્રવની ઉર લાવી, અવિચળ પદ દીધું ત્યાંહી–ગિરિ.
ઝુંડે પકડયો ગજને જ્યારે પળમાં લીધો છોડાવી;
**પ્રલ્હાદજી**ની પીડા પીછાણી, પ્રગટયા સ્થંભે જાઇ—ગિરિ.
હિરણ્યકસીપુ માર્યો હરીએ, **નૃસીંહ** રૂપ બનાવી;
લાખાગ્રહથી પાંડવ બચાવ્યા, ધોડી આવ્યા પ્રભુ ધાઇ–ગિરિ.
પંચાળીને ચીર પુર્યાં તમે, તો દુષ્ટ કૌરવથી બચાવી;
જ્યાં જ્યાં ભગ્તને ભીડ પડે પ્રભુ,ત્યાં ત્યાં લ્યો હસ્ત સાહી–ગિરિ.
અગણીત ગુણ પ્રભુ જાય ન ગણીયા, શેવા અતિ સુખદાઇ;
જેઠા કહે પ્રભુ તુજ ગુણ ગણતાં,જન્મ મરણ કદી નાંહી––ગિરિ.

---

ઉપર પ્રમાણે ભજનની ધુન થવા માંડી. કુમતી વિષધરના કરંડીઆમાંથી સાલીંગરામની મુર્તી કાઢી ત્યારથી જ અચંબો પામી વીચારમાં પડી હતી. તેને દુર્મદસીંહે કહ્યું કુમતી શું કર્યું ? કુમતી કહે શું કર્યું શું ? તમે તે કરંડીઆમાં વિષધર પુર્યો છે, કે મોટો પહાણો ? દુર્મદસીંહ કહે કેમ ? કુમતી કહે કેમ શું ? મારી સમક્ષ તેણે કરંડીઆમાંથી મોટો પહાણો કાઢી તેનું પુજન કરી કરંડીઆમાં મુકયો. દુર્મદસીંહ કહે તું જુઠી છું. મેં મારી જાતે વિષધર પુર્યો છે, ને તું કહે છે કે પહાણો છે, તે હું કેવી રીતે કબુલ કરૂં?

કુમતીને આથી ક્રોધ ચઢયો. અને કરંડીઓ લાવી તેણે દુર્મદસીંહની સમક્ષ ઉઘાડયો. ને પહાણો કાઢવા હાથ ઘાલ્યો. હાથ ઘાલતાંની સાથે વિષધર ઉછળીને બહાર ની-

કળી કુમતીને ડસ્યો. વિષધરના ડસવાથી કુમતી સંજ્ઞાવિનાની એટલે મડુ થઇને પડી.

આ બનાવ જોઇ દુર્મદસીંહ બ્હીકનો માર્યો નાશી ગયો, અને રાણા પસે જઇ તેણે સઘળી બાના વિદિત કરી. રાણાએ કહ્યું હવે કેમ કરવું? દુર્મદસીંહે કહ્યું કેમ કરવું શું! તમારો એકે યુક્તિને તેના પોતાના જાદુના જોરથી ફાવવા દેનાર નથી. માટે તેને તો હવે દેશપાર કરવી. રાણો કહે હું તો ત્યાં આવનાર નથી. તું તારી મેળે જઇને તેને કહી દેજે. દુર્મદસીંહ કહે મહારાણા! ગભરાઓછો શા માટે! હું તમારી ભેળેજ આવીશ રાણે કહ્યું ક્યારે જઇશું દુર્મદસિંહે કહ્યું મહારાજ! હવે તો સાંજનો વખત થયો છે, માટે કાલ સવારમાં જઈ તેને દેશ પાર જવાની આજ્ઞા આપવી. રાણાએ તેમ કરવા કબુલ કર્યું. રાણાએ કબુલ કર્યું તેથી દુર્મદસીંહ ખુશી થયો.

વ્હાલા વાંચકવૃંદ! કુમતિ કે જે વિષધર ડસવાથી સંજ્ઞા વિનાની થઇને પડી છે, તેની તરફ નજર ફેરવીએ કુમતીને સંજ્ઞા વગરની પડેલી જોઇ મીરાંબાઇ તેની પસે ગયાં. અને તેને કૃષ્ણચરણામૃતનું પાણી છાંટયું. કૃષ્ણચરણામૃતના પ્રતાપથી કુમતી- વિષધર ડસવાથી જે વિષ વ્યાપ્યું હતું, તે દુર થયું, અને આળસ મરડી બેઠી થઇ. પછી થોડી વારે તેને ભાન આવ્યું.

ભાન આવતાં તે ઉભી થઇ. ત્યાં તેને વિષધર ડસ્યાનું ભાન આવ્યું અને વિચારમાં પડી. તેને વિચારમાં પડેલી જોઇ સુમતીએ કહ્યું, પાપણી! શું વિચાર કરછ? વિષધર ડસ્યાનું ભાન છે? કુમતી કહે હા. પણ વારૂ મને કોણે બચાવી? કુમતી કહે કોણે બચાવી! જરા વીચાર

કાર્ય પાપિણી ! તેં દુર્મદમોહના સામેલ રહી મારવા અનેક ઉપાયો કર્યા, પણ કરચ અને જો. તે કહેવતનો વિચાર કર. સતીને મારવા સાલીગરામનું જુઠ્ઠું નામ દઇ વિષધર મોકલ્યો, પણ પાપણી તેજ વિષધરનો ભોગ તું બની. ભગવાનની લીલાથી તેમણે **સાલીગરામ** રૂપે પુજન કર્યું, પણ પાપણી તારી પાપવૃતીએજ તને ઘેરી, અને તેમાં તુંજ સપડાણી. પાપણી વિચાર કર્ય ને હજુ પણ પાપને દુર કર્ય, તૃષ્ણાને તજ.

તૃષ્ણારૂપી મેઘ છે, તેમાંથી દુઃખ રૂપી છાંટા–બુંદ વરસે છે. તૃષ્ણારૂપી કાળી નાગણ છે. તેનો સ્પર્શ સુંવાળો લાગે છે; પણ ઝેરથી પરિપુર્ણ છે. તેના કરડવાથી મનુષ્યજન અને જાનવર મરણને શરણ થાય છે. તૃષ્ણારૂપી વાદળું છે; તે આત્મારૂપી સુર્યની આગળ પડદો કરી દે છે. જ્યારે જ્ઞાનરૂપી પવનની ઝપટ વાગે છે, ત્યારેજ તે વાદળાનો નાશ થાય છે, અને આત્મપદનું સાક્ષાત સ્વરૂપ જણાય છે. અગ્નીના સ્પર્શથી, તલવારના ઝટકાથી, ઇંદ્રના કઠોર વજ્ર પ્રહારથી જે દુખ થાય છે, તેથી અધિક દુઃખ તૃષ્ણાથી થાય છે. તૃષ્ણાના પ્રહારથી જે ઘાયલ થાય છે તે મહા દુઃખ પામે છે. તૃષ્ણારૂપી દીવો બળ્યા કરે છે, તેમાં સંતોષાદિ ગુણોરૂપી પતંગીઆં બળી મરે છે.

જેમ પાણીમાં મગરમચ્છ–માંછલાં રહે છે. તે પાણીમાંની રેતીને કે કાંકરીને માંસ ગ્રંથીના ભરોસે મુખમાં ગ્રહણ કરે છે પરંતુ તેનાથી તેની કશી પણ કાર્યસીદ્ધિ અર્થાત્ ભુખ ભાગતી નથી; તેમ તૃષ્ણા પણ જે કાંઇ પદાર્થ જુવે છે તેની તરફ ઉડી પડે છે, અર્થાત કોઇ રીતે તેને તૃપ્તા તો થતીજ નથી. જ્યારે એવી અતૃપ્ત તૃષ્ણા

છે, ત્યારે તેને શા માટે રાખવી જોઇએ ?

જો ! જો ! લગાર આંખ ઉઘાડ ! આટલા આટલા પ્રયાસો કર્યા, પણ એકે પ્રયાસમાં ફાવી? જેને પ્રભુની મ્હેર તેને સદાયે લીલાલ્હેર. જેને પ્રભુની સાહ્ય, તેને પામરથી શું થાય ! જો સાંભળ, પ્રભુના પ્રેમની બલિહારી છે. તેના ઉપર પ્રેમ હોય, તો તેતો પ્રેમનાજ ભુખ્યો છે.

### ભજન.

પ્રેમને વશ છે **મોરારી**, જો સાંભળ પ્રેમને વશ છે **મોરારી**;
તેમાં ન ફેર લગારી, જો સાંભળ પ્રેમને વશ છે **મોરારી**,
**કરમાબાઇનો** ખીચડો આરોગ્યો, **વિદુરની** ખાધી ભાજી;
**જુઠાં બોરશબરીનાં** ખાધાં,મુકયાછપ્પનભોગ,,વિસારી–જો સાં૦
**વિદુરજીને** ઘેર પ્રભુ પધાર્યા, ત્યાં ન્હાતાં હતાં ભકતનારી,
પ્રેમને વશ દોડયાં નગ્ન સ્વરૂપે,વસ્ત્રને દીધાં વિસારી–જોસાં૦
ખાવા માગ્યું ત્યાં કેળાં લાવ્યાંને, કહ્યું બેસો દઉ સુધારી;
પ્રેમમાં ભુલીને છોતરાં આપ્યાં,ગર્ભને મુકયો વિસારી–જોસાં૦
પ્રેમ લક્ષણા ભક્તિ છે ન્યારી, નીંદે સર્વ સંસારી;
જેઠો કહે તેને નીંદે જે પામર, પામે પસ્તાવો ભારી–જો સાં૦

---

ઉપરનું ભજન સાંભળી કુમતીનું હૃદય પીંગળ્યું, અને એકદમ મીરાંબાઇના ચરણમાં પડી, પોતે કરેલ કર્મોની માફી માગી. હે પવિત્ર સતીમાતા ! મેં પાપણીએ તમને સંતાવામાં બાકી રાખી નથી. પાપીઓ સાથે મળી તમને મારવા અનેક ઉપાયો કર્યા, જગતવંદનીય જગતજનુનીને વિષનો પ્યાલો આપી પાપનો બોજો માથે ઉઠાવ્યો. પાપીઓની સંગતથી વિષધરનો કરંડીઓ સાળીગરામનું જુઠું નામ દેઈ હે પવિત્ર માતુ ! તમને મારી નાંખવાના હેતુથી

આપ્યો. ત્યાં ભગવાન **શ્રી ગિરિધરલાલજીની** કૃપાથી પ્રત્યક્ષ પરચો બતાવ્યો, અને તેજ વિષધરથી આ પાપી કાયાનો અંત આવ્યો. ધન્ય છે મીરાંબાઇ તમારી નિર્વિકાર વૃતિને ! આટલું આટલું કરવા છતાં મનપર કાંઈ નહી આણતાં, આ પાપી આત્માને બચાવ્યો ! છેવટમાં પાપણીનો કર સાહ્યો, અને સુમતીએ સદ્બોધ સુણાવ્યો.

મીરાંબાઇ કહે કુમતી ! આટલેથીજ સુધરીશ, તો ઘણું છે. હજુ કાંઇ વહી ગયું નથી. જેમ ખોએલી આબરૂ મેળવી શકાય છે, તેમ પ્રભુની ખોએલી કૃપા પણ મેળવી શકાય છે. કુમતી કહે માતાજી ! હવે આ કુમતી નથી. હવે તો કુમતી મટી સતસંગતથી સુધરી ગયેલ સુમતી સમજજો. કુમતી એ નામનો ભાવ આ આપી કાયાએ ભજાવ્યો. આ પાપાત્માને પ્રભુ ચરણથી લજાવ્યો. ઘણી થઈ માતાજી ! ઘણી થઇ ! હદ આવી રહી. સુમતી કહે ધન્ય છે કુમતી ! આટલેથી તું સુધરી તેથી સર્વે સારાં વાનાં થશે. કુમતી કહે કીધેલ કર્મોની માફી મળશે ? સુમતી કહે હા. હવેથી બીજી મનેચ્છા તજીનેજ હરી ચરણમાં ચિત્ત લગાડ, જેથી સેજે ભવ સાગર તરીશ, અને શીવપદ સુખને વરીશ.

કુમતીને પુરણ બોધ લાગ્યો, અને ભજનમાં ભળી સાધુ મંડળે ભજન ગાવું શરૂ કર્યું.

## ભજન.

જીવડા શીદને ચિંતા કરે, હરીને કરવું હોય તે કરે.
શીદને અંતર ઉદ્વેગ ધરે, કહે તેથી શું કારજ સરે;
પ્રભુએ ધાર્યો જે મનસુબો, હર બ્રહ્માથી ન ફરે—હરીને.
દોરી સર્વની ધણીના હાથે, ભરાવ્યું ડગલું ભરે;

જેવો જંત્ર વગાડે જંત્રી, તેવો સુર નીસરે—હરીને.
જેવું જેટલું જે જેમ કાળે, તે તેને કર ઠરે;
એમાં ફેર પડે નહી જરીએ, શીદ કુટાઈ જીવ મરે-હરી.
તારૂ ધાર્યું થાય એટલું, હરી ઈચ્છા અનુસરે;
સદા કાળ એ રીત નીભે નહી, હુંપદ મન શીદ ધરે-હરી.
થાવાનું અણચિંતવ્યું થાશે, ઉપનીષદ એચરે;
રાખ ભરૂસો રાધાવરનો, નહી પસ્તાવું પડે-હરી.

---

દિલ્લી શહેરમાં મીરાંની ભક્તાઇની વાત બાદશાહને કાને ગઇ, કે મેવાડમાં મીરાંબાઇ જેવા પરમ ભક્ત કોઇજ નથી. જેને સાક્ષાત પ્રભુની સાહ્ય છે. અકબર બાદશાહએ આ વાત સાંભળી તેને જોવાની ચટપટી થઈ. તથા પોતાના કવી તાનસેનને લઇ છુપા વેશથી મેવાડ તરફ ગયા.

મેવાડમાં ચિતોડ પાસે આવ્યા, ત્યારે તેમણે સંત મહાત્માનો પોશાક પહેર્યો. બનાવટી દાઢી મુછો વિગેરે બનાવી ભુતનો મ્હેલ જ્યાં મીરાંબાઇનું મંદીર છે ત્યાં આવ્યાં.

છેટથી મીરાંબાઇનું મંદીર જોઈ બાદશાહ તો દીંગ બની ગયો, અને વિચાર કર્યો કે આતે શું ! આ મંદીર છે કે રંગ મ્હેલ ? આવો રંગ મ્હેલ મારી ઉમ્મરભરમાં આજેજ જોયો.

તાનસેન કહે મહારાજ ! અંદર જાકે દેખો પીર બાત. તાનસેનની વાત સાંભળી બાદશાહે પોતાના મનની આશ્ચર્યતા દુર કરી મીરાંબાઇના મંદીરમાં ગયા.

મીરાંબાઇના મંદીરમાં પ્રવેશ કર્યો ત્યાં સંતોએ એક ભજન ઉપાડ્યું.

## ભજન.

સુખ છે તમારા શરણુમાં, હો શામળીઆજી.
એ મારા વ્હાલાએ કહ્યું કરણુનાં હો શામળીઆજી.
જપ તપ તીરથ ચારે પદારથ; (૨)
એ મારા વ્હાલાજીના ચરણુમાં હો શામળીઆજી—સુખ.
પ્રેમે કરીને વ્હાલો મંદીર પધાર્યા પોતે (૨)
જોયું નહી જાત કુળ વરણમાં હો શામળીઆજી—સુખ
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા (૨)
ગણ્યા ન જાય લોક તરણુમાં હો શામળીઆજી—સુખ છે.

---

ભજન પુરૂ થયું ત્યાં મીરાંબાઈ સંતોનો વેશધારી બાદશાહ અકબર તથા તાનસેનના ચરણુમાં પડયાં. મીરાંની સંતો પ્રત્યે આવી પ્રેમ નીષ્ટા જોઇ બાદશાહે તેને આશીશ આપી ઉઠાડી. મીરાંએ કહ્યું મહાત્મા! આજે આપે પધારી મને આભારી કરી આ મંદીર પાવન કર્યું.

વેશધારી સંતોએ કહ્યું મીરાંબાઇ! હમ તુમારી ખ્યાતી સુનકે આયે હે. ઓર સુના હે કે આપ બ્હોત જ્ઞાનવંત સિદ્ધ હો. તો હમકુ કુચ જ્ઞાન સુનાઓ. બોધ ગ્રહન કરનેકે લીયે હમ તુમારી પાસ આયે હે.

મીરાંબાઈએ કહ્યું મહાત્માઓ! હાલનો રાત ઘણી ગઇ, માટે હાલતો તમો સામેના ઓરડામાં શયન કરો. સવારમાં શેવાથી પરવારી તમારી મનેચ્છા પરિપુર્ણ થશે. તેમને સુવા માટે એક ઓરડાનાં મોકલ્યા.

મીરાંબાઈએ ઇશ્વર સ્તુતિ કરવા માંડી, કે હે પ્રાણ પ્રભુ! આ દીલ્હીના બાદશાહ અકબર તથા તાનસેન મારી પરિક્ષા કરવા આવ્યા છે, માટે તારા બ્હાનાની પત રા-

ખવી તારા હાથમાં છે. એ પ્રમાણે કહી મીરાંબાઇએ ગિરિધરલાલજીની સ્તુતી કરવા માંડી.

**ભજન.**

( વ્હારેધા વીઠલા વ્હેલો ) એ રાહ.

વ્હારે આવજો ગિરધારી ખરીપત રાખજો ત્હારીરે,
એહી સત્યે મ્હાનું ધારી.—
મ્હાનાની પત રાખવી ત્હારે, રાખ્ય તું ગિરિધર નાથ,
પત જશે તો હાંશી થશે તુજ, આબરૂ તહારે હાથ,
વધુ શું કહું વિસ્તારી—ખરીપત.
વૈભવ આવા જોઈ શંકાણો, પોતે મનથી રાય;
પ્રગટ પરચો બતાવ્ય આપે, શંકા દુર પળાય,
ત્વકારને નાંખ્ય નિવારી—ખરીપત.
પ્રલ્હાદ સ્થંભે જઇને વશીયા, શીતળ કીધો ત્યાંય;
તેવી રીતેથી શંકા નિવારો, દીલ્હીશ્વરની આંહ્ય,
તજી ગર્વ શેવે લાચારી—ખરીપત.

---

બાદશાહ તાનસેનસહ સુવાના ઓરડામાં ગયો, અને ત્યાંનો વૈભવ જોઇ બાદશાહ તો લીનજ બની ગયો. ત્યાંનો ઠાઠ અને વૈભવ જોઇ બાદશાહે વિચાર્યું કે આવા વૈભવ માણે છે, તો તે સાધવી શેની ? સાધુ પુરૂષો હમેશાં ભોગથી વિરક્ત હોય છે, એટલે કે તે સુખ ભોગનો તો પ્રથમથીજ ત્યાગ કરે છે. સુખ ભોગ ત્યાગ્યા શિવાય સાધુતા રહેતીજ નથી.

તાનસેને કહ્યું બાદશાહ સલામત ! તુમેરા કહેના સચ હે. ઐસા વૈભવ મેનેભી આજેજ દેખા હય. પન જીસકુ જૈસા ચાહીએ ઐસા માલીક દીયા જાતા હય. આપ જૈસા સોનેવાલેકુ માલીકને ઘાંહાંભી પલંગ ભેજ દીયા. વોહ ખુદા તાલાકી ગત ન્યારી હે.

અકબરશાહે કહ્યું વોતો સચ, લેકીન અપના દીલકા અંદેશા કીસ તરેહસે દુર હોયગા, વો બાત કુચ ખ્યાલમે નહી આતી હે (બાજુમાં જોઈ) પન વો કયા હે વોતો બડા બીપધર હે ચાલો, ભાગો, નહીતર કાટ ખાયગા.(બન્ને જણા મીરાંબાઇ પાસે આવ્યા,) કહ્યું મૈયા હમકુ તો ઇધર નહી સોના.

મીરાંબાઇએ કહ્યું મહાત્મા! ઉમદામાં ઉમદા પલંગ ઢાળેલા છે. મુખમલની તળાઇઓ બીછાવેલી છે, સુવાસીત અત્તરો છાંટેલાં છે, છતાં નાપસન કેમ કરો છો?

બાદશાહે કહ્યું વો સબ જાવે જાહાનમમે. વ્હાં એસા બડા બીપધર હે, કે એક ફુંકસે દમ નીકાલ દેવે, તો ફીર વ્હાં સોયા કીસી તરેંહસે જાય!

મીરાંએ કહ્યું મહાત્માઓ! બોધ મળ્યો. અકબરશાહ કહે કેસો! મીરાં કહે જે છત્ર પલંગ અને સુખ વૈભવ તમે એક વિષધરની બ્હીકથી ભોગવી શકયા નહી, તેમ કાળરૂપી વિષધરની બ્હીકથી આ દેહ તેમાંનું કશું પણ ભોગવી શકતી નથી.

હે અકબર બાદશાહ! હે તાનસેનજી! સંસાર સાગરમાં દેહરૂપ લતા ફીણુવત્ ક્ષણુભંગુર છે; તેને પામી અભિમાન કરે છે તે મહા મુર્ખ છે. જેમ બીલાડી ઉંદરને પકડવા માટે ફરે છે, તેમજ આયુષ્ય પણુ જીવને નર્કમાં નાંખવા માટે ફરેછે.જેમ અંજળીમાં પાણી ઠરી શકતુ નથી, ને ચંચળપણે પલાયણુ કરી જાય છે, તેમ આયુષ્ય પણુ ચંચળ છે, તે એક સ્થળે સ્થીર નહી રહેતાં ચાલ્યું જાય છે; તેથી તે ક્ષણુભંગુર આયુષ્ય અને શરીરને પામી જે ભોગની વાંચ્છના કરે છે તે મુર્ખાધિરાજ છે. કેમકે મૃત્યુના મુખમાં હોવા છતાં પણુ જીવવાની આશા કરે છે. કારણુ. એક પછી એક ચરાચર પ્રાણીનો કાળ કોળીઓ કરી જનારજ છે, છતાં મોટા મોટા ખોટા મનસુબા આદરી વેર વિરોધ કરતો મનમાં મદ સહીત મકલાય છે.

જેમ સાપના મ્હોમાં ફસાએલું દેડકું મચ્છરને ખાવાની ઇચ્છા કરે છે, તેમ પ્રાણી માત્ર પણ કાળના કેદી બન્યા છતાં, મુછ ઉપર તાર દેતા ભોગની ઇચ્છા કરે છે. જેથી તેઓ મુર્ખ શીરોમણીજ છે, એતો નીસંશયજ છે.

મીરાંબાઇએ કહ્યું હે દીલ્લીશ્વર બાદશાહ ! આ સંસારની માયા ઘણી સુંદર દેખાય છે, પરંતુ આખરબાજીગરની બાજી પ્રમાણે 'દો ઘડીકા દેખના ઔર અંત ધુલકી ધુલ' તેમ જોતજોતામાં વૃક્ષ ( ઝાડ ) ની અંદર સળો કીંવા ઉધેઇ લાગે છે ને ઝાડને અંદરથી ખાઇ ખોખુ કરી મુકે છે, પણ ઉપરથી ઠીક જણાય છે, તેમ મનુષ્યો ઉપરથી ઘણાં સારાં શોભીતાં નજરે પડે છે, પરંતુ તેમના શરીરની માંહીલી બાજુએથી તૃષ્ણા રૂપી ઉધેઇએ કાળજી કોરી ખાધેલ છે, તેવા શરીરને જે સત્ય અને સુખરૂપ સમજી એટલે જાણી તેનો સુખના નીમીતે આશ્રય લે છે, તે કદાપી કાળે સુખી થતોજ નથી. જેમ નદીના પુરમાં તણાતો મનુષ્ય સર્પને પકડીને પાર ઉતરવા ચાહે, તે પાર ઉતરી શકતોજ નથી, પણ ઉલટો પોતાની મુર્ખાઇ વડે મરે છે. તેમજ સંસારના પદાર્થોને સુખરૂપ સમજી તેનો આશ્રય કરે છે, તે સુખ પામતોજ નથી, પણ ઉલટો સંસાર સમુદ્રમાં ડુબે છે. એટલાજ માટે મેં આ જગતને અસત્યરૂપ જાણી વાસના રહીત થવાની ઇચ્છા કરી છે.

મીરાંબાઇના આ બોધથી અકબર બાદશાહનું હૃદય પીંગળ્યું, અને કહ્યું મીરાંબાઇ ! તેં મને ગુરૂસમાન બોધ આપ્યો છે. વેશ પલટાવીને આવ્યા હતા છતાં, તારા ભક્તિના બળે તું અમને ઓળખવા પામીછું . તેને માટે હું તને મારા તનમનથી ધન્યવાદ આપુછું.

મીરાંબાઇ કહે હે દીલ્હીશ્વર ! હું તો એક પામર પ્રાણી છું. મારા પ્રભુના ગુણ ગાઉંછું. અકબરશાહ કહે મીરાંબાઇ! મારા મનમાં એક સંદેહ રહ્યો છે, તે દુર કરો; મારા સાંભળવા પ્રમાણે સંત શીવાય બીજાને તમે નમતાં નથી, તેથી તમે ઓળખવા છતાં મને નમી તમારી નેમ ચુકી ગયાં કે કેમ તેનો ખુલાસો કરો.

મીરાં કહે દીલ્હીશ્વર ! તમે એમ સમજતા નહી, કે મીરાં તમને નમી છે, તેથી પોતાની નેમ ચુકી છે. પ્રભુ પ્રતાપથી અડગ નેમી પોતાની ટેક જીવ જતાં સુધી મુકેજ નહિ, તે ખાત્રીપુર્વક સત્ય સમજવું. હું તમને ઓળખવા છતાં નમી છું તે તમને નહી, પણ આ તમારા સંતના સ્વાંગને.

બાદશાહ આથી ચકીત થયો, અને મીરાંને કહ્યું.

દેશ વિદેશ જોયાં ઘણાં, જોયાં ભક્ત અનેક;
માયાવી સહુ પ્રાણીઓ, સાચી ભક્ત તું એક.

મીરાં કહે બાદશાહ ! મારા કરતાં પણ બીજા ઘણા ભક્તો થયાં, તેના તુલ્ય ભક્તિ મારી નથી; ધ્રુવજી કે જેણે બાળપણામાં ઉગ્ર તપ કરી અવિચળ પદવી મેળવી. પ્રલ્હાદ જેણે બાળપણામાં સાચા રટણથી તેના પીતા હીરણ્યકસીપુએ લોઢાના સ્થંભે બઝાડયો, તે સ્થંભ શીતળ બનાવી મારા વ્હાલાએ તેમાં વાસ પુર્યો, અને હીરણ્ય કસીપુને નૃસીંગ અવતાર ધારણ કરી હણ્યો. સુધનવાની સાચી ભક્તિથી તેના પીતાએ પાપી પ્રધાનોની ચઢવણીથી તેલની તાતી કઢામાં નાંખ્યો. તે તેલ મારા વ્હાલાએ શીતળ કર્યું, એવા એવા અનેક ભકતો થયા તેની તુલ્યતો શું, પણ પાશંગમાં પણ આવું તેમ નથી.

અકબરશાહ કહે મ્હોટા પુરૂષો પોતાનાં વખાણ પોતાને મ્હોઢે સાંભળતાંજ નથી, પણ મીરાં ! તારા આજના બોધથી મારૂ મન શીતળ બન્યું છે. આજ તેં એક ગુરૂની ગરજ સારી છે. ધન્ય છે તને અને તારી ભક્તિને! હવે હમો રજા લઇએ છીએ.

મીરાંબાઇએ કહ્યું અકબરશાહ ! જે બોધ શ્રવણ કર્યો તેનું મનન કરી તેજ સાચા ધણીમાં ચિત પરોવજો. જેથી આ લોકમાં અને પરલોકમાં બંન્ને જગોએ કલ્યાણ થશે.

અકબરશાહે કહ્યું હે સતી સાધવી ! તમને તનમનથી પ્રણામ કરીએ છીએ. પ્રણામ કરી બંન્ને જણ દીલ્હી તરફ ગયા. મીરાંબાઇ પ્રભુ સ્મરણ કરવામાં પડયાં.

## પ્રકરણ ૧૮ મું.



બીજે દીવશ સવારમાં ઉઠી સ્નાન આદિ કર્મથી પરવારી **ગિરિધરલાલજીની** શેવામાં હતાં, ત્યાં મહાત્મા **તુળસીદાસ** મીરાંબાઇના દર્શનાર્થે પધાર્યા. **તુળશીદાસજીને** જોઇ મીરાં**તુળસીદાસજીના** ચરણમાં પડી. **તુળશીદાસ** પણ મીરાંના ચરણમાં પડયા, અને **જય શ્રી કૃષ્ણ** મીરાંબાઇએ **તુળશીદાસને** કહ્યા. જય રઘુવીર એવા શબ્દો **તુળશીદાસે** મીરાંને કહ્યા.

મીરાંબાઇએ કહ્યું આજ મારાં અહો ભાગ્ય કે આપ મહંતની પધરામણી મુજ રંકને ઘેર થઇ! તમારા પધારવાથી આ મંદીર પાવન થયું છે. એમ કહી આસન આપી તેમને બેસાડયા, અને કહ્યું મહાત્મા! તમારા પરમ સાધુની પધરામણીથી મને અતિશય હર્ષ થયો છે. તમારા સમાગમથી મને અધિક જ્ઞાન પ્રાપ્ત થશે.

**તુળશીદાસે** કહ્યું મીરાંબાઈ! તમારી ભક્તિની બલીહારી છે. તમો ભગવાન કે જે નોધારાના આધાર, દિનનો બેલી, ભક્ત વત્સલ છે, તેમને તમે પોતાના કરી લીધા છે તો તમારી ભક્તિની અવધી!

મીરાંબાઇએ કહ્યું મારા એકલીના શેના? સકળ જગતના છે. સકળ મનુષ્યોના છે. સર્વે સ્થળે મારા વ્હાલાનો વાસ છે, તો પછી મારી એકલીના શાના?

**તુળશીદાસે** કહ્યું મીરાંબાઇ! તમારૂં કહેવું સત્ય છે, પણ તે આ કળીકાળમાં કોણ સમજે છે? જે એવું સમજી તેને તનમનથી સ્મરે છે, તે સહેજમાં ભવસાગર તરે છે; ને મુંઢ મતીનાઓ કાળના પાસમાં સપડાઇ હાય હાય કરતા મરે છે.

મીરાંબાઇ **કહે** મહાત્મા ! તમારૂ કહેવું સત્ય છે, પરંતુ મારા નાથ **ગિરિધરલાલજી** પરમ દયાળુ છે. પામર જીવોની કરણી સામું જોતાં નથી. જો મનુષ્યની કરણી સામું જૂવે, તો પામર જીવોની શી દશા થાય, તે કહી શકાતુંજ નથી.

**તુળશીદાસ** કહે મીરાં ! **રામજી**ની એવીજ લીલા છે. દુખીઆનો તે સાથી છે. અંતનો તે રામ છે,એવો દયાળુ મારો **રામ** છે

મીરાંબાઇ કહે મહાત્મા ! મારા **ગિરિધરલાલજીને** તમારા **રામ** તે કાંઈ જુદા નથી, તે તો **અખંડાનંદ ધનશામ** એકજ સ્વરૂપ છે.

**તુળશીદાસ** કહે જ્યારે એવું સમજોછો, ત્યારે મારા **રામ**નું રટણ કેમ કરતાં નથી? **ગિરિધરલાલજી**નુ રટણ કેમ કરો છો ?

મીરાંબાઇ કહે રામનું અને મારા **ગિરિધરલાલજીનું** રટણ કાંઇ જુદુ નથી. તમને **રામ** રૂપે પ્રિય છે, તો તમે **રામ** રૂપે ભજો છો. મને **ગિરિધર** રૂપે પ્રિય છે, તેથી હું **ગિરિધર** રૂપે ભજુ છું. તો કહો તમે કેમ **ગિરિધર** રૂપે ભજતા નથી ?

**તુળશીદાસ** કહે મારો રામ કે જેમણે એક પત્નીવ્રત ધારણ કર્યું હતું, જેમની વૈરાગ્ય વૃતી હતી, જે લક્ષ્મીને તેમણે તન મનથી ધિક્કારી હતી, તે સ્વરૂપ મુકી સોળ સહસ્ત્ર એકસોને આઠ ગોપીકાઓ સાથે ક્રિડા કરનાર, શૃંગારિક વૃતી ધારણ કરનાર, અને જે લક્ષ્મીને મારા રામજીએ ધિક્કારી હતી તેને ચાહનાર એ સ્વરૂપને કેવી રીતે ભજુ !

મંત્રીભાઇએ કહ્યું મહાત્મા ! રામચંદ્રજીએ જે લક્ષ્મી મારા પ્રાણ પ્રભુને અતિ પ્રિય છે તેને શા માટે ધિક્કારી હતી તે કહેશો !

તુળશીદાસે કહ્યું ઘણી ખુશીથી. મારા રામજીના ગુણ ગાવા મને અતિ પ્રિય છે. મારા રામચંદ્રજીએ લક્ષ્મીને ધિક્કારવાનું કારણ એ છે, કે લક્ષ્મી તે મહા અનર્થ, ખોટાં કર્મોને કરાવનારી છે. કેમકે, લક્ષ્મી તેજ હળા હળ વિષ છે. વિષના પાસમાં સપડાતાં નિંદ્રા, તંદ્રા, પ્રલાપ, ઉન્માદ અને મૃત્યુની મુલાકાત કરાવે છે; પરંતુ લક્ષ્મી રૂપી વિષ નજરે પડતાંજ કીંવા સ્પર્શ કરવાથીજ આંખ ખુલ્લી છતાં ઉંઘ, ઉંન્માદ, તંદ્રા, પ્રલાપ અને મૃત્યુની મુલાકાત કરાવે છે, એ વિશેશ આશ્ચર્યજનક છે. ઝેર હળાહળ સારૂ, કે તે પ્રાણ લઇને તુરત છુટકો કરે છે; પરંતુ લક્ષ્મી રૂપી વિષ તુરત પ્રાણ લેતી નથી; તે તો અનેક અનર્થ કરાવી, રીબાવી રઝળાવી, પ્રાણ લઇ રૌ રૌ નર્કનાં દુઃખ આપે છે. પામર જીવો એવી અનર્થકારિણી લક્ષ્મી પ્રાપ્ત ન થાય ત્યાંસુધી તેને પેદા કરવાના પ્રયત્નો કરે છે; અનર્થ કર્યા શિવાય લક્ષ્મી પ્રાપ્ત થતીજ નથી. પ્રાપ્ત લક્ષ્મી થએથી પણ અનર્થજ કરાવે છે, એટલે લક્ષ્મીના મદે કરી આત્મામાં રહેલ શીળતા, સંતોષ, ધર્મ, ઉદારતા, નમ્રતા, વૈરાગ્ય, વિચાર, વિવેક અને દયાદી સર્વે સદ્ગુણોનો નાશ કરે છે, અને એ સર્વે સદ્ગુણોનો નાશ થયો, તો પછી તેમાં સુખ ક્યાંથીજ હોય ! કેવી મહા આપદા વિપત્તિ પ્રાપ્ત છે ! માટે મહા દુઃખનું કારણરૂપ જાણી તે લક્ષ્મીનો મારા રામે ત્યાગ કર્યો છે.

જ્યારે જીવને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે, ત્યારે તેથી મ્હોટા સુખો ભોગવાય છે, અને જ્યારે તેની અછત થાય

છે, ત્યારે તૃષ્ણારૂપી અગ્નિવડે બળે છે. અર્થાત હાય વાય કરતો જ્યાં ત્યાં માથા મારતો જીવ રખડ્યા કરે છે અને પારકાની સંપત્તિ જોઇ બળી મરે છે, મનુષ્ય માત્રમાં ઉત્તમ ગુણો ક્યાંસુધી રહે છે, કે જ્યાંસુધી તૃષ્ણાનો સ્પર્શ નથી થયો ત્યાંસુધી. જ્યારે તૃષ્ણા ઉત્પન્ન થાય છે. ત્યારે ઉત્તમ ગુણોનો સંહાર થઇ જાય છે. દુધનો સ્પર્શ જ્યાંસુધી સર્પે કર્યો નથી, ત્યાંસુધી તે ઉત્તમ દુધ છે; પરંતુ જ્યારે તે દુધને સર્પનો સ્પર્શ થાય છે, ત્યારે તે દુધ કેવળ વિષરૂપ થઈ જાય છે; તેમ ઉત્તમ ગુણો રૂપી દુધ મીઠું ક્યાં સુધી રહે છે, કે તૃષ્ણા રૂપી નાગણે સ્પર્શ કર્યો નથી ત્યાંસુધીજ.

હે મીરાંબાઈ! મારા રામજીએ કહ્યું છે કે લક્ષ્મી દેખાવા માત્રજ સુંદર છે, પરંતુ સ્પર્શ કરવાથી અનેક ઉપાધીઓને જન્મ આપે છે. અર્થાત પ્રાપ્ત થતાં વેંતજ સર્વે સદગુણોનો નાશ કરે છે. જે આત્માનંદને પ્રાપ્ત કરનારો ભક્તિ માર્ગ છે, તેનો નાશ કરનારી લક્ષ્મી છે. માટે તે લક્ષ્મી શ્રય કરવાથી આત્મા મહા અંધ બની જાયછે.

હે મીરાંબાઇ! લક્ષ્મી દેખાવા માત્ર તો સુંદીર સોહામણી છે, પરંતુ કેવળ દુઃખનુંજ કારણ છે. જેમ તલવારની ધાર જોવાથી સુંદીર જણાય છે, પરંતુ સ્પર્શ કરવાથી અંગને છેદન કરી નાખે છે. તેમ લક્ષ્મી પણ તેવાજ છે. અને વિચારરૂપી મેઘનો નાશ કરવાવાળી વાયુ સમાન છે. લક્ષ્મીને આ પ્રમાણે દુઃખદાયક સમજી મારા રામે તેનો ત્યાગ કર્યો છે. કેમકે, લક્ષ્મી છળ કપટનો ભંડારછે. માટે તેને છળ રૂપ સમજીનેજ તજી છે. અને તેજ લક્ષ્મીને પ્રિય સમજી તમારા ગિરિધરલાલજીએ પટરાણી કરી સ્થાપી છે.

એવી દેખીતી અનિતિ પ્રાપ્ત કરનારી લક્ષ્મીને **રામે** તજી છે, તેજ લક્ષ્મીને તમારા **ગિરિધરલાલે** પ્રિય ગણીછે, તો તેવા **રામજીને** મુકી ગિરિધ**રલાલજીને** કેવી રીતે ભજો!

મીરાંબાઇએ કહ્યું મહાત્મા ! તમારૂં સમજવું ફેર છે લક્ષ્મી એ મારા ભગવાનની માયા છે. મારા ભગવાન શ્રી **ગિરિધરલાલજીની** માયા અકળીત છે. તેનો પાર કોઇ પામવાને સમર્થ નથી. તેની અકળ લીલા કળી શકવાને કોઇ પણ શક્તીવાન નથી.

**તુળશીદાસે** કહ્યું શી ? મીરાંબાઈ કહે મહાત્મા **તુળશીદાસજી** ! તમે તો કહોછો કે શ્રી **ગિરધરલાલજી** સોળ હજાર એકસોને આઠ ગોપીકાઓ સાથે ક્રિડા કરે છે,પણ મારા **ગિરિધરલાલજી** તો બાળબ્રહ્મચારી છે. તેમની વૃત્તિ તમે શ્રંગારિક કહો છો, પણ તેમની વૃતિ વૈરાગ્યજ છે;અને લક્ષ્મી એતો મારા પ્રભુની માયા છે.

**તુળશીદાસ** કહેમીરાંબાઇ ! આ તમારૂ બોલવું ગેરવ્યાજબી છે, ચાર વેદ, ખટ શાસ્ત્રે, અરાઢ પુરાણ, તેનું મનન કરો તો સમજાશે કે કૃષ્ણજીને સોળ સહસ્ર એકસોને આઠ રાણીઓ છે, તો પછી બાળબ્રહ્મચારી કેવી રીતે !

મીરાંબાઇ કહે **તુળશીદાસજી** ! ભગવાનની અકળકળા કોઇથી કળાય તેવી નથી. તેની લીલા ન્યારીજ છે, ને સત્ય સમજો, કે તેજ મારો નાથ **ગિરિધરલાલ** બાળ બ્રહ્મચારી છે.

**તુળશીદાસ** કહે મીરાંબાઇ ! તમારૂ આ ભાષણ કેવળ અસત્ય છે. મીરાંબાઇએ કહ્યું મહાત્મા ! તેનું એક દ્રષ્ટાંત છે તે સાંભળો **તુળશીદાસ** કહે મીરાંબાઇ ! તમે ગમે તે

દ્રષ્ટાંત કહો, પણ મારી તો સંપુર્ણ ખાત્રી છે. મીરાંબાઇ કહે પણ મહાત્મા સાંભળોતો ખરા, પછી તમારી જ્ઞાન દ્રષ્ટિમાં તે દ્રષ્ટાંત બેસે તો કબુલ કરજો. તુળશીદાસ કહે સુખેથી તે દ્રષ્ટાંત કહો, હું સાંભળવા તૈયાર છું.

મીરાંબાઇએ કહ્યું મહાત્મા ! જે પ્રમાણે તમો મારા ગિરિધરલાલજીને સોળ હજાર એકસો આઠ ગોપીઓ સાથે રમણ કરનાર કહો છો, તેમ ગોપીજનના મનને પણ સંદેહ થયો, અને થાયજ, તેમાં નવાઇ નહી. કારણ, જે ભગવાનની પોતે સ્ત્રીઓ છે, તો તેઓ ભગવાન બાળબ્રહ્મચારી છે એમ કેમ કબુલ કરે ?

ગોપીઓની આ વૃત્તિ ભગવાને જાણી. કારણ, તે તો ઘટ ઘટ વ્યાપક છે, એટલે તેમનું કાંઈ અજાણ્યું નથી. આવી વૃતી જાણી પોતે વિચાર કર્યો, કે જો આ ભાવ તેમના મનમાં આવશે, તો ભક્તિ વિરક્ત થશે. માટે તેમની અજ્ઞાન ચક્ષુ ઉઘાડવી, અને તેમને જ્ઞાન વૃતીમાં દોરવી.

કારણ, એક માણસ ન્યાયાધિશ હોય તેના છોકરાને ગુન્હો કરવાની ફીકર શેની હોય? કારણ, તે તો જાણેછે, કે વખતે ન્યાયાસન પાસે લઇ જશે, તો ન્યાય કરનાર મારો પીતા છે, એટલે ચીંતા શી છે? પરંતુ તેજ ન્યાયાધિશને પોતાના પુત્રને ગુન્હો કરતાં અટકાવવો તે તેની ફરજ છે; તેવી રીતે ભગવાને જમુના નદીને સામે કાંઠે દુર્વાસા રૂષી તપ કરતા હતા, તેમને વાસ્તે રસોઇના થાળ તૈયાર કરાવરાવ્યા, અને સર્વે પટરાણીઓને દુર્વાસારૂષીને જમાડી આવવા આજ્ઞા કરી.

આજ્ઞા મળતાં સર્વે પટરાણીઓ રસોઇના થાળ લઇ જમના ત્રઠે આવ્યાં. જમુના ત્રઠે આવતાં જમુના મહારા-

ણી ચારે કાંઠે ભરપૂર જોસથી વહેતાં હતાં. તે જોઇ સર્વે પટરાણીઓ શ્રીકૃષ્ણ પાસે આવી કહેવા લાગી, કે મહારાજ ! જમુનાજી ચારે કાંઠે ભરપૂર જોસથી વહે છે, તો અમો સામે કીનારે કેવી રીતે જઇએ ?

કૃષ્ણ ભગવાને કહ્યું જાઓ, જમુના ત્રડે જઈ કહેજો કે હે જમુના મહારાણી ! જો કૃષ્ણજી સદા બાળબ્રહ્મચારી હોય, તો અમને સામે પાર જવા માર્ગ આપો. એટલે તે તમોને જવા માર્ગ આપશે.

કૃષ્ણ મહારાજનું આવું વચન સાંભળી સર્વે રાણીઓ જમુના ત્રડે આવી કહ્યું, કે હે જમુના મહારાણી ! જો અમારા કૃષ્ણજી સદા બાળબ્રહ્મચારી હોય, તો અમને સામે કાંઠે જવા માર્ગ આપો. આટલું કહેતાની સાથેજ જમુનાજીના બે ભાગ થયા, અને માર્ગ આપ્યો. આ જોઇ સર્વે રાણીઓ અષ્ટપટરાણીઓસહ વિસ્મય થઇ, સામેપાર દુર્વાસા રૂષી તપ કરે છે ત્યાં ગયાં. તેમને ધ્યાન મુક્ત થયા પછી ભોજન કરાવી પાછાં વળ્યાં.

પાછા જમુના ત્રડે આવતાં જમુનાજી ચારે કાંઠે ભરપૂર વેગથી વહેતાં જોઇ દુર્વાસા રૂષી પાસે ગયાં, અને કહ્યું મહારાજ ! જમુનાજી ચારે કાંઠે ભરપૂર જોસથી વહે છે, તો હમો સામે પાર કેવી રીતે જઇએ ? દુર્વાસા રૂષીએ કહ્યું હે મહાદેવીઓ ! તમો આવ્યા શી રીતે ? અષ્ટપટરાણીઓ કહે હે રૂષીસ્વર ! કૃષ્ણ ભગવાને આવતાં કહ્યું હતું કે કૃષ્ણ સદા બાળ બ્રહ્મચારી હોય, તો હે ! જમુના મહારાણી અમને સામે પાર જવાનો માર્ગ આપો. એટલે તમને માર્ગ આપશે. એ પ્રમાણે જમુના ત્રડે આવી કહેતાં શ્રી જમુનાજીના બે ભાગ થઇ વચમાં માર્ગ

આપ્યો તેથી અમો અત્રે આવ્યાં હતાં.

દુર્વાસાએ કહ્યું હવે જાઓ, અને જમુના મહારાણીને કહેજો, કે દુર્વાસા રૂષી સદા અપવાસી હોય, તો હે જમુના મહારાણી માર્ગ આપો. એટલે તમોને માર્ગ આપશે. આવું દુર્વાસા રૂષીનું વાક્ય સાંભળી અષ્ટપટરાણીઓસહ સર્વે રાણીઓ જમુનાજી તરફે ગયાં, અને કહ્યુ હે જમુના મહારાણી ! જો દુર્વાસારૂષી સદા અપવાસી હોય, તો અમોને ત્રીજમાં જવા માર્ગ આપો. આવું કહેતાં એકદમ જમુનાજીના બે ભાગ થઇ ગયાં અને માર્ગ આપ્યો. આથી સર્વે રાણીઓ અષ્ટપટરાણીઓસહ આશ્ચર્ય પામી, અને માંહોમાંહી કહેવા લાગી કે આ શું કહેવાય ! હાલ આપણે તેમને આપણા હાથેજ જમાડીને આવ્યાં છીએ, છતાં જમુનાજીએ કહેતાં વાંતજ બે ભાગ થઇ માર્ગ આપ્યો

સર્વે રાણીઓ ઘેર આવી કૃષ્ણ મહારાજને કહ્યું કે હે પ્રાણ પ્રભુ ! તમો બાળ બ્રહ્મચારી ક્યારના ? અને દુર્વાસા રૂષી, કે જેમને અમો જાતે જમાડીને આવ્યાં છીએ, તે દુર્વાસા રૂષીએ અમોને કહ્યું કે જાઓ જમુના મહારાણીને કેહેજો કે દુર્વાસા રૂષી સદા અપવાસી હોય તો હે જમુના મહારાણી માર્ગ આપો, એટલે તમને માર્ગ આપશે. આટલુ કહેતાં જમુનાજીએ બે ભાગ થઇ માર્ગ આપ્યો. તે જોઇ અમો આશ્ચર્ય પામ્યા, તો દુર્વાસા સદાઅપવાસી કેવી રીતે? આ વાતનો અમોને મ્હોટો સંદેહ છે, માટે હે પ્રભો ! હે નાથ ! અમારા ઉપર કૃપા કરી અમોને સંદેહ મુક્ત કરો. એવી અમારી વીણવણી છે.

કૃષ્ણ ભગવાને કહ્યું હુ બાળ બ્રહ્મચારી કેવી રીતે છું. તે તમે સર્વે ધ્યાન લગાડી એક ચીતવડે શ્રવણ કરો.

હે લક્ષ્મી ! હું સર્વેને વિશે સમાન છું. હું જળ સ્થળને વિશે સર્વે અનેઠેકાણે વ્યાપક છું. અર્થાત વાસ કરી રહ્યો છું. હું સદા છું. ત્રણે લોકને વિશે ઉત્પત્તિ, પાલણ અને લય-નો કર્તા તે હુંજ છું. પ્રાણી માત્રને જેવાં કર્મ કરે છે તેવાં તેમને ફળનો દાતા અર્થાત આપનાર તે હુંજ છું. મારા વિના આખા બ્રહ્માંડમાં કાંઈ પણ ઠામ ખાલી નથી. હું નિરંજન છું. હું નિરાકાર છું, છતાં મુર્ખ લોકો મને સાકાર માને છે, હે લક્ષ્મીજી ! મને કંઇ કર્મ પણ કર્તવ્ય નથી છતાં હું કર્મ કરૂંછું, અને અકર્તા રહુંછું; જો કે હું કર્મ ન કરૂ તો માણસનો સમૂહ ઠેકાણા વીનાનો થઇ જાય. માટે જગતના સર્વે પ્રાણી માત્રના હિતાર્થેજ હું કર્મ કરૂં છું. તેથી હું બાળબ્રહ્મચારી કહેવાણો. આ સાંભળી અષ્ટ-પટરાણીઓસહ સર્વે રાણીઓની આસ્થા ચોટી અને એક શંકા નીવારણ થઇ.

કૃષ્ણ ભગવાન કહે હે લક્ષ્મીજી ! હે સતભામાજી ! તમરી સર્વેની શંકા દુર થઇ ? ત્યારે અષ્ટપટરાણીઓ કહે હા મહારાજ. તમારા વિશેની શંકાનું નીવારણ થયું. પણ પેલા દુર્વાસા રૂપી સદા અપવાસી કેદહાડાના, કે જેમનેઅમો અમા-રી જાતેજમાડી આવ્યાછીએ છતાં જમુના મહારાણીએ માર્ગ આપ્યો; આ અમને એક મહોટો સંદેહ રહે છે. માટે હે નાથ! હે કૃપાળુ ! અમો અબળા ઉપર કૃપા કરી અમારી શં-કાનું નીવારણ કરો. ભગવાન કહે હે અષ્ટપટરાણીઓ ! તમો ચીત દઇ સાંભળજો; દુર્વાસા રૂપી જમુના ત્રટે મારૂ ધ્યાન કરે છે. તેમની વાંચ્છના અન્ય પદાર્થમાં છેજ નહી. વળી તે એકભુક્તા છે. તેતો ભોજન પોતે કર્તાજ નથી. જે ભોજન તેમના આગળ મુકો તે મને અર્પણ કરી મારી પ્ર-

સાદી લે છે. તે નિશકામીછે, તેમને કોઈ વાતની અપેક્ષા નથી. બ્રહ્મચર્ય વ્રત પાળે છે, સદા ઉપવાસી રહે છે. તેમને ખાવા પીવાનું ભાનજ નથી. તેથી તે સદા અપવાસીજ છે. જે માણસ હમેશાં એકભુક્તા હોય, બ્રહ્મચર્ય વ્રત પાળે, અને ખાવાને સારૂ ભોજન પોતાને માટે બનાવતા નથી, પરંતુ કેવળ મારે અર્થેજ બનાવે છે. અને તે સુદ્ધપણે આચાર વીચારથી રસોઇ બનાવી મને અરપણ કરી પ્રસાદી લે છે. તે સદા અપવાસી છે. એ મારો સીદ્ધાંત છે.

ભગવાનનાં આવાં અમૃત સરખાં વચન સાંભળી, અષ્ટપટરાણીઓસહુ સર્વ રાણીઓની શંકા દુર થઇ. અને સર્વે કૃષ્ણજીના ચરણમાં પડી. માટે મહાત્મા મારા ગિરધરલાલજી તો સદા બાળબ્રહ્મચારીજ છે.

તુળશીદાસજીએ કહ્યુ તેતો ઠીક, પણ જો તેમને રામ રૂપે માનું, તો તમો તેમનાં પરણેત અર્ધાંગના સાક્ષાત સીતાજી તે તમેજ, એમજ માનવું જોઇએ, પણ કોઇ રીતે મારી ખાત્રી નજ થાય. જો તમારા ગિરિધરલાલજી રામ સ્વરૂપે દર્શન આપે તો હું સત્યમાનું.

મીરાંબાઇએ કહ્યું મહાત્મા! હું મારા ગિરિધરલાલજીને પુછી જોઉ, એ પ્રમાણે કહી ભગવાનની સન્મતી માગી. ભગવાને તેમને સન્મતી આપી, અને રામ રૂપે દર્શન આપવા કહ્યું.

મીરાંબાઇએ કહ્યું મહાત્મા! મારો વ્હાલો તમને રામ રૂપે દર્શન આપે છે, એટલે તમારી ખાત્રી થશે. મારા ગિરિધરલાલજી જેને જેવો ભાવ તેને તેવાં દર્શન આપે છે. રામ રૂપે ભજે તેને રામ રૂપે, કૃષ્ણ રૂપે ભજે તેને કૃષ્ણ રૂપે, એ પ્રમાણે જેવો ભાવ ધરે છે, તેવી ભક્તિ મળે છે, અને તેજ સ્વરૂપે દર્શન આપે છે.

તુળશીદાસ કહે મીરાંબાઇ! શું અહીઆંજ તે દર્શન મળશે? મીરાં કહે હા. લ્યો કરો દર્શન. ભગવાનનાં રામ રૂપે, અને મીરાંનાં જાનકી રૂપે દર્શન થાય છે. તુળસીદાસ

મીરાંબાઇ તથા ભગવાન શ્રી ગિરિધરલાલજીના ચરણમાં પડે છે અને સ્તુતી કરે છે.

## स्तुति.

श्री रामचंद्र कृपालु भजमन, हरन् भव भय दारुणं
नव कंज लोचन, कंज मुख कर, कंज पद कंजारुणं॥
कंद्रप अगणीत, अमीत छबी, नम नीर नीरज सुंदीरं॥
पटपीत मानौ तडीत रुची, सुची नवमी जनक सूतावरं
शिर किरिट कुंडळ, तीलक चारु,उदार अंग विभुषणं॥
आजान भुज सर चांपधर, संग्राम जित खरदुषणं ॥
भजो दिनबंधु दिनेश दानव, दहन दुष्ट निकंदनं ॥
रघुनंद, आणंद कंद, कौशल्यचंद, दसरथ नंदनं ॥
इतीवधीत तुलसीदास, संकरशेष मुनीमन रंजनं ॥
ममहृदय कंज निवास करु, कामादि खलदल गंजनं ॥

ઉપર પ્રમાણે સ્તુતી કરી તુળશીદાસ મહારાજ કહે હે સીતાપતા ! તમે તમારા ભક્તની ટેક રાખી સાક્ષાત દર્શન અને તે પણ મનવાંચ્છત દર્શન આપી પાવન કર્યા. હે નોધારાના આધાર ! અનાથના નાથ ! જે ભાવે જે ભજે તેમનો તે ભાવ તમો પરિપુર્ણ કરો છો.

ભગવાને કહ્યું તુળશીદાસ ! રામ કહો, કૃષ્ણ કહો, જે કહોતે હું એકજ છું, જુદો નથી. માટે તે શંકા દુર કરી તમે તમારી ઇચ્છા પ્રમાણે ભજો. રામનું રટણ કરનાર પણ મને એટલાજ પ્રિય છે.

તુળશીદાસે કહ્યું હે ભગતવત્સલ ભગવંત ! તમારી લીલા ન્યારી છે. રૂપી મુની સરખા તમારી લીલાનો પાર પામ્યા નથી, તો હું તે કોણ માત્ર ! હે મારા નાથ ! હે મારા ધણી ! પુજ્ય પવિત્ર મીરાબાઇના દર્શનથી, અને ઓધથી મારો આત્મા સફળ થયો છે, અને તમારાં સાક્ષાત દર્શન કરવા ભાગ્યશાળી બન્યો છું.

**રામ** સ્વરૂપે દર્શન આપી ભગવાન અંતરધ્યાન થયા. ત્યાં મીરાં કે જે જાનકી સ્વરૂપ દીસતાં હતાં, તે મીરાં સ્વરૂપે દીસવા લાગ્યાં. તેથી તુળશીદાસને અચંબો થયો, અને પુછ્યું કે હે મીરાંબાઇ! તમે તે **જાનકી** કે મીરાંબાઈ?

મીરાંબાઇએ કહ્યું મહાત્મા! હું **જાનકી** નહી, પણ મીરાં જ છું. તુળશીદાસજી મીરાંના ચરણમાં પડયા, અને કહ્યું સાક્ષાત **જાનકી**નો અવતાર તે તુંજ છું,

આ પ્રમાણે મીરાંના ચરણુ કમળમાં પડી, તુળશીદાસજી મીરાંની સ્તુતી કરતા હતા, ત્યાં રાણો દુર્મદસીંહસહ આવી પહોંચ્યા. અને આ મહાત્માને મીરાંના ચરણુ કમળમાં પડેલા જોઇ રાણો અજાયબ થયો. તુળશીદાસને કહ્યું હે બુઢીયા! તારૂં ભાંન કયાં ગયું? મરદ થઇ એક અબળાને પગે પડતાં શરમાતો નથી?

તુળશીદાસે કહ્યું ભાઈ, આ મીરાંબાઇને તું અબળા કહે છે! ના! ના! જોજે ઉંધુ સમજતો? તે અબળા નથી, પણ આખા જગતને વંદનીય **સીતા**જીનો અવતાર છે મુર્ખા?

રાણો કહે એતો જોયો તને, અને તારી વંદનીયને. તું પગે પડે છે તે થોડું છે! ધોળાંમાં ધુળ નાંખ્ય. તને પણ તે જાદુગરણીએ જાદુ કર્યું હોય તેમ દેખાય છે.

તુળશીદાસ કહે મુર્ખા! તું આ મીરાંબાઇને શું સમજે છે? રાણો કહે શું કેમ? મારી રાણી, મારી સ્ત્રી, તુળશીદાસ કહે, સાક્ષાત ભગવાનની ગ્રહણી તારે જનેતા તુલ્ય વંદવા યોગ્ય, તેને સ્ત્રી કહેતાં શરમાતો નથી?

રાણો કહે બુઢીયા તું મને ઓળખે છે? હું કુંભો રાણો પોતે છું. છાનો માનો ચાલ્યો જા, નહીતર યોગ્ય શાસન આપવું પડશે.

તુળશીદાસે કહ્યું મુર્ખા! તારી કરણીનાં ફળ તને મળશે. જ્યાં મન નથી, ત્યાં ઉભા રહેવામાં પણ સાર નથી.

તુળશી માન ન પામીએ, કીજે તેનો ત્યાગ;
માન જતાં જે રહે પડી, તે જાણો હીણભાગ્ય.

આ પ્રમાણે કહી તુળશીદાસજી ચાલી ગયા. તુળશીદાસ ગયા તેમને સમજાવવા મીરાંબાઈ તેમની પાછળ જતાં હતાં, તેમને રાણાએ કહ્યું ક્યાં જાય છે? મીરાંબાઈએ કહ્યું તમે મહાત્માનું અપમાન કર્યું, તેમને સમજાવવા. રાણો કહે સમજાવવાની કાંઈ જરૂર નથી તને પણ કહું છું, કે તારે મારો મ્હેલ છોડી એકદમ નીકળી જવું.

મીરાંબાઈ કહે રાણાજી! તમને લાખો ધન્યવાદ છે. હું મારા વહાલાને રોજ વીનવણી કરતી હતી, પણ મારા વહાલાનું કહેવું એવું હતું કે રાણાની આજ્ઞા મળેથી હું તને લઈ જઈશ. તેજ મારો વ્હાલો આજ તમારા ઘટમાં ઉતર્યો અને અનાયાસે મારા ઉપર પ્રસન્ન થઇ મને આજ્ઞા આપી.

રાણો કહે હા! હા! એકદમ ચાલી જા. મીરાં કહે મારા ગિરિધરલાલજીને પુછું. (ગિરિધરલાલ) કેમ ગિરિધરલાલજી હવે તો તમારી સાથે લઈ જશોને! ગિરિધરલાલ કહે ઘણી ખુશીથી. હવે તમને મારી સાથે તેડી જવાનો અધિકાર પ્રાપ્ત થયો છે.

મીરાંએ કહ્યું પ્રાણ પ્રભુ! આ રાણાના મ્હેલમાં આપણે વાસ કર્યો. તો તેનું શ્રે કરવું જોઇએ. તે જાતે પાપી નથી, પણ પાપીઓના પાસથી પાપી બન્યો છે માટે તેનું કલ્યાણ થાય તેવો રસ્તો બતાવો.

ભગવાને કહ્યું, તેને પાવન કરવાનો રસ્તો હાલ કરવો નથી. આ કુમતીને અત્રે રાખો. તે રાણાને બોધ આપી ઠેકાણે લાવશે. મીરાંએ કહ્યું પણ તેમનો મેળાપ પવિત્ર બન્યા બાદ થશે કે નહિ? ભગવાને કહ્યું તેમનો મેળાપ દ્વારીકાંમાં થશે.

મીરાંએ કુમતીને કહ્યું કુમતી! તું રાણાજી પાસે રહે, અને તેમને સદબોધ આપજે, અને તેમને દૃષ્ટાંતો સિધાંતો બતાવી તેમની પાપી વૃતી દુર થઈ પવિત્ર બને તેવા પ્રયાસો કરજે.

કુમતી કહે હે પવિત્ર માતા! તમારાં દર્શન ક્યાં મળશે ? મીરાંબાઇએ કહ્યું હું અહીંથી વૃજમાં થઇ દ્વારીકાં જઇશ, ત્યાં રાણુજીસહ તને દર્શન મળશે, એવી મારા ભગવાનની ઇચ્છા છે. કુમતી કહે જેવી તમારી આજ્ઞા. પણ જો જો, આ દાશાને વાસારશો નહી.

મીરાંબાઇએ કહ્યું એક ઘડી પણ નહી વીસારૂ. તને બતાવ્યા કામમાં ફતેહ મેળવી, તું દ્વારિકાં રાણાજીસહ આવજે. હાલતો અમો વૃજમાં જઇએ છીએ.

મીરાંબાઇએ રાણાને કહ્યું રાણાજી હું જાઉં છું. ચાલો સંતો સાવધ થાઓ વૃજમાં જઇએ. સંતોએ શ્રી ગિરિધરલાલજી કી જય. એ પ્રમાણે જય નાદ કર્યો, ત્યાં મંદીર અદ્ધર ઉપડયું, ને સર્વે વૃજમાં આવીને ઉભાં રહ્યાં. ભગવાનની લીલાનો પાર કોઇ રીતે પમાય તેવો નથી. તેની લીલા તો ન્યારીજ છે.

વૃજમાં આવી સૌ સંતોએ ભજન ગાવા માંડયાં.

### ભજન.

જે કોઇ પ્રેમી અંસ અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઠરે.
સીંહણ કેરૂ દુધ હોય તે, સીંહણ સુતને જરે (૨)
કનક પાત્ર પાખે સઉ ધાતુ, શડીને નીસરે—પ્રેમ રસ
સક્કર ખોરનું સાકર જીવન, ખરના પ્રાણજ હરે (૨)
ક્ષીર સીંધુનું માંછલડું જેમ, મીઠા જળમાં મરે—પ્રેમ રસ.
સોમ વેલી સગ પાન શુદ્ધ જે, બ્રાહ્મણ હોય તે કરે (૨)
વગલ વંશીને વમન કરાવે, વેદ વાણી ઉચ્ચરે—પ્રેમ રસ.
ઉત્તમ વસ્તુ અધિકાર વીના મળે, તદપિ અર્થના સરે.(૨)
મચ્છ ભોગી બગલો મુક્તાફળ, દેખી ચંચુ ના ભરે—પ્રેમ રસ.
પ્રેમ વિના કોટી સાધને, પુરૂષોતમ પુંઠ ન ફરે (૨)
એવા પ્રભુજી શ્રી ગિરિવરધર, પ્રેમ ભક્તિએ વરે—પ્રેમ રસ.

# પ્રકરણ ૧૯ મું.



ભગવાન શ્રી **ગિરિધરલાલજી**, મીરાંબાઈ તથા સંતોસહ વ્રજમાં ગયાં, અહીંયા ભુતનો મ્હેલ અસલ સ્થિતિમાં બદલાયો. ભગવાનનો વાસ ગયો ત્યાં ભુતડાં ખાઉં ખાઉં કરતાં બુમો બરાડા પાડવા લાગ્યાં. આ જોઇ રાણો ગભરાયો, અને થરથર ધ્રુજવા લાગ્યો. દુર્મદસીંહ રાણાને મુકી બીકનો માર્યો એકલો નાશી ગયો, ભુતના ભયથી રાણાને લેવા સરખો પણ ન રહ્યો.

રાણોતો આ દેખાવથી બહાવરો બની ગયો, અને બ્હેબાકળો બની આમ તેમ ફરવા લાગ્યો. કુમતી, કે જેને રાણાને શીક્ષણ આપવા સારૂ મુકી હતી, તેણે આવી રાણાનો હાથ ઝાલ્યો અને કહ્યું, રાણાજી ! રાણો ભડક્યો, ત્યાં કુમતીને જોઈ હીમત આવી, અને કહ્યું કુમતી તું ક્યાંથી !

કુમતીએ કહ્યું રાણાજી ! મીરાંબાઇ પાસેથી; તમારી પાપી સંગત કરી હતી તેથી મને મુકીને ચાલી ગયાં. રાણો કહે કુમતી ! આ ભુતોની બુમો અને કીકીયારીઓ સાંભળી તને કાંઇ અસર થતી નથી ? કુમતી કહે રાણાજી પ્રભુ નામનો પ્રતાપ એવો છે, કે કોઇ રીતે કાંઈ અસર થાયજ નહિ.

રાણો કહે એતો જાણ્યો તારો પ્રતાપ ! કુમતી કહે રાણાજી ! આમ થથરો છો શા માટે ? આમ કંપવાનું કારણ ? ભુતનો ભય ખરો કે નહી? જુવો જોયાં સાક્ષાત ભુત ? તમે થથરો છો છતાં મને થથરતી જુઓ છો ? એ સઘળો ભગવાન શ્રી **ગિરિધરલાલજી**નો અને પવિત્ર **જગતજનુની** મીરાંબાઇનો પ્રતાપ.

રાણો કહે એતો જોયો તાયો પ્રતાપ. જ્યારે એવો

પ્રતાપ હતો ત્યારે તને સાથે શા માટે ન લીધી ? પ્રતાપ બતાપ કહેવાનો. જાદુ સમેટયું ત્યાં અસલ પ્રમાણે બન્યું. કુમતી કહે મહારાજ તમારી ભુલ છે. તે નામનો પ્રતાપ જુદો છે. તમે જો તે નામનું ભાવે કે કભાવે રટણ કરો, તો તમને પ્રત્યક્ષ પરચા મળશે. રાણો કહે, આ ભુતનો ભય જાય, તો હું પ્રતાપ સત્ય માનું. કુમતી કહે મહારાજ ! તે પણ દુર થશે. તમે ગિરધરલાલના નામનું સ્મરણુ કરો, તો મારી માફક તમે પણ નિર્ભય થશો. આ વાત ઉપર વિશ્વાસ આવવાથી રાણે ગિરિધરલાલનું સ્મરણુ કર્યું. ગિરિધરલાલનું સ્મરણ કર્યું, તેથી ભુતનો ભય કમી થયો. રાણાને નીડર થતા જોઇ કુમતીએ કહ્યું કેમ મહારાજ ! ગિરિધરલાલજીના નામનો પ્રભાવ જોયો ? રાણો કહે હા, ભુતનો ભય કમી થયો. કુમતીએ કહ્યું રાણાજી તેજ નામનો પ્રતાપ. જુરો ! મીરાંબાઇને મારવા વિષ મોકલ્યું તે અમૃતસમ થઇ ગયું, તેજ નામનો પ્રતાપ. મીરાંબાઇને મારવા વિષધર મોકલ્યો તેના સાલીગરામ બન્યા, તે પણ તેજ નામનો પ્રતાપ; મીરાંબાઇને મારવા ગયા, ત્યાં ચાર મીરાં બની ગઇ, તે પણ તેજ નામનો પ્રતાપ. રાણો કહે કુમતી તારૂ કહેવુ અક્ષરે અક્ષર સાચું છે. અહાહા! પણ મારા જેવો મુર્ખ કોણ! કે તે દૈવી રત્ન ગુમાવ્યું? હવે તે કયાંથી મળે? બ્હેન પદ્મા ! તેં તારો ભવ રત્ન સુધાર્યો, મેં પાપીએ પાપી દુર્મદસીહના પાસથી બગાડયો. અહાહા ! તે સતીને મારવા અનેક અનેક પ્રયાસો કર્યા,પણ જેને આવા પ્રતાપી ધણી સહાય, તેને મારા જેવા પામરથી શું થાય. બસ હવે તો તેજ પ્રતાપી ધણીનું સાચા દિલથી સમરણ કરીશ, પાપીનો પાસ દુર કરીશ, અને તે પ્રતાપી નામવાળાની માળા હાથમાં ધારણ કરીશ. કુમતી ! ચાલ્ય તું મારી સાથેજ રહેજે. મારી થતી ભુલને સુધારી આ પાપી કાયાને, આ પાપાત્માને આભારી કરજે.

કુમતીએ કહ્યું, રાણાજી ! ચાલો ઘર તરફ પધારો. રાણો કુમતી સાથે દરબાર તરફ ગયો; દુર્મદસીંહે દરબારમાં જઇ ભુતની વાતથી રાજમાતા મોટાંબાને વાકેફ કર્યાં. મોટાંબા દુર્મદસીહની વાત સાંભળી ચોંકયાં, અને દુર્મદસીંહને ઠબકો આપ્યો.

દુર્મદસીંહે કહ્યું. માતા ! તેમાં મારો બીલકુલ દોશ નથી. ભુતોની ભયંકર બુમો સાંભળી મારૂં કાળજું હાથ રહ્યું નહી, તેથી હું અને રાણાજી બન્ને ત્યાંથી નાશી જુદા પડી ગયા.

મોટાંબાએ કહ્યું તુ રાણાને ત્યાં શા માટે લઇ ગયો ? રાણાજી કયાં ગયા હશે ? ચાલ્ય પાપીઆ ! મારા કુંવરને બતાવ્ય, નહીતર હું તારો જીવ લઇશ.

દુર્મદસીંહ આથી ગભરાયો, અને રાજમાતાસહ દરબાર ગઢ તરફ આવ્યો. દરબાર ગઢ આગળ આવતાં રાણાજી તથા કુમતી બન્ને મળ્યાં. મોટાંબાએ રાણાને ખુશ ખબર પુછી. રાણાએ કહ્યુ માજી ! હું આજથી પુરો ખુશી બન્યોછું. અણચિંતવ્યો હીરો હાથ આવી ગયો છે. હવે મારા જેવું ખુશી અને સુખી કોઇજ નથી.

મોટાંબાએ કહ્યું, અણચીંત્યો હીરો હાથ આવ્યો તે કયાં છે ? રાણે કહ્યું મારા ઘટઘરમાં. મોટાંબા કહે તે હીરો કીયો ? રાણો કહે હરીનું નામ. મોટાંબા કહે રાણાજી તમારી બુદ્ધિ ફરી છે કે શું ? તે જાદુગરણીના જાદુની અસર લાગી છે કે શું ?

રાણો કહે માતાજી ! જો તેના જાદુની અસર આ પાપી કાયા ઉપર પહેલેથી લાગી હોત, તો કલ્યાણ થઇ ગયું હોત; પણ મનુષ્ય માત્રના ઘટઘરમાં વાસ કરી રહેલા છ સાચા દુશ્મનો પણ માયાની જાળે ફસાઇ. મુર્ખ જીવે ગણેલા વ્હાલેશરીઓ, તે જાદુની અસર કેમ લાગવા દે ? શું તેમને સદાને માટે હૈયાનો ફુટો અને મનનો મુર્ખ સાથી મળ્યો તેને છોડી દેવો છે, કે તે જાદુની અસર

થવા દે, અસર ન થવા દે તે તો ઠીક, પણ તે રસ્તે પણ કેમ જવા દે ?

મોટાંબા કહે રાણાજી! તેવા વ્હાલેશરી થઇ બેઠેલા શત્રુઓ કીયા ? રાણો કહે કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર અને અભીમાન. જે માયાની જાળે સપડાઇ મુખ જીવે વ્હાલેસરી ગણ્યા છે તે–માજી વિચાર કરો તે સાચા શત્રુ ખરા કે નહી ?

મોટાંબા કહે પણ તેને અને જાળને શો સબંધ છે ? રાણો કહે સબંધ કેમ નહી ? હરી નામ રૂપી જાદુ જીવને અસર કરે, તો તેમને તો સચોડો દેશવટોજ મળે, એટલે તેઓ તે જાદુની અસર કેવી રીતે થવા દે ?

મોટાંબા કહે હરી નામનું જાદુ તે કયું ? રાણો કહે માજી હરી નામના જાદુનો પ્રભાવ ન્યારો છે, ત જાદુની અસર થતાં માયાની જાળે વ્હાલા બની બેઠેલા સાચા દુશ્મનોને સદાને માટે દેશવટો મળે છે; તે દુશ્મનો આત્માનું નખ્ખોદ વાળી ભવ અટવીમાં રખડાવનાર, અને લક્ષ ચોરાસીમાં હોમનાર છે. હરી નામના જાદુની અસર થતાં તે પામરોની ઓળખાણ આત્માને પડે છે. અને તેથી તેમના ઉપર રીસ થતાં આત્મા તેમનાથી સબંધ રાખતોજ નથી. માટે માજી ! માજી ! જો તે જાદુની અસર આ પાપી કાયા ઉપર પહેલેથી જ થઇ હોત, તો હું મને પોતાને પુરો ભાગ્યશાળી સમજત.

મોટાંબા કહે શુ એ જાદુગરણીનું જાદુ ? રાણો કહે હા, તે પવિત્ર જાદુગરણીનું જાદુ. બાજુ નહી. તે જાદુનો અસર પદ્માને થયો તેથી તેના આત્માનું કલ્યાણ થઇ ગયું. મને તે પવિત્ર બ્હેને બોધ આપવામાં બાકી મુકી નથી, પણ હું કામાંધ, લોભાંધ, વિષયાંધને તે પવિત્ર બ્હેનનો, અને માતૃ તુલ્ય મીરાંનો, બોધ અસર કરી શકયો નહી. પદ્માએ કહેલું કે રાણાજી ઘેર ગંગાજી પધાર્યાં છે, તો તે ગંગાજળ રૂપી બોધ માથે ચઢાવો, નહી તો 'આળસુને

ઘેર ગંગાજી પધાર્યાં, ને આળસુ ઉઠી નવ નાહ્યો, જ્યારે ગંગાજી અલોપ થયાં, ત્યારે મુરખ મન પસ્તાયો: તેમ થશે. માટે રાણાજી વિચાર કરો, પણ તે વખતે વ્હાલેશરી બની બેઠેલા છ સાચા શત્રુઓએ ઉંધી સલાહ આપી, અને ઉંધે રસ્તે દોર્યો, પણ તે પવિત્ર બ્હેનના કહ્યા મુજબ ગંગાજી રૂપી મીરાંબાઈ જતાં પાપી પસ્તાયો, પુરો પસ્તાયો.

મોટાંબા કહે રાણાજી ! મીરાંનો એટલો બધો મોહ કેમ લાગ્યો છે ? એ મીરાં શું લીલું વાળવાની હતી ? મરતા માંટીને બાપ કહે જીવવાનો હતો ? ને જીવે તો પછી કામનોએ શું ? રાણો કહે હે મું‌ઢ મતીનાં માજી ! હે પાપના પાસમાં ઘેરાયેલાં માજી ! પાપ વ્રતિ દુર કરો. એ મીરાંથી થાત એટલું તમો જાનુની છો છતાં તમારાથી બનવાનું નથી. અરે એટલું તો શું ? પણ તેનાથી બનત તેમાંનું કીંચિત પણ તમારાથી બનવાનું નથી.

મોટાંબા કહે ઓહો ! એટલું બધુ એ શું કરવાની હતી ? પદ્માને ભક્તાણી બનાવી, તેમ તને સાધુ બનાવત, બીજું શું કરત ?

રાણો કહે, જો એ મીરાં અત્યારે આવી સાધું તો શું ! પણ બાવો બનાવે તો બનવા તૈયાર છું. પણ મારાં એવાં ભાગ્ય કયાંથી કે તે મીરાં, તે પવિત્ર મીરાં, પાછી આવે, અને આ પાપીઆને સદબોધ આપી પાપ વ્રતી દુર કરાવે.

મોટાંબા કહે રાણા તું માળા લઈ એ મીરાંનું રટણ કરય, કે તે પાછી આવે, ને તેમ ન આવે તો જઇને તેના પગે પડય. પણ હું તો તે જાદુગરણીને ગામમાં સરખીએ પેસવા ન દઉ સમજ્યો? ગઇ તો આઘડી ગઇ. ટાઢા પાણીએ ખસ ગઈ.

રાણો કહે માજી ! તે પવિત્રને કડુ વચન કહેતાં વિચાર કરો, નહીતર આનુ પરિણામ સારૂ નહી આવે. તેના પગે પડવાનું કહો છો પણ પગે પડુ તે તો પડુજ,

પણ તેના ચરણ ધોઇ પીઉ સમજ્યાં ? તેના પગની રજ પણ તમારા પાપી હૃદયને અડતાં પાછી પડે, પણ તે પવિત્ર માતૃ તુલ્ય મીરાંનાં પવિત્ર પગલાં ક્યાં છે ?

મોટાંબા કહે તું તારે તેના પગ ધોઇ પી. હમારે તે જાદુગરણીનાં પગલાં શું કરવાં છે ? તે અભાગણીએ મારી છોડીને ભક્તાણી બનાવી, અને અમારા સંગથી તજાવી.

રાણો કહે પાપીઓ ! જરા વિચાર કરો. પદ્માને તે સુભાગીના સતસંગે, અને સદબોધે, પાપ વૃતી તજાવી આત્મજ્ઞાની બનાવી, ભવોદધીથી બહાર કાઢી. તેને તમે અભાગણી કહેતાં શરમાતાં નથી ? અભાગી તો તમે, કે સંસારમાં આવી કુટાઓ, કામ ક્રોધથી લુટાઓ, ને છેવટે નર્કનાં અધિકારી થાઓ. માતાજી ! દુષ્ટ દુર્મદસીંહ ! હું તમને સાફ કહું છું, કે તમારે મારા મ્હેલમાં કદી આવવું નહીં. આ કુમતી મારી શેવા ચાકરી કરશે. બસ, હવે આ કાયાએ તેજ **ગિરિધરલાલનું** રટણ કરવું છે, અને તેથીજ ભવસાગર તરવું છે. કુમતી તું એક આત્મબોધનું ભજન કહે, જો આ પાપીઆંને તેનો કાંઈ અસર થાય તો.

કુમતી—જેવી રાણાજીની ઇચ્છા

**ભજન.**

( કામ છે દુષ્ટ વિકારી ) એ રાહ.

સમર **ગોવરધનધારી**, મુરખ મન સમર **ગોવરધનધારી;**
ધન દોલતને માલ ખજાના, તે સઉ મુક વિસારી,
એક દીવસ જાવુ છે નક્કી, કાળ ભમે શિર દાડી–મુરખ.
કૈરવ પાંડવ રામ ગજાનન, વળી કંસ મોરારી;
રાવણ પણ રોળાણો પલકમાં, કીધી કાષ્ટ પથારી–મુરખ.
સત્યવાદી **હરીચંદ્રને તારા**, વળી હાકમ અધીકારી;
વીર ગયા ને ધીર ગયા વળી, અમીર ગયા જે વીચારી–મુરખ.
મ્હોટા મ્હોટા બાહુ બળી પડયા, રણમાં જશ વિસ્તારી;
ચક્રવર્તી ગયા વૈભવ મુકી, વિચાર્ય જીવ ગતી તારી–મુરખ.
માત પીતા સુત બાંધવ નારી, તે સૈ સ્વાર્થ સંસારી;

પ્રાણ જતાં જીવ જાવું એકલું, તજ શઠતા મુર્ખ તારી–મુરખ.
ખાઈ ખુટી ધન ભેળુ કીધું, વળી કીધી રખવાળી;
એક કોડી જીવ સાથે ન આવે, અન્ય બને ભાગદારી–મુરખ.
પાપ પુન્ય જીવ સાથે આવે, વળી સત્ય ધર્મ સુખકારી;
જેઠો કહે પ્રભુ ગિરિધર ધ્યાને દુર્ગતી દુર બનારી–મુરખ.

રાણો કહે કુમતી તને લાખોવાર છે. અહાહાહા ! શું ભગવાન તારી માયા ! માજી ! માજી ! સાંભળ્યું ? એક દીવશ જવું છે તે ખરૂ છે. માજી ! માજી ! કાળની બીક રાખી તે પરમાત્મા **શ્રી ગિરિધરલાલજીમાં** ચિત્ત લગાડો.

મોટાંબા કહે રાણા ! તને તેજ મીરાંએ જાદુના જોરમાં ખેંચ્યો છે. તું તારે ગિરિધરલાલને ભજ, અમારે ભજવા નથી. તું તારે બાવો બન, અમારે બનવું નથી દુર્મદસીહ ચાલો તેને તેનું કુટવા દો. હાલ તેનો જીવ ઠેકાણે નથી. જાવ ઠેકાણે આવશે એટલે એની મેળે સમજશે.

રાણો કહે બહુ સારૂ માજી પધારો, અને કહુ છુ કે મહેરબાની કરી તમારાં પાપી પગલાં આ મ્હેલમાં મુકશો નહી. તમને તો શું પણ તમારાં પગલાંને જોવા પણ હું ખુશી નથી. હાથ જોડીને કહૂં છુ કે હવેથી આ મ્હેલમાં આવશો નહી.

મોટાંબા કહે આવુ ભક્તાણું કુટવા નવરી નથી તે અહીં આવીશ, સમજ્યો ? દુર્મદસીંહ ચાલો.

મોટાંબા તથા દુર્મદસીંહ રાણાથી અપમાન પામી ચલી ગયા. રાણાએ કહ્યુ કુમતી ! હવે મને તેજ **ગિરિધરલાલજીની** મુર્તી લાવી આપ. બસ તેનુજ તનમનથી રટણ કરીશ અને પરમાત્માની શેવા પુજા કરીશ

ભગવાન **શ્રી ગિરિધરલાલજીના** પ્રતાપથી રાણાનું હૃદય પવિત્ર થયું, ત્યાં દેવી મંદીર કે જેની રાણો અહોનીશ શેવા કરતો હતો તે મંદીરમાં **ગિરિધરલાલની** મુર્તી રાણાની નજરે પડી.

[ગિરિધરલાલજીની મુર્તી જોતાં રાણાજીને પ્રેમ ભાવ ઉત્પન્ન થયો, અને તણે તે મુર્તી હૃદયકમળ સાથે ચાંપી ( એટલે કે તે ભેટયે ).

રાણાએ તે મુર્તીની પુજા સાચા દીલથી સપ્રેમ કરી. પુજન કરતાંજ રાણાંજીમાં જે પાપી વિકારો હતા, તે દુર થયા, અને ઇશ્વરનું ભજન સાચા દીલથી કરવા લાગ્યો.

## ભજન.

( તાતનો ભરૂસો નથી ) એ રાહ.

સાચો છે બેલી તુંહીરે, એ ગિરધર પ્યારા.
સાચો છે બેલી તુંહીરે.
તુજ વિણ કો અન્ય નહીરે—ઓ ગિરિધર.
ભક્તવત્સલ પ્રભુ દીનદયાળુ,
ભક્તિનો દાતા તું છે સાચો સહીરે—ઓ ગિરિધર

## સાખી.

પાપ પાસ આવી પડયો, સમર્યો નહી લગાર;
પાપ દોષની ક્ષમા કરો ક્ષમાવંત કિરતાર—સાચો.
અગણીત પાપે હું ભર્યો, જીવે કીધાં અપાર;
તે નહી ઉરમાં લાવશો, પ્રેમે કરો ભવ પાર-સાચો.
સતીને સંતાપી અતી, સુણ્યો ન બોધ લગાર;
હવે અતિ મુંઝાઉછું, પસ્તાઉ પારાવાર-સાચો.

---

કુમતી કહે ધન્ય છે રાણાજી તમારી વૃતીને ! જેવી રીતે પાપ કુંપમાં પડયા હતા તેવીજ રીતે બહાર પણ આવ્યા. રાણાજી ! આ વૃતી ચુકશો નહી. તે ગિરિધરનું રટણ મુકશો નહી. ને પાપ કર્મમાં ઢુકશો નહી.

રાણો કહે કુમતી ! તે વાત સ્વપ્ને પણ સમજીશ નહી. કુમતી કહે તો તો તમારૂ કલ્યાણ સહેજમાં થઈ જશે, અને ભવસાગર સહેજમાં તરી જશો. રાણો કહે હવે એક પળ પણ વ્યર્થ ગુમાવાનો નથી. બસ તેનું રટણજ કર્યા જવાનો. જય ગિરિધર લક્ષ્મીવર પ્રભુ. જય ગિરિધર લક્ષ્મીવર એ પ્રમાણે તેના નામની ધુનમાં લાગ્યા.

# પ્રકરણ ૨૦ મું.



વૃજમાં જઇ મીરાંબાઇએ ગિરિધરલાલજીને કહ્યું પ્રાણ પ્રભુ!આ દાશીની એક અભિલાશા છે, તે પરિપુર્ણ કરો. પ્રભુ કહે શી ઇચ્છા છે? મીરાંબાઈ કહે મહારાજ! દાણલીલાની, પ્રાણ પ્રભુ! વૃજ વિષે તમે સર્વે ગોપીઓ સાથે કૃષ્ણાવતારમાં દાણલીલા કરી હતી, તે વૃજ આજ; હે! મારાનાથ! મારા ધણી! હું પણ તમારી પરણેત સ્ત્રી છુ, તો મને પણ દાણલીલા બતાવો.

ગિરિધરલાલજીએ કહ્યું મીરાં! તારી દાણલીલા જોવાની ઇચ્છા છે તો જૂઓ, પેલી ગોપીઓ આવે, તેમની સાથે તમે પણ મટુકી લઈ આવો, પછી દાણલીલા બતાવું. મીરાંબાઇ (ગોપીઓને જોઇ) વાહ! ભગવાન તમારી લીલા! અહીઆં ગોપીઓ કેવી! એ સઘળો તમારી લીલાનોજ પ્રતાપ; તેમાં શક નહી.

ગિરિધરલાલજીએ કહ્યું મીરાં! શો વિચાર કરો છો? જાઓ મટુકી લઇને આવો, તમને દાણલીલા રમાડું. ભગવાનનું આ વચન શ્રવણ કરી મીરાં ગોપીઓ પાસે ગઇ.

ભગવાને વિચાર કર્યો કે મારે મીરાંને પુરે પુરી દાણલીલા બતાવવી, પણ તે શરમાય છે માટે પ્રથમ તેની શરમ મુકાવી. પછી દાણલીલા બતાવું. એવો વિચાર કરે છે ત્યાં મીરાંવિના સર્વે ગોપીઓ મહીનાં મટકાં લઇને આવી.

જ્યાં સર્વે ગોપીઓ આવી ત્યાં ભગવાન શ્રી ગિરધરલાલજી વીંટાઈ વળ્યા, અને દાણલીલા શરૂ કરી.

## દાણલીલા.

**कृष्ण—जबहीं आई युवती सब, देख कृष्ण भइ लाज॥**
**कूदी पडोतब गिरिधर, दे दान मारो आज॥**
**गोपी—पहीली बात हममे सुनो, नही सुनो तो आज॥**
**खबर देइ जइ कंसलो, तो पुनी होय अकाज॥**

કૃષ્ણ—

જોગે તારો કંસ કામની, એ છે શું કરવાનો;
સત્ય વચન લહો ચિતમાં પ્રેમદા, વિણ મ્હોતે મરવાનો;
તેથી શું હું બ્હીવાનો, દાણ મુકી દેવાનો—

ગોપી—

કંસ જેવો નહી બળીયો યોધ્ધો, કહો તમથી શું થાયે,
વાત સાંભળી આવી તમારી, નક્ષી કરે સજાયે;
મ્યાને તલવાર રહેવા દો, કહીએ હરી જવા દો.

કૃષ્ણ—

જાવાવાળી જોઉ તમને, કંસ સજા શું કરશે,
સત્ય કહું છું માનો પ્રેમદા, આ હાથે તે મરશે;
સાચુ પ્રેમદા જાણો, મને શું નહી પીછાણો.
બકા અઘાસુર માર્યો મેં તો, ગોવરધન કર ધાર્યો;
માસી મારી દાશી તારી, વળી પ્રલંબ સંહાર્યો:
તેજ હું સત્ય પ્રમાણો, ગર્વ નહી ઉર જરી આણો.

ગોપી

તે લીલા સઉ ન્યાળી કૃષ્ણજી, પણ તમે દાણી કેવા,
મહી માખણ તમે ચોર ખાઓ, શેના દેવાન દેવા;
એતો જાણ્યા તમને, નાહક નહી રોકો હમને:
જો દાણી તમે હતા કૃષ્ણજી, આજ સુધી કયાં ગ્યાતા;
માત જશોદા કેરી બ્હીકથી શું તમે છુપા રહ્યાતા;
સમજીને જાવા દઇએ, માન ખાઉ માને રહીએ.

કૃષ્ણ—

લુટ ચોરી એ ધંધો મારો, વળી મહી માખણ દાણી;
ખાલી મ્હેણું મારે મુજને, એતો તમને જાણી;
રીતસર સમજી જાવો, દાણ હમારૂ લાવો.

ગોપી—

દાણબાણ હમો નહી દેવાનાં, આજ સુધી નવ દીધું;
આડી અવળી વાત જવાદો, બોલો આપે સીધું;
નવા ધારા કયાં ધાર્યા, કહીએ રહોને વાર્યા.

કૃષ્ણ—

દીન સર્વનું ભેળુ ગણીને, દાણ આજ લેવાનો;
નકી જાણો તમે ગોવાલન, જાવા નહી દેવાનો;
દાણ સઘળુ ચુકાવો, દાણપર મારો દાવો.

ગોપી—

દાવો સાચો કયારે જાણું, સાથ હમારી ચાલો;
માત જશોદા પાસે જઇને, ન્યાય હમોને આલો;
તે વીણ જાણું જુઠ્ઠા, ખરેખર પડશો ભોંઠા.

કૃષ્ણ—ભોંઠા પાડવા વાળી જાણી, કહુંછું દાણ આપી દો;
લાજ સમેત હું લુટીશ તમને વચન ઉર સ્થાપી ઘો;
જુઠું કદી નહિ કહેવાનો, દાણ નક્કી લેવાનો.

ગોપી—બની ઠગારા ઠગવા માગો, પણ તેમાં નહી ફાવો;
દાણ હમે કાંઈ નહી દેવાનાં, શું છે તમારો દાવો;
કહો તમે શું કરવાના, લાજ તમે શું હરવાના.

---

## ક્ષત્રીકલંક.

કૃષ્ણ—

જોયો ગોપીકાઓ તમારો મેં તોર—દાણ હું કદી
નહી છોડું રે.
તમે બતાવોછો ફરીયાદનું જોર—નક્કી હું તુમ માનમોડું રે.

કોણ ઠગારો તમે મને કહેનાર— દાણ.
નકી લાજ તુમ આજ હું લેનાર— નકી.
કહો આપોછો કે બતાવું હું હાથ—દાણ. દાણ.
ભલે જાઓ જઇ કહો જશોદા માત— નકી.
મૂકો મટુકી કહ્યું મુકો રાટ— દાણ.
દાણ આપતાં કહો શું ચઢે છે તાઢ— નકી.
પહેલી આવ્ય રાધે રઢીઆળી નાર— દાણ.
મુકી માન તુજ મટુકી ઉતાર્યે— નકી

ગોપી— ગાયન.

જોયા છે જોયા છે તમારા ફેલ,
છળેથી છળાવી, લાલચથી લોભાવી,
શું અમને બનાવી, ફાવી જાશો છેલ.
જાણી લીધો સઉ અંગનો મેલ,
જાણશો નહી તમે અમને દબેલ.
રસ્તામાં ફસાવી. જાશો નહી ફાવી,
શું લજ્જા લુંટાવો, બનીને છટેલ; જોયા.

---

કામની લુંટી કૃષ્ણજી, ફોડયાં મહીનાં માટ;
રેલમછેલ ત્યાં થઈ રહી, રેલ્યું ઉભી વાટ.

કૃષ્ણજી—છેટેથી મીરાંબાઇને મહીઆરીના સ્વાંગમાં આવતી જોઈ ભગવાન શ્રી ગિરિધરલાલજીએ કહ્યુ

ગાયન.

( તુજ મુરખ કોટી ધીક્કાર ) એ રાહ.

છે મીરાં તુજ બલીહાર (૨)
બની છે ગ્વાલન નાર. જોઇ હરખુ અપાર. ટેક.
સાચા દીલથી કરે છે ભક્તિ, સત્ય તારી તારી;
ભક્તિ વશ કીધો મુજને, સત્ય ટેક ધારી ધારી;
દાણલીલા સાર, જોવા કીધો તેં વીચાર—છે મીરાં.

રૂમ ઝુમ આવે ભાવે, ઠુમ ઠુમ થાવે થાવે;
રટણ તે મારૂ કરે, ઉર મહી ભાવે ભાવે;
ગણી ભરથાર આવે સુલક્ષણી નાર—છે મીરાં.
(મીરાં આવે છે.)

કૃષ્ણજી—સુન ગોવાલન બચન હમેરા સત્ય કરી ઉર સ્થાપો;
મહીની મટકી ઉતારીને દાણ હમારૂ આપો;
તે વીણ જાવાના ક્યાં, રોકીને ઉભો છું આ.

મીરાં—મહી માંખણનું દાણ ન હોયે, વાત ન માનુ સાચી;
એવી રીતે આપી દઉં; હું નથી ભોળી કે કાચી;
મોહન જાણ્યા તમને, નહી સતાવો અમને.

કૃષ્ણ—સતાવ્યા વિણ નહી દેવાનાં, વાત તમારી જાણી;
સીદ્ધિ રીતે આપો નહીતર, મટુકી લેશું તાણી;
જોર નહી ચાલે તારૂં, કરીશ હું મારૂ ધાર્યું.

મીરાં—એમ નહી બ્હીવાની, હુંતો દાણ નહી દેવાની;
ગમે તેમ રોકો તમે કહાના, પણ નહી રોકવાની;
જુઓ આ ચાલી હુંતો, કહો શું કરો તમે તો.

કૃષ્ણ—હાથ ઝાલી મેં રોકયાં તમને, કહો હવે કેમ જાશો
ઝટપટ દઇ દો દાણ હમારૂ, નહી તો આપ પસ્તાશો;
ગોરસ લુંટી લખશું, પણ નહી જાવા દઇશું.

મીરાં—હાથ મુકોને કહાના આઘે, હાથ મારો મરડાશે;
અવર જનની નજરે પડતાં, નાહકના વ્હેમાશે;
નણંદ મુજ મહેણાં દેશે, સાસુ નહી સાંખી રહેશે.

કૃષ્ણ—ધણી ધણીઆણી રાજી ત્યાં, કહો નણંદ સાસ શું કરશે
નણંદ સાસની બ્હીક રાખશો, કામ ન એકે સરશે;
બ્હીકને બાજુ મૂકો, બ્હીકના મોંમાં થુંકો.

મીરાં—લોક લાજ કેમ તજીએ કહાના, લોકડીઆમાં રહેવું;
મહેણાં ટુંણાં સાંખી ખાવાં, નથી તમારે રહેવું;

માટે લજ્જા ધારો, જરા આઘા ઉભા રહો.
કૃષ્ણ—વ્હાલ કરી કેમ છેટા કહાડો, પ્રીત કરી શા માટે;
શાને માટે યાદ કરોછો, ટોછો વાટે ઘાટે;
આ નહી રીત તમારી, લોક લજ્જા ઘો વીસારી.
**મીરાં**—ધન્ય ધન્ય છે **ગિરિધર** સ્વામી, સાચી પ્રીતી ભાવી;
દાણુ લીલાની પુરી ગમ્મત, પ્રભુ તમે તો બતાવી
પ્રભુ આવુ નિત્ય માગું, પ્રેમથી પાયે લાગુ.

---

**ગિરધરલાલજી**એ કહ્યું મીરાં! કેમ હવે ખુશી થઇને! મીરાં કહે પ્રાણ પ્રભુ! તમારી લીલા ન્યારી છે, લીલાની બલીહારી છે. **ગિરિધરલાલે** કહ્યું મીરાં! હવે વૈકુંઠમાં આવવું છે?

**ભજન.**

**મીરાં**—વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નહી આવું:
મને નથી ગમતું, ચતૃભુજ થાવું—વ્રજ.
ત્યાંતો નંદ કુવર કયાંથી લાવું—વ્રજ.
એક લલીતા સત્ભંગી મારે ગિરિધારી;
સંગે શોભે શ્રી રાધે પ્યારી;
એમને જોતામાં આંખ ઠરે મારી—વ્રજ.
ત્યાંતો શ્રી વદ્રાવન રાસ નહી;
સંગે વ્રિજ વિનતા વિલાસ નહી;
ત્યાંતો શ્રી જમુના ગિરિરાજ નહી—વ્રજ.
એક વરખ વરખ વેણું ધારી:
ત્યાંતો પત્રે પત્રે હરી ભુજચારી;
એતો રજ રેતી છે મુક્તિવારી—વ્રજ.
વ્રજ વસવાને શીવ સખી રૂપ થયા;

હજુ એ વૃજના પ્રભુ તરશ્યા રહ્યા;
એક ઓધવ સરીખા એમને સખા થયા—વૃજ.
સૌ જન વૈકુંઠ સુખ શોધી વળ્યા;
ત્યાં ન ગમ્યું તે વલ્લભકુળ જઇને ભળ્યા;
એતો સેવા સ્મરણમાં અતીશે પળ્યા—વૃજ.
પ્રભુ શું કરૂ હું સાગર પામી;
એક ઠામ તમે ન રહ્યા સ્વામી;
એવી દાસપણામાં શું ખામી—વૃજ.
તુમ પ્રતાપે શ્રી ગોકુળ જઇએ;
પ્રભુ વલ્લભ ચરણે જઇ રહીએ;
હરી પ્રિતમ રસીક રસ જશ ગાઇએ—વૃજ.

**ગિરિધરલાલ**—મીરાં ! વૃજ કરતાં વૈકુંઠની લીલા ન્યારીછે.

**મીરાંબાઇ**—તે ગમે તેવી હો, પણ વૃજની તુલ્ય નહી.

**ગિરિધરલાલ**—એમ કેમ ?

**મીરાંબાઇ**—વૈકુંઠ એ તો સ્વર્ગનું ધામ એટલે તે શોભા ન્યારી હોય તેમાં ફેર નહી, પણ જે વૃજમાં તમારા ચરણ કમળની રજ રમી રહી છે, અને અનેક લીલાઓ કરી છે, તેને કેમ ભુલી જવાય ?

**ગિરિધરલાલ**—ત્યારે શું વૈકુંઠમાં લીલાઓ જોવાની નથી?

**મીરાંબાઇ**—પ્રાણ પ્રભુ તેતો હું કહી ચુકી છું કે તેતો એક મોક્ષનું ધામ છે, એટલે તેની તુલના થાયજ શેની ? પણ મૃત્યુ લોકમાં સાક્ષાત વૈકુંઠ તેતો એક વૃજ.

**ગિરિધરલાલ**—કારણ !

**મીરાંબાઇ**—જે વૃજની વેળુ મારા નાથના ચરણે ગુંદાણી, તે વેળુ મસ્તકે ચઢાવવા જેવી, તો વૃજ વૈ-

કુંઠ તુલ્ય કેમ નહી ?

**ગિરિધરલાલ**—મીરાં તારૂ કહેવું સત્ય છે. મૃત્યુ લોકનું વૈકુંઠ તેતો એક વૃજજ છે. કે જે મને પ્રાણુથી પણ પ્રિય છે; પણ હવે તો વૈકુંઠમાં માં ચાલો ?

ભજન.

**મીરાં**—વૈકુંઠમાં નવ ગમે, વૃજ વિણુ વૈકુંઠમાં નવ ગમે;

ચિત્ત ભમે આ ચંચળ મારૂ, વૃજ વેળુમાં રમે;
આરે વૃજમાં પ્રભુ દાણુ લીલા કીધી;
તે નવ વિસરાવો તમે—વૃજ.
મનુષ્ય જન્મની ભક્તિ છે ન્યારી;
સ્હેજમાં વશ થાઓ તમે—વૃજ.
તન કરી તુંબા ને મન કરી પાણી;
ભવ જળ સ્હેજે તરે—વૃજ,
ઢાળ ધીરજ ધરી ભક્તિને શહસ્ત્રે;
ભવ અટવી ભલે ભમે; વૃજ.
મોહ મમત્વને અહંકાર શત્રુ;
જીવને કદી ન દમે—વૃજ.
ચરણ પદ પ્રભુ સ્હેજમાં પામે;
ભક્તિથી દુઃખ સહુ સમે—વૃજ.

**ગિરિધરલાલ**—ધન્ય છે મીરાં તારી દ્રઢતાને ! પણ વારૂ તને તારા પુર્વ જન્મનું ભાન છે ?

**મીરાં**—મારો પુર્વ ભવ ?

**ગિરિધરલાલ**—હા ! હા ! તારો પુર્વ ભવ.

**મીરાં**—વારૂ હું પુર્વે કોણ હતી ?

**ગિરિધરલાલ**—તે બધુ તમને દ્વારીકામાં જણાવીશ.

**મીરાં**—પ્રભુ હાલ કેમ નહી કહો ?

**ગિરિધરલાલ**—એક કારણ છે તેથી.

**મીરાં**—એવું તે શું કારણ છે ?

**ગિરિધરલાલ**—તે કારણ તમો આપો આપ સમજશો, માટે દ્વારીકા ચાલો.

**મીરાં**—પ્રાણ પ્રભુ. વ્રજમ રૂપ ગોસાઇ મહાત્મા છે તેમનાં દર્શન કરવાની સર્વે સંતોને અભિલાષા છે માટે હું સંતોસહ તે મહાત્માનાં દર્શન કરી દ્વારીકાંમાં આવી પહોંચુ છું.

**ગિરિધરલાલ**—ભલે તમો તે મહાત્માનાં દર્શન કરીને આવો, હું તમને દ્વારીકામાં મળીશ.

**મીરાં**—બહુ સારૂં કૃપાનાથ પધારો. પણ જો જો દાશાને દર્શનથી વિમુખ રાખતા નહી.

**ગિરિધરલાલ**—મીરાં ! તું તો મારૂ તનમન અને ધન છે, તને તે દર્શનથી વિમુખ રખાય !

**મીરાં**—બહુ સારૂ કૃપાનાથ ! ત્યારે પધ રો.

મીરાં કહ્યું વ્હાલા ! તમારી દાણલીલાની બલીહારી છે. ભગવાને કહ્યું કેમ ? મીરાએ કહ્યું કૃપાનાથ ! આ લીલા કરી તમે જનસમુહને સારૂ શીક્ષણ આપ્યું છે. તમે અદલ ન્યાઇ છો, તમારી પ્રાણપ્રિય ગોપીકાઓ પાસેથી પણ તમારો ભાગ મુક્યો નથી. જોર જુલમ કરી લીધો છે, તો મહારાજ ! જે મનુષ્ય ખુશીથી તમારો ભાગ ના આપે, તેની પાસેથી તમે કેવી રીતે લ્યોછો ?

ભગવાને કહ્યું મીરાં આ સવાલ તારો ઉત્તમ છે. જનસમુહને શીક્ષા ગ્રહણ કરવા જેવો છે. ગોપીકાઓ

પાસેથી પ્રત્યક્ષ રીતે લીધો છે કારણ તેઓએ ભક્તિ કરી મારા પ્રત્યક્ષ દર્શનનો અધિકાર મેળવ્યો છે, પણ જેમને અધિકાર નથી, તેમની પાસેથી લુંટીને લેવાની રીત ન્યારી છે.

મીરાંબાઈ કહે પ્રાણપ્રભુ ! તે શી ? ભગવાન કહે ચોર બની ચોરી કરૂંછું, લુંટારો બની લુંટુંછું, અસ્રી થઈ લડુંછું. પણ તે જવા દેતો નથી. અર્થાત મારો ભાગ હું કોઈ રીતે છોડતો નથી.

મીરાંબાઇ કહે ધન્ય છે કૃપાનાથ તમારી કળાને ! મોટા મોટા રૂષી મુની સરખા તમારી કળાનો પાર પામ્યા નથી. તમારી લીલા ન્યારીજ છે.

ગિરિધરલાલજીએ કહ્યું મીરાં ! હું દ્વારકાં જાઉછું. તમો સતોસર દ્વારીકાં આવો. મીરાંએ કહ્યું બહુ સારૂ કૃપાનાથ હું રૂપ ગોસાઇનાં દર્શન કરી દ્વારીકામા આવુછું. તમે સાધાવો.

**મીરાં—** ગાયન.

( પધારો સુખે પ્યારા. )

સિધાવો સુખે નાથ, મારા છે પ્રણામરે,
છે પ્રણામ, છે પ્રણામ, છે પ્રણામરે—સિધાવો.
કરી વિયોગી પાછા થાજો સયોગી,
તુમ દર્શન વિણ નહી જરી આરામરે;
જરી આરામ, જરી આરામ, જરી આરામરે—સિધાવો.

**ગિરિધરલાલ**—દ્વારિકામાં વ્હેલા આવીને મળજો,
**મીરાં**—દર્શન તીહાં દેજો, મારા વ્હાલા શ્યામરે,
વ્હાલા શ્યામ, વ્હાલા શ્યામ, વ્હાલા શ્યામરે—સિધાવો.

# પ્રકરણુ ૧૧ મું.



તોહમાં રાણાજી પ્રભુના ભક્ત બની બેઠા છે, અને સાચા દીલથી પ્રભુનું સ્મરણુ શેવન, પુજન આદિ કાર્યો કરે છે. એક ઘડી પણ પ્રભુને વિસારતા નથી. ફક્ત પરમ વૈરાગ્યવૃતીનુંજ ભાન નથી.

ફુલશૈયા ઉપર આરામ કરવો, સ્વાદીષ્ટ ભોજન કરવું, મારૂ તારૂ સમજવું વિગેરે માયારૂપી અજ્ઞાન દુર થયું નથી, તેથી કુમતિએ વિચાર કર્યો, કે રાણાજી ઇશ્વર સ્મરણુ તો સાચા દીલથી કરે છે, પણ માયાનું આવ્રણુ દુર થયું નથી. માટે તેમને ગમે તે પ્રકારે તે આવ્રણુ દુર કરાવવું.

આવો વિચાર કરી રાણાજીની ફુલ સય્યા ઉપર જઇને સુઇ ગઇ. તેને ખબર હતી, કે રાણો પોતાની સય્યા ઉપર સુતેલી જોઇ ગુસ્સે થશે. જ્યારે ગુસ્સે થશે ત્યારેજ તેમને શિક્ષણુ આપવાનું બનશે. તે શિવાય હું શિક્ષણ આપીશ તો તેમના હ્રદયમાં ઉતરશે નહી. માટે રાણો આવે ત્યાં સુધી ઉંઘવાનો ઢોંગ કરી પડી રહી.

થોડીવારે રાણો પોતાના શયન મહેલમાં આવ્યો, ત્યાં પોતાના પલંગ ઉપર ફુલ સય્યા ઉપર કુમતીને સુતેલી જોઇ, રાણાએ કહ્યું, નોકર જાતને મે ઢે ચઢાવામાં ફાયદો નહી. કુતરાની માફક મોંહો ચાટે, માટે યોગ્ય સાશન આપવું જોઇએ. એવો વિચાર કરી પોતાની પાસે જેરબન તૈયાર હતો, તેના બે ફટકા કુમતીને જડાવી દીધા.

ગેરબાનના બે ફટકા પડતાં કુમતી બેઠી થઈ ગઇ, અને હસવા મંડી. રાણો આથી અજાયબ થયો, અને કુમતિને પુછ્યું, કુમતી તને બે ફટકા પડવાથી તારે ઉદાશી બનવું જોઇએ, છતાં તું હસે છે શા માટે ?

કુમતીએ કહ્યુ રાણાજી ! મારા હસવાનો ભાવાર્થ જુદોજ છે. રાણે કહ્યું શો ? કુમતીએ કહ્યું રાણાજી ! આ ફુલ જે ભગવાનને ચઢે છે, તે ફુલની સય્યા ઉપર એક ઘડી આળોટી, તો બે ગેરબનની સજા થઈ, તો તેજ ફુલની સય્યા ઉપર આપ અહોનીશ શયન કરો છો, તો તેની શું સજા તમોને થશે તેનો વિચાર આવવાથી હસવું આવ્યું.

રાણો આથી કમકમીત થયો, અને કહ્યું કુમતી ! તારૂ કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. અહા ! હા ! મારા જેવો પાપાંધ, વિષયાંધ, કામાંધ કોઇજ નહી; જે પુષ્પ પગ તળે આવતાં દોશીત થવાય, તે પુષ્પ ઉપર આ મળમુત્ર ભરેલી કાયા અહોનીશ આળોટે છે, તો મારા જેવો દોષિત બીજો કોણ ?

કુમતી કહે રાણાજી ! તમારૂ ગ્નાન જોઇ મારૂ મન ચકિત બન્યું છે. સહેજ વાતમાં આટલું ગ્નાન પ્રાપ્ત થયું, તે પ્રતાપ તમારા પુન્યોદયનોજ. રાણો કહે કુમતી ! તે બોધ મળ્યો તે પ્રતાપ ફક્ત ત્હારોજ છે. વારૂ કુમતી ! આ સદબોધ તને કોણે શીખવ્યો ! કુમતી કહે રાણાજી ! મારો પ્રતાપ શેનો ? પ્રતાપ સઘળો તે પ્રભુ પરાયણ દેવીનો.

રાણો આ સાંભળી ચકિત બન્યો. અને કહ્યું, કુમતી ! શું આ બધું તને તે દેવીએ શીખવ્યું ? કુમતી કહે હા રાણાજી. તે પવિત્ર જગતજનુનીએ તમારા ઉપર મયા કરી મને અત્રે રોકી છે. આ બધા સદ્ગુણો તમો ગ્રહણ કરો છો,

અને કરેલ પાપનો પસ્તાવો કરો છો, તે બધો તે પ્રભુ પરાયણ દેવીનોજ પ્રતાપ છે; હુતો ફક્ત ચીઠીનીજ ચાકરછું.

રાણો આ સાંભળી પારાવાર પસ્તાવામાં પડયો. મન સાથે રાણાએ કહ્યું ધન્ય છે પવિત્ર જગતજનુની ! આહા ! હા ! મારા કરેલ અપકાર સામુ નહી જોતાં, ઉપકાર કરવા ચુકી નહી. મીરાં ! મીરાં ! આ પાપીને પાપ મુક્ત કરવા તે આવા આવા પ્રયાસો રચ્યા છે ? તારા ઉપકારનો બદલો કોઇ રીતે આ પામરથી વળી શકે તેમ નથી. આ તનની ખાલનાં ખાસડાં કરીને પહેરાવું, તો પણ તારા ઉપકારનો કિંચીત બદલો વળે તેમ નથી. આ પાપાત્માને બચાવિ લેવા શું શું પ્રયાસો કર્યા છે ! ધન્ય છે પવિત્ર તારી પવિત્રતાને ! ધન્ય છે સાધુ તારી સાધુતાને ! કેટલા કેટલા અપકાર આ પાપી જીવે કર્યા, પણ છે કાંઇ રીસ ! છે કાંઇ રોષ ! છે કાંઇ ઝેર ! છે કાંઇ ખાર ! ધન્ય છે સમ દ્રષ્ટિથી જોવાવાળી ત્હારી સાધુતાને ! એ બધો હરીને હાથ કર્યાનો પ્રતાપ, એ પ્રમાણે વિચારમાં પડયો.

કુમતી કહે રાણાજી! રાજ ભોગનો વખત થઇ ગયો છે. રાણો વિચારમાંથી જાગૃત થયો, અને કહ્યું, જા કુમતી ઠાકોરજી સારૂ ભોગનો થાળ લઈ આવ્ય.

કુમતી ભોગનો થાળ લેવા ગઈ, અને રાણો ઠાકોર મંદીરમાં જઇ હાથમાં માળા લઈ પ્રભુનું સ્મરણ કરવામાં ગુંથાયો.

કુમતી થાળ લઇને આવી, ત્યાં રાણાને ધ્યાનસ્થ જોઇ તેણે વિચાર કર કર્યો, રાણાનું ધ્યાન કેવા પ્રકારનુ છે તેની ખાત્રી કરવી.

ખાત્રી કરવાના હેતુથી રાણો જે દુશાલો ઓઢીને બેઠો હતો, તે દુશાલા ઉપર કુમતીએ પગ મુકયો, અને આ-

ચમની અને પવાલું જે રાજા પાસે પડ્યું હતું, તેને લાત મારી ઢોળી નાંખ્યું. પવાલાના તથા આચમનીના ખખડાટથી રાણો ચમક્યો, અને વિચાર કર્યો કે, મારો દુશાલો બગડશે. ત્યાં કુમતીને જોઈ રાણે કહ્યું, આંધળી! જરા વિચાર નથી? આ પવાલું ઢોળીને, અને મારા દુશાલા ઉપર પગ મુકીને મારો દુશાલો બગાડ્યો.

કુમતી કહે રાણાજી! આ એક દુશાલો જે એક નજીવી ચીજ છે, ને જે બીજો મળી શકે છે, તેને માટે આટલા દિલગીર બન્યા, તો આ મનુષ્યરૂપી ભવ રત્ન તેને માયાના કીચમાં શા માટે રોળો છો? એક પળની કીંમત શી છે તે તો તમો સમજો છો, તો સમજ્યા છતાં પ્રભુ ભક્તિનો લાગેલો તાર તોડી, માયામાં મનુષ્યરૂપી ભવ રત્નને નાહક ગુમાવો છો, એ તે તમારી રીત?

રાણો કહે કુમતી! તારૂ કહેવું અક્ષરે અક્ષર સત્ય છે. ગયો વખત ફરીથી મળતો નથી. એક પળ પણ પ્રભુ રટણમાંથી ખોવી તે નીરર્થક છે. પણ કુમતી તને આ જ્ઞાન કોણે શીખવ્યું?

કુમતી કહે રાણાજી કોણે કેમ? તેજ પ્રભુ પરાયણ દેવીએ, તેજ જગતજનુંનીએ. રાણો કહે શું તે જગતજનુનીએ આ જ્ઞાન શીખવી મને પામરને બોધ આપવા તને અત્રે મુકી છે?

કુમતી કહે હા. રાણો કહે મીરાં! તું ક્યાં છું? વારૂ કુમતી તે મીરાંના! અરે તે પવિત્ર દેવીનાં દર્શનનો લાભ આ પામરને મળશે? શું તે દેવીનાં દર્શન કરવા આ પાપાત્મા ભાગ્યશાળી બનશે? ના! પણ આ પાપાત્મા સુધી તે પવિત્ર દેવીનાં દર્શન હોયજ શાનાં!

કુમતી ! કુમતી ! બસ તું મને મીરાંબાઈ પાસે લઈ જા ! આ પાપાત્માને તેના ચરણ કમળમાં પડી માફી માગવા દે, ગમે તે પ્રયાસે એકવાર તે દેવી ચીતોડ પધારે તેમ તેની વીનવણી કરીશ. શું તે દેવી પધારશે ? ના ! ના ! શેની પધારે ? પધારેલી દેવીનાં પગલાંને મેં પાપાત્માએ નહી પુજતાં તેનો અનાદર કર્યો, તે શેની પધારે શું તે મારી વીનવણી નહી કબુલ કરે ! તું એકવાર મને તે દેવી પાસે લઇ જા. તારા પગે પડુ છું, જો એકવાર તે દેવીનાં દર્શનનો લાભ મળે, તો તારો ઉપકાર જન્મ પર્યંત નહિ વિસરૂં તારો ગુલામ બની રહીશ. પણ એકવાર તે દેવીનાં દર્શન કરાવ્ય. તને તો ખબર હશે કે તે દેવી કયાં છે ? બતાવ્યા, કુમતી બતાવ્ય. નામે કુમતી, પણ તે પવિત્ર સતી માતાના પ્રતાપથી બનેલી સુમતી, કહે ! કહે ? તે દેવી કયાં છે ? મને તેની પાસે લઈ જા.

કુમતીએ કહ્યુ રાણાજી ! તે દેવી કયાં છે તે હું જાણું છું. હું ઘણી ખુશીની સાથે તે દેવી પાસે તમને લઈજઇશ.

રાણો કહે પણ તે કયાં છે, તે તો બતાવ્ય ! ખોટાં બહાનાં શા માટે કાઢે છે.

કુમતી કહે રાણાજી ! તેઓ ભગવાન શ્રી ગિરિધરલાલજી સાથે સંતોસહ વૃજમાં ગયાં છે, અને ત્યાંથી બારોબાર દ્વારીકાં જવાનાં છે.

રાણો કહે શું તે દેવી ભગવાનની સાથે વૃજમાં ગઈ છે ? ચાલ્ય, ચાલ્ય, કુમતી ચાલ્ય ! આપણે વૃજમાં જઇ તે દેવીના ચર્ણમાં વંદન કરી ચિતોડ પાછા પધારવાની વીનવણી કરીએ.

કુમતી કહે ભલે, પધારો જેવો રાણાજીનો હુકમ. રાણો કહે કુમતી! હુકમ નહી પણ પ્રાર્થના. તારો આ આભાર હું જન્મ પર્યંત વિસરનાર નથી.

કુમતી કહે રાણાજી મને એટલી બધી મ્હોટાઈ ન આપો, તે મ્હોટાઇને લાયક હું નથી, તે મ્હોટાઇ અને માન તે દેવીનેજ ઘટે છે. હું તો ફક્ત ચીઠીનીજ ચાકર છું.

રાણો કહે કુમતી! તારૂ કહેવું અક્ષરે અક્ષર હું માંથે ચઢાવું છું. આ મન તે દેવીનાં દર્શન કરી કરેલ પાપનો પસ્તાવો તે દેવીના ચરણ કમળમાં કરવા અધીરૂ બની બેઠું છે, માટે જલદીથી તું મને તે દેવી પાસે લઈ જા. કુમતી કહે ભલે ચાલો, અને જયમલ રાઠોડને ખબર આપો કે તે બારોબાર દ્વારીકાં મીરાંબાઇનાં દર્શન કરવા સારૂ આવે.

રાણે તરત એક અનુચર તૈયાર કરી મેડતા મોકલ્યો, અને પોતે કુમતી સાથે વ્રજમાં મીરાંબાઇના દર્શનાર્થે જવા તૈયાર થયો.



# પ્રકરણ ૨૨ મું.


રાંબાઇ સંતો પાસે આવ્યાં; ત્યાં સંતો ઇશ્વર સ્મરણ કરતા પ્રભુ ભજનમાં ગુલતાન બની રહ્યા છે, અને સાચા દીલથી સ્તુતી કરે છે. તે જોઇ મીરાંબાઇ પ્રસન્ન થયાં, અને સંતો સાથે ભજન ગાવા મંડી ગયાં.

**ભજન.**

ભુલ્યો ભટકે શીદ ભોગી ભ્રમર.
તારે માથે મરણનો છે ભાર—જગત તો જુઠું છે.
ખલક પલકમાં ફના થશેરે, તજી વલખ અલખ સંભાળ—જગત.
કેનાં છોરૂને કેનાં વાછરૂ, વળી કેનાં છે માને વળી બાપ—જગ.
પાપ અમાપ કરી પેટ ભરેછે, કેમ સહીશ તું શ્રાપના સંતાપ—જગત.

**સાખી.**

મારૂ મારૂ શું કરે, તારૂ નહી તલભાર;
વ્હારે નાવે લક્ષ્મી, અલખ એક સંભાળ—જગત.

**સાખી.**

પંચ ભુતનું પૂતળુ, મળથી ભર્યું અપાર;
પંચ રંગી ઉપર કર્યું, કારીગર કીરતાર—જગત.

**સાખી.**

બાજીગર બાજી કરે, નજરબંધના ખેલ;
ધંધો કરતા ઢળી જશે, જેમ ઘાણીનો બેલ—જગત.

ભજન પુરૂ થયું ત્યાં મીરાંબાઇએ કહ્યું સંતો ! ચાલો રૂપગોસાંઇનાં દર્શન કરી દ્વારીકાં જવું છે. સંતો સર્વે તૈયાર થયાં અને રૂપગોસાઇના મંદિર તરફ ગયાં.

રૂપગોસાઇના મંદીર પાસે મીરાંબાઇએ જઈ, રૂપગોસાંઇને ખબર કહેવરાવી, કે મીરાંબાઇ તમારાં દર્શન કરવા આવે છે.

રૂપ ગોસાઈને આ ખબર પહોચતાં તેમણે આડા પડદા નંખાવી મીરાબાઇને અંદર આવવા કહ્યું. મીરાંબાઈ-ને આજ્ઞા મળતાં તેઓ મંદીરમાં ગયાં, અને રૂપગોસાઇ ના ચરણમાં પડયાં.

મીરાંબાઇએ કહ્યું એવો તે આ દાશીનો શું અપ-રાધ છે કે, જે દર્શન આશથી આવી તે દર્શન મળ્યાં નહી! રૂપગોસાંઇએ કહ્યું મીરાં! હું કોઇ સ્ત્રીનું મુખ જોતો નથી તેથી આડા પડદા કર્યા છે.

મીરાંએ કહ્યું માહાત્મા? આથી મને અચંબો ઉપજે છે, કે તમે પોતે પોતાને પુરૂષ સમજો છો?ગોસાંઇએ કહ્યું કેમ? મીરાંએ કહ્યું નર કહેતાં અર્જુન, અને નારાયણ કહેતાં ભગવાન શ્રી ગિરિધરલાલ તે શિવાય હું કોઇને પુરૂષ સમજતીજ નથી, પરંતુ તમે પોતાને પુરૂષ માનો છો તે અચંબાની વાત છે!

રૂપગોસાઈએ કહ્યું કારણ? મીરાંએ કહ્યું તે ચત્રુ-ભુજના નામની ચુડી પહેરી આવા ઉત્તમ મહાત્માપદને પામ્યા છો, છતાં તમો પોતે પોતાને પુરૂષ શા માટે સમજો છો?

રૂપગોસાઇએ કહ્યું ચત્રુભુજ નામની ચુડી પહેરી તેથી શું પુરૂષ મટી ગયો? મીરાં કહે હા. સ્ત્રી અને પુ-રૂષનો આત્મા એકજ છે. આત્મા જુદો નથી. તેને ત્યાં તો સર્વે સ્ત્રી પુરૂષ સરખાંજ છે.

રૂપગોસાઇએ કહ્યું તેની ખાત્રી શી રીતે થાય? જો કદાપી તેવો પરચો મળેતો નીયમ મુકી દર્શન આપું.

મીરાં કહે માહાત્મા ! તમો શું દર્શન આપતા હતા ! મારી ઇચ્છા છે તો તે શામળીઓ લાલ દર્શન કરાવાવાળો તૈયાર છે. રૂપગોસાઇ કહે તે શી રીતે ? મીરાં કહે જુવો—જે ભક્તિના બળે તમો માહાત્મા પદને પામ્યાછો. તેજ ભક્તિના બળે. એમ કહી મીરાંએ ઇશ્વર સ્તુતી કરવા માંડી.

હે ભક્ત વત્સલ દિનદયાળ વ્હાલા સ્વામી ગિરિધર પ્રભુ ! જો હું સત્ય નિષ્ટાથી ગોસાંઇનાં દર્શન કરવા આવી હઉં અને તમો સર્વને સરખાં ગણતા હો, તો મને તે દર્શન પ્રાપ્ત થાઓ.

ઉપર પ્રમાણે સ્તુતી કરી ત્યાં રૂપગોસાઇએ પડદા નંખાવ્યા હતા તે ફડો ફડ ફાટી ગયા, અને મીરાંબાઇને ગોસાંઇનાં દર્શન થયાં.

મીરાંબાઈની આ ભક્તિથી ગોસાંઇજી ચકિત બન્યા, અને મીરાંબાઇના ચરણમા પડયા. મીરાંબાઇ પણ તે મહાત્માના ચરણમાં પડયાં, અને અન્યો અન્ય હર્ષનાં આંસુ લાવી ભેટયાં.

ગોસાંઇજી કહે ધન્ય છે મીરાંબાઇ તમારી ભક્તિને ! તમારી ભક્તિની બલીહારી ! આજ સુધી અજ્ઞાનતાથી હું પોતાને પુરૂષ સમજતો હતો, તે અજ્ઞાનતા તમારા પ્રતાપે દુર થઇ છે, અને ઇશ્વરને ત્યાં સ્ત્રી અને પુરૂષ સર્વે સરખાં છે, તે આજ તમારા બોધથી જાણ્યું છે.

મીરાંબાઇ કહે મહાત્મા ! તમો તો મ્હોટા મહાત્મા પુરૂષ છો. ગોસાંઇ કહે હું મહાત્મા ખરો, પણ તમારી માહાત્મતા જુદી છે; આજ તમે મારી અજ્ઞાનવૃતી દુર કરાવી સદબોધ આપી ગુરૂનું કામ બજાવ્યું છે. મીરાં કહે

મહાત્મા ! એવી ખાલી કુથલી મુકી આ.લો. ભગવાનનું ભજન કરીએ; મહાત્મા ખુશી થયા, અને સંતો સાથે ભજન ગાવામાં પડ્યા.

**ભજન.**

વિસરશો નહી હરી, મનથી વિસરશો નહી હરી.
ગોકુળ અને શુભ મથુરા નગ્રી, વચમાં જુમનાજી ભરી–મનથી.
જળ જમનાં જળ ભરવા ગયાંતા, સીરપર ગાગર ધરી–મનથી.
મોર મુગટને કાનેરે કુંડલ, મુખપર મોરલી ધરી—મનથી.
વંદ્રાવનને મારગ જાતાં, અમુલખ વસ્તુ જડી.
વંદ્રાવનમાં ગૌધન ચારતાં, લીલાવટ તીલક ધરી–મનથી.
રાણી રાધીકાજીનો મ્હેલ તજીને, કુબજા શું પ્રિતિ કરી–મનથી.
મીરાંબાઈ કહે ગાઉ ગિરિધરના ગુણ, ચરણકમળ ચિત્તધરી–મનથી

---

ભજનથી મુક્ત થઈ મીરાંબાઈ સંતોસહ રૂપગોસાંઈની રજા લઇ દ્વારીકાં તરફ જવા તૈયાર થયાં. રૂપગોસાંઇએ મીરાંબાઇને દંડવત કર્યા, અને કહ્યું હે પવિત્ર દેવી! તમોએ અત્રે પધારી મને ઉત્તમ બોધ આપી મારી અજ્ઞાન ચક્ષુ ખોલી છે. તમારાં દર્શનથી હું પાવન થયો છું. હુંપદમાં ભળી ખોટો ટેક ધારી પુરૂષ બનેલો, તે હુંપદ આજ દુર થયું છે. મીરાંબાઇએ કહ્યું મહાત્મા! પ્રભુના પ્રત્યક્ષ પરચા શિવાય સંપુર્ણ જ્ઞાન પ્રાપ્ત થતુંજ નથી. અને તેવા પરચાથી તમને જ્ઞાન પ્રાપ્ત થયું છે, તેથી હું ઘણીજ ખુશી થઈ છું.

રૂપગોસાંઇએ કહ્યું હે પવિત્ર દેવી ! અત્રેથી ક્યાં સીધાવવા ધારો છો ? મીરાંબાઇએ કહ્યુ હું અત્રેથી સંતો સહ દ્વારીકાં તરફ જવાનું ધારૂં છું, રૂપગોસાંઇએ કહ્યું ચાલો, હું પણ, સંતોસહ દ્વારીકામાં પરમ કૃપાળુ રાધાવર નાં દર્શન કરવા આપની સાથેજ આવું છું.

મીરાંબાઇએ કહ્યું મહાત્મા ! તમારા આવવાથી મને હર્ષ થશે. મીરાંબાઈની આજ્ઞા મળતાં રૂપગોસાંઇ પણ મીરાંબાઈ સાથે દ્વારીકાં જવા તૈયાર થયા; ત્યાંથી દ્વારીકાં જવા સારૂ ભજન ગાતાં સર્વે નિકળ્યાં.

## ભજન

ભજ મન કૃષ્ણ મોરાર મુરખડા,
મનવા મમત શીદ ધારેજી,
માત તાત સુત બાંધવ વનિતા
તે સઉ માયા મારેજી.
હરી હીરો છોડીને મુરખ કાચ શું ગ્રહવા ધાવેજી;
પ્રભુ ચરણપદ છોડી પ્રાણી, નર ભવ શીદ ગુમાવેજી;
માયામાં આસક્ત રહીને, ચાલે ચાલ તુ ગજનીજી,
પડીશ સપાટે કાળ ઝપાટે, ગિરિધવર પ્રભુ ભજનેજી.

---

## ભજન.

છો પતિત પાવનકાર, શરણ તુજ ચહ્યું ચીત ધારી—છો.
છે અનંત તુમ ઉપગાર, તેમ આપો શરણું ભારી—છો.
કીધાં અનેક ભક્તોનાં કાજ, રાખો તેમ લાજ;
ગરીબ નીવાજ, ભક્ત વત્સલ છો મોરારી—છો.
પ્રભુ ભજન કરૂં ધરી પ્યાર, કરો દીન વ્હાર;
અરજ ઉરધાર, સ્વીકારોજી અરજી છે મારી—છો.
વસ્યા પ્રલ્હાદ સ્થંભે નાથ, પાંડુનો સાથ;
ગણો જગનાથ, દીધા છે બળતા ઉગારી—છો.

---

ઉપર પ્રમાણે ભજન કરતું સંત મંડળ રૂપ ગોસાઇ સહ દ્વારીકા શ્રી ગિરિધરલાલજીના દર્શનાર્થે ગયું.

---

# પ્રકરણ ૨૩ મું.



તોડથી કુંભો રાણો અન્ન પાણીનો ત્યાગ કરી કુમતીસહ વૃજમાં મીરાંબાઇના દર્શનાર્થે નીકળ્યો હતો તે વૃજમાં આવી પહોંચ્યો. વૃજમાં આવી મીરાંબાઈની તપાસ કરી તો મીરાંબાઇ દ્વારીકાં ગયાના ખબર મળ્યા. ખબર મળતાં અનંત ઉપકારિણી મીરાંબાઇનાં દર્શન માટે ઘેલો બનેલો રાણો કુમતીસહ દ્વારીકાં જવા નીકળ્યો

દ્વારીકાના રસ્તામાં જતાં ઝાડને પુછતો કે જગતજનુની મીરાંબાઇને જોયાં. વૃજથી દ્વારકાંનો રસ્તો તો આજ, માટે આ રસ્તે તે દેવીનું આવાગમન થયું હશે માટે મારી ખાત્રી છે કે તમો તે દેવીનાં દર્શન માટે મારા જેવાં નિર્ભાગી નહી હો; તમને તો દેવીનાં દર્શન મળ્યાં હશે. પણ હુંજ અભાગી કે તે દેવીનાં પવિત્ર દર્શન મળવા છતાં તે દર્શનનો અનાદર કર્યો અને છેવટમાં પસ્તાયો.

કુમતી કહે રાણાજી ! નાહકનો પસ્તાવો શા માટે કરો છો ? ગઇ ગુદરી વાત ને વીસારો; તે દે ીનાં દર્શન મળશે, તેનો પુર્ણ વિશ્વાસ રાખી મારી સાથે પધારો; ગઈ તક બ્રાહ્મણ પણ વાંચતા નથી.

રાણો કહે શું તે દેવીનાં દર્શનનો લાભ આ પામરને મળશે ! કુમતી કહે મળશે રાણાજી મળશે; માટે પુર્ણ વિશ્વાસ રાખો અને જલદીથી પગ ઉપાડો.

કુમતીનાં આવાં વચન શ્રવણ થતાં રાણાના ચિત્તને કાંઇક શાન્તિ મળી, અને તે પવિત્ર દેવાનાં દશનનો જી-

જ્ઞાસુ રાણો તે પવિત્ર દેવી અને મહાપ્રભુ શ્રીગિરિધરલાલજીનું સાચા દિલથી ચિંતવન કરતો ઉતાવળેથી ચાલવા લાગ્યો.

થોડે દુર ગયા બાદ ઘણે લાંબે એક રિસાલો આવતો જણાયો. કુમતીએ કહ્યું મહારાજા કોઇ રિસાલો આવતો હોય તેમ જણાય છે. રાણો આથી અજાયબ થયો અને કહ્યું શું તે પવિત્ર દેવીનો રિસાલો તો નહિ હોય! કુમતી કહે રાણાજી તે શી રીતે સમજાય! બરોબર નજરે પડે તો કહું; મીરાંના દર્શનનો જીજ્ઞાસુ રાણો અનાયાસે દર્શન મળવાની આશાથી તે રિસાલો જોવા માટે રોકાયો; કુમતીએ કહ્યું રાણાજી ચાલો. રાણો કહે કુમતી ઉભી રહે કદાપિ આ અભાગીને તે પવિત્ર દેવાંગનાનાં દર્શન મળે તો! કુમતી કહે રાણાજી! હવે પરતાવો શાનો કરોછો? માતાના ગર્ભવાસમાં જે ધ્યાન ધરતા હતા તે ધ્યાન ભુલી માયામાં ડુલી પાપમાં પ્રવર્ત બન્યા, તે ન બન્યા હોત તો આ દશાને પ્રાપ્ત થાત! રાણો કહે કુમતી તારૂ કહેવું સત્ય છે. તે અભાગી જીવે ગર્ભવાસમાંથી મુક્ત થવા ભગવાનની અનેક આજીજી કરી પુન્ય કર્મ કરવા બંધાઈ, ગર્ભવાસમાંથી મુક્ત થતાં જ સંસારનો માયાવી પવન ખાઈ, તે બધુ ભુલી પાપ કર્મ કરવામાં પ્રવર્ત થયો. અને છેવટમાં પ્રભુ નામનો મહીમા તે પવિત્ર દેવીના પ્રતાપથી જાણતાં વારંવાર પસ્તાવામાં પડ્યો છે. અહા હા! મારૂ પાપ કેટલું! ન જોયું પાપ ન જોયું પુન્ય! ન ઓળખ્યા સંત! ન ઓળખ્યાં મહંત! મેં પાપીઆએ તે પ્રભુ પારાયણ દેવીને પણ નહી ઓળખી. હવે આ પાપીઆંના પાપનો અંત કવી રીતે આવશે? પસ્તાઉ છું, મુંઝાઇ છું. કુમતી! કુમતી! હવે આવા પાપાત્માનું શું થશે?

રાણો— ગાયન.

પસ્તાઉં છું હું પાપી પુરો, હે ! દયા નિધાન;
પાપ પુરમાં તણાયો, છેવટ આવ્યું ભાન— પસ્તાઉં
પુર્ણ આજીજી કરતો, માતું ગર્ભમાં પડી,
તેથી મુક્ત કિધો પ્રભુજી, વિનતી ઉર ધરી— પસ્તાઉં.
ઝેરી માયા પવન અડતાં, પામર તેમાં ફસ્યો;
આગળ શું થાશે જીવનું, વીચાર ન આણ્યો કસ્યો—પસ્તાઉં.
ઉદ્ધારવાને કારણ આણી, દયા દિનની;
પધાર્યા પણ નહી ઓળખ્યાં, તે જગત જનુંની—- પસ્તાઉં
દર્શન દેજો માત, તજી રોષ કાળને;
લાજીને હું શર્ણ માગુ, આપો બાળને—

---

કુમતી કહે રાણાજી ! નિશ્ચય રાખો, તે દેવી જરૂર શર્ણ આપશે. ( રિસાલા સામુ જોઈ) અરે ! આતો પ્રભુ ભક્ત જયમલ રાઠોડનો રિસાલો ! જુવો પેલાં મીરાંબાઇનાં કહેવાતાં માતુ ! તેઓને ખબર મળતાં તેઓ પણ મીરાંબાઇના દર્શનાર્થે આવતા હોય તેમ જણાય છે.

રાણો કહે હા ! હા ! એતો એજ ! ચાલ્ય સામા જઈ તે પ્રભુ ભક્તના ચરણમાં પડી તે પવિત્રની માફી માગું. કુમતી કહે ચાલો એતો આવી પહોચ્યાં,

રાણો અને કુમતી જયમલ રાઠોડના સામે ગયાં, અને જયમલ રાઠોડને મળતાંજ રાણો તે કુમતીસહ તે હરિ ભક્તના ચરણમાં પડ્યો.

જયમલ રાઠોડે રાણાનો અને કુમતીનો હસ્ત ગ્રહી ઉઠાડયાં. રાણાને અને કુમતીને એકલાં જોઇ જયમલ રા-

જાએ કહ્યું રાણાજી ! તમો એકલા કેમ ? તમારો રિસાલો ક્યાં ગયો ? મારી મીરાં ક્યાં ?

રાણાએ કહ્યું હે પવિત્ર ભક્તરાજા! તમોએ આ પાપાત્માનું કલ્યાણ કરવા આપેલ દૈવી રત્ન મેં પાપીએ નહી ઓળખતાં કાચનો કટકો ગણી તે રત્નનો અનાદર કર્યો. છેવટમાં તે રત્નની પરિક્ષા મળતાં પામર પ્રાણી પારાવાર પસ્તાવાને વર્યો, અને તેની મયાથી પ્રભુને ઓળખી તે દેવી રત્નની ક્ષમા માગવા આ મુસાફરનો વેશ ધારણ કર્યો. મીરાં ! મીરાં ! તું ક્યાં છું ! આ પાપાત્મા ઉપર મયા કરી હરી હીરો દાનમાં આપી આ પાપાત્માનો ભવ સુધર્યો તેવી રીતે મયા કરી::કરેલ પાપની ક્ષમા કરજે. દેવી ! દેવી ! આ પાપાત્માએ તને સતાવવામાં બાકી મુકી નથી.

જયમલ રાજા કહે રાણાજી ! ધીરજ ધરો; તમો કરેલ કર્મનો પસ્તાવો કરો છો, તો તે સઘળાં પાપ ઇશ્વર માફ કરશે; રાણો કહે ભક્ત રાજા! હવે પુરો પસ્તાઉ છું, કરેલ પાપ કર્મ માટે પુરો મુઝાઉં છું. જયમલ કહે રાણાજી! હવે તે પસ્તાવો કરે શું વળનાર છે. બનવાનું હતું તે બની ગયું. પણ મીરાંબાઇ ક્યાં છે ?

રાણો કહે તે સઘળુ આ કુમતી જાણો છે. હું તો આ કુમતીની કૃપાથી પાપને ઓળખીને તે છોડી, પ્રભુનું અને તે દેવીનું રટણ કરનાર પ્રભુનો અને તે પ્રભુ પરાયણ દેવીનો ગુન્હેગાર છું. મારી અજ્ઞાન ચક્ષુના પડળ ખોલી, અજ્ઞાન અંધારૂ દુર કરનાર, આ કુમતીનો તાબેદાર છું. તે દેવીના દર્શનાર્થે લઇ જાય ત્યાં જવા તૈયાર છું.

જયમલ કહે શું આ કુમતીના બોધથી તમો પવિત્ર બન્યા ! રાણો કહે હા. કુમતી કહે ના મારા શેના ? તે

દેવીના. હું તો ફક્ત ચિઠ્ઠીનીજ ચાકર છું, જયમલ કહે કેમ ? કુમતી કહે, તે દેવી મને રાણાજીને બોધ આપવા સારૂ ચિતોડ મુકી પોતે વ્રજમાં થઇ દ્વારીકાં ગયાં. મેં તેમની આજ્ઞાનું પાલન કર્યું. પ્રભુજીના તથા તે પ્રભુ પરાયણ દેવીના પ્રતાપથી રાણાની પાપ વૃતી દુર થઇ, અને દેવીની આજ્ઞા મુજબ તેમનાં દર્શનાર્થે દ્વારીકાં રાણાજી સહ જાઉંછું, માટે મારો પ્રતાપ શેનો ? સઘળો પ્રતાપ તે દેવિનો અને મહા પ્રભુ શ્રી ગિરિધરલાલજીનો.

રાણો કહે કુમતી ! તે બધુ ખરૂ, પણ આંધળાની લાકડી તો તુંજને ? કુમતી કહે હા. પણ તે દેવિની પ્રેરણાથી.

જયમલ કહે રાણાજી ચાલો દ્વારિકાં જઇ તે દેવીનાં દર્શન કરવા ભાગ્યશાળી બનીએ. રાણો કહે ચાલો. સર્વે રસ્તે પડયાં; જયમલ રાજાએ કહ્યું રાણાજી ! તમારા કોમળ ચરણને લીધે તમો થાકી ગયા હશો ? આ ઘોડા ઉપર બીરાજો. રાણો કહે આ ગંદી કાયાને જેટલી માયા લગાડીશું તેટલી માયા તે ગ્રહણ કરશે, કદાપી કાળે ના કહેનાર નથી. આ કાયાને તો કષ્ટવીજ સારી. જેથી કષ્ટના લીધે પણ તે હરી નામનો ઉચ્ચાર કરે. સુખની વખતે તે પાપાત્મા સ્વપ્ને પણ ઇશ્વરને યાદ નહીં કરે, માટે તેને તો કષ્ટવાજ દો. જયમલ રાજા કહે રાણાજી ! આ બોધ કાંઇ થોડો ગ્રહણ કર્યો નથી. હવે તે બોધ તમો વિસરનાર નથી, માટે આ ઘોડા ઉપર બીરાજમાન થાઓ.

રાણો કહે મીરાંને મળતાં સુધી અન્ન જળનો ત્યાગ કર્યો છે, તો પછી ઘોડા ઉપર કેમ બેશી શકાય ? માટે તે હું કદાપિ કાળે ગ્રહણ કરનાર નથી.

રાણાની આ ટેકથી જયમલ રાજા ખુશી થયો, અને સર્વે પંથે પડયાં, તે થોડા દીવશે દ્વારીકાં આવી પહોચ્યાં.

## પ્રકરણ ૨૪ મું.



મીરાંબાઇ સંતોસહ દ્વારીકાં આવી, પ્રથમ ગોમતીજી સ્નાન કરી, ભગવાન શ્રીગિરિધરલાલજીના મંદીરે આવી, ભગવાનની મુર્તીનાં દર્શન કરી, ભગવાનની સ્તુતી કરવા માંડી.

### ગાયન.

**મીરાં**—જય જય દિનાનાથ, મેંતો ગ્રહ્યો હેતે હાથ;
નહી છોડુ કદી સાથ, ગ્રહ્યા સાચા હરી;
તમો અનાથના નાથ, સાચા દુખીઆંના સાથ;
ભજું હુંતો ભલી ભાત, નમુ હર્ષ ધરી;

**સંતો**—આવ્યા સંતો તુમ. પાર, તેની કરો તમો વ્હાર;
કાઢો ભવો દધી બહાર, પ્રભુ મયા કરી.
ધર્યું ભકતવત્સલ નામ, કરો ભકત તણાં કામ;
સાચી ભકતને તુમ હામ, બેઠા ભકિત વરી.

**મીરાં**—પ્રાણ પ્રભુ જલદી આવો, સાચો તુમપર દાવો
દર્શન દીયો રહેમ લાવો. પ્યારી ઉરે ધરી.

**ગિરિધરલાલ**—
આવ્યો આવ્યો મીરાં પ્યારી, મુકુ તને કેમ વિસારી;
જપુ સાચી માળા ત્હારી, લીધો ત્હારો કરી.

---

મીરાંબાઇએ કહ્યું પ્રાણપ્રભુ પધાર્યા ? **ગિરિધરલાલજી** એ કહ્યું હા. તારી વીનવણીનો અનાદર તે થાય? મીરાંબાઇએ કહ્યું પ્રાણ પ્રભુ ! તેવીજ કૃપા આ દિન દાશી

ઉપર અહોનિશ રાખજો, એટલી પ્રાર્થના છે. પણ મહારાજ હવે તો મારો પુર્વ ભવ જણાવો.

ગિરિધરલાલજીએ કહ્યું મીરાં! હજુ વાર છે. મીરાંબાઇએ કહ્યું મહારાજ ? આમ નાહક શા માટે અધિરી બનાવો છો? ભગવાને કહ્યું મીરાં ધિરજ રાખો, તમારો પુર્વ ભવ હું તમોને જણાવીશ, પણ જૂઓ! પેલાં તમારાં સંસારી માતા પીતા તથા રાણાજી તામરાં દર્શનાર્થે આવે છે, તેમનો સત્કાર કરો.

મીરાં કહે પ્રાણ પ્રભુ! તમો શિવાય મારાથી શી રીતે તેમનો સત્કાર થવાનો છે? ગિરિધરલાલજીએ કહ્યું મીરાં! હું ત્હારોજ છું. જે કહે તે કરવા તૈયાર છું. મીરાંબાઇએ કહ્યું કૃપાનાથ! રાણો હવે તમારા પદને પામ્યો હોય તેમ જણાય છે. ભગવાને કહ્યું હા, તેની પાપ વૃતી દુર થઇ છે. તેણે પાપનો પુર્ણ પસ્તાવો કરી, ભક્તિને વરી, મારા પદને પામવાનો અધિકાર મેળવ્યો છે.

મીરાંબાઇએ કહ્યું તો પ્રાણ પ્રભુ! સર્વેને સાક્ષાત દર્શન આપી પાવન કરો. ભગવાને કહ્યું મીરાં! તે પણ કબુલ છે, પણ પ્રથમ તેમની શું ઇચ્છા છે, તેતો સાંભળો. મીરાંએ કહ્યું જેવી પ્રાણ પ્રભુની ઇચ્છા ( જયમલ રાણો કુમતી વગેરે આવે છે, અને સર્વે મીરાંબાઇના ચરણમાં પડે છે ) જયમલ્લ રાઠોડે કહ્યું હે પ્રભુ પરાયણ દેવી! તને ચિતોડ વરાવી મેં મુઢમતીનાએ અતિશય કષ્ટ આપ્યું છે. પાપીઆ કુલાંગાર ધર્મ ભ્રષ્ટ ક્ષત્રીઓથીમને બચાવાને આ અભાગીઆએ પ્રભુ પરાયણતા જાણવા છતાં ચિતોડ વરાવી અથાગ દુઃખ વેઠાવ્યું છે, તેની માફી આપી મને કૃતાર્થ કરો.

દેવી ! દેવી ! દયાની નજર કરી જુવો, હું તો એક પામર પ્રાણી છું. માયાવી જીવ છું. માયાના અંધારામાં જે કર્તવ્ય થયું તેને માટે પુરો પસ્તાઉ છું. માટે દેવી ! પ્રભુ પરાયણ દેવી ! તે દોશની ક્ષમા કરી અભય વચન આપો?

મીરાંબાઇએ કહ્યું હે ઇશ્વરના પરમ ભકત રાજા ! તમારો બીલકુલ દોશ નથી. માયાની જાળ ન્યારી છે, અને તેવી માયા રચનાર મારા નાથની બલીહારી છે.

રાણાએ કહ્યું હે પરમ સાધવી જગત જનુની ! આ પાપાત્માએ તને દુઃખ દેવામાં કચાશ રાખી નથી. તારો ઉત્તમ બોધ તે પણ નહી ગણતાં તને મારવા બએ વખત ઉઘાડી તલવારે ધસ્યો. એકવાર ફળ ગુમાવ્યાં, બીજીવાર તેજ નોધારાના આધાર શ્રી **ગિરિધરલાલજીએ** તારાં ચાર સ્વરૂપ બતાવ્યાં. એવો પ્રત્યક્ષ પરચો આપવા છતાં, આ પાપાંધની તને મારવાની જીજ્ઞાશા તૃપ્ત થઇ નહી. મીરાં ! મીરાં ! તે કર્મો સંભારૂં છું, ત્યાં જીવને કમકમી આવે છે, વાચા બંધ થઇ જાય છે. મારા જેવો પાપાંધ દુનિયામાં બીજો કોણ હશે ? કુતરૂ કરડવા આવે, તેને એક વખત લાકડી મારતાં તેની તે જીજ્ઞાસા દુર થઈ નાશી જાય છે, પણ મને કુતરાને સાન ના વળી. પ્રત્યક્ષ પરચા રૂપી લાકડીઓ ખાવા છતાં પણ તને મારવાની જીજ્ઞાસા તૃપ્ત ન થઇ. તને મારવા કૃષ્ણ ચર્ણામૃતનુ નામ દઇ ઝેર મોકલ્યું તે ઝેર તેજ સાચા ધણીના પ્રતાપથી અમૃત થઇ ગયું, તેટલુ કરતાં પણ પામર ધરાયો નહી. સાલીંગરામનું નામ આપી વિષધર મોકલ્યો, તે વિષધર પ્રભુના પ્રતાપે સાલીંગરામ રૂપે બન્યો; અને પાછો વિષધર બની પાપ વૃતિએ

ચાલનાર કુમતીનેજ હશે. આટલા આટલા પ્રયત્નો તને મા-
રવા માટે કર્યા, પણ ઝેર કે ખાર નહી રાખી, તેજ કુમતીને
સર્પના ઝેરથી મુક્ત કરી, અને છેવટે તેના ઉપર મયા કરી
ઉત્તમ શીક્ષણ આપી તેને પ્રભુ ચરણુની અધિકારીણી કરી.
અહા હાહા! તારા ગુણ હું કેટલા વખાણુ. તને દેશવટો
આપ્યો તેથી તું નારાજ નહી બનતાં મારો ઉપકાર માની
ચાલી ગઇ. જતાં જતાં પણ ઉપકાર કરવો ભુલી નહી. આ પા-
પીઆને પાવન કરવા કુમતીને સદ્બોધ શીખવી મારી પાસે
મોકલી. હું પામરને તે કુમતીએ સદ્બોધ શીખાવ્યો, અને
પ્રભુ ભક્તિનો રસ્તો બતાવ્યો. મને સુદ્ધ મતીનાને ઠેકાણે
લાવવા અનેક અનેક પ્રયત્નો કર્યા. તે પાપ વૃતી તેના
પ્રતાપે દુર થઇ. મીરાં! મીરાં! તારાજ પ્રતાપે સદ્
બુદ્ધિ પ્રાપ્ત થઇ. આજસુધી પાપી સોબતીઓ મારી પા-
સેથી ફાવ્યા હશે, પણ હરી હીરો ઓળખતાં તે પાપી
સોબતી દુર થયા. સત સંગાથ મળ્યો, તે પણ તારોજ
પ્રતાપ. મેં આંધળાએ પાપી સોબતીઓથી સ્વર્ગ સુખ
અનુંભવનું ધાર્યું હતુ, પણ માયાના અંધકારમાં પામર જી-
વને ન સમજાયું કે પાપરૂપી ઘાસનું બખ્તર પહેરી સ્વર્ગ
ની શાંન્ત આગમાં કેવી રીતે જઇશ? માયારૂપી કાગ-
ળના નાવમાં બેશી ભવજળ શી રીતે તરીશ? માયારૂપી
લાકડીના ઘોડે બેશી ભવ અટવીની મુસાફરી કેવી રીતે
પાર પાડીશ? ન જોયું પાપ! ન જોયું પુન્ય! ન ઓ-
ળખ્યા સંત! ન ઓળખ્યા મહંત! મેં અભાગીઆએ
પોતાને મળેલી ભવજળધીથી તારનાર નાવ રૂપી તું, તેને
પણ નહી ઓળખી તરછોડી માયા સમુદ્રમાં ગોથાં ખાવાં
હું ગમારને ગમ્યાં. પણ તારી કૃપાથીજ ભવજલથી ત-

રવા શક્તિવાન થયો. જો તારી મયા ન હોય તો આ પાપી જીવને રૈ રૈ નર્કમાં પણ વાસ ના મળે. મીરાં !મીરાં ! તે સર્વ દોષની માફી આપ. પસ્તાઉ છું, મુંઝાઉ છું, કરેલ પાપોની માફી માગતાં શરમાઉ છું. કહે ! કહે ! મીરાં એકવાર કહે, કે સઘળાં પાપોની ક્ષમા આપું છું. તારી ક્ષમા મળશે, ત્યારેજ આ અધમને શાન્તિ મળશે; ત્યાંસુધી જીવને શાન્તિ મળવાની નથી; પસ્તાવાનો અંત આવવાનો નથી. હે મયાળુ મંમાયા ! હે દયાળુ દેવી ! એકવાર તારા પવિત્ર મુખેથી પાપની માફી બક્ષી, આ પામર પ્રાણીને કૃતાર્થ કર્ય. તારા પગે પડું છું, તને માતુ સમજુછું, છોરૂકછોરૂ થાય, પણ માવિત્ર કમાવિત્ર કદાપી કાળે નજ થાય.

મીરાં કહે રાણાજી ! કરેલ પાપનો પસ્તાવો થયો, તેથી તે સઘળાં પાપની માફી મળી ચુકી છે. અરે મારી તો શું, પણ મારા પ્રભુ અનાથોના નાથ શ્રી **ગિરિધરલાલજીના** પણ માફી મળી ચુકી છે. અને હવે તે પાપનો પસ્તાવો હ્રદથી જાદે થયો છે, માટે તે તજી તેજ અનાથનાનાથનું રટણ સાચા દિલથી કરો.

રાણો કહે મીરાંબાઇ ! તમારા અનંત ઉપકારનો કિંચિત બદલો આ પાપીથી આપી શકાય તેમ નથી. આ ખાલનાં ખાસડાં કરી પહેરાવું, જન્મો જન્મ ગુલામ બની રહું, તો પણ આ ઉપકારનો કિંચિત બદલો વળો નહીજ. પણ દેવી ! મારી એક નમ્ર અરજ છે, પણ હું પામર કહેતાં શરમાઉં છું.

મીરાંએ કહ્યું શી ? રાણાએ કહ્યું દેવી ! એકવાર ચિતોડ પધારી આપનાં પવિત્ર પગલાંથી મને પાવન કરો.

મીરાંબાઈ ! આટલી માગણી સ્વીકારો, અને આ દિનના ઉપર દયા ભાવ રાખી એકવાર પધારો. જો તનમનથી માફી આપી હશે, તો તો ના નહીંજ કહો, પણ ઉપરથી માફી આપી હશે, તો નહીંજ આવો. તમો એક વખત દયા કરી પધારવાની ના કહેશો, તો આ પામર જીવ જ્યાં સુધી આ પાપી કાયામાં ટકશે ત્યાંસુધી પસ્તાવો મુકનાર નથી. દેશવટો આપી મેં અભાગીએ વ્હોરેલી કાળાટીલી દુર કરો. મીરાં ! મીરાં ! આ પહેલીજ માગણી છે, બીજી કાંઈ ઈચ્છા નથી. માટે હે દેવી ! હે પવિત્ર દેવિ ! આ જીજ્ઞાસુની આશા ફળીભુત કરો. આશાવંતને નિરાશ કરી આશા ભંગનું પાપ વ્હોરશોનહી. આટલી બધી મયા કરી પાપાત્માને ઠેકાણે પાડયો, તો આટલી આશા તૃપ્ત કરો, અને એકવાર પાછાં ચિતોડ પરવરો.

મીરાંબાઈએ કહ્યું રાણાજી ! તમારો પશ્ચાતાપ સાંભળી મારૂ હૃદય કુમળુ બન્યુ છે. ઉભા રહો, હું મારા નાથને પુછુ, જો તેમની આજ્ઞા મળે તો આવવા તૈયાર છું. તેમની ઈચ્છાની તાબેદાર છું. જો તેમની ઇચ્છા ન હોય તો લાચાર છું.

રાણાએ કહ્યું, જો તેમની ઇચ્છા ન હોય, તો મારી ઉપર દયા લાવી મારી તરફથી વીનવણી કરી તેમની ઇચ્છા કરાવો.

મીરાંએ **ગિરિધરલાલજીને** કહ્યું પ્રાણ પ્રભુ ! રાણાના હૃદયભેદક પ્રસ્તાવાથી મારૂ દિલ કુમળુ બન્યું છે. કૃપાનાથ ! રાણાની ઇચ્છા એકવાર ચીતોડ લઇ જવાની છે. તમારી ઇચ્છા શું છે, તે જાણુવાની ઈંતેજાર છું. હુકમની તાબેદાર છું.

ગિરિધરલાલજીએ કહ્યું મીરાં ! તમારો પુર્વ જન્મ જાણવો નથી ? મીરાં કહે પ્રાણ પ્રભુ ! તે વાત તો ભુલીજ જવાય છે. કહો કહો કૃપાનાથ કહો ?

. ગિરિધરલાલજીએ કહ્યું મીરાં ! પ્રથમ સર્વ સંતોને, રાણાને, જયમલ રાઠોડ વિગેરે સર્વને મળી લ્યો. મીરાંએ કહ્યું કારણ ? ભગવાને કહ્યુ કારણ પછીથી આપો આપ સમજાશે, પ્રથમ જાઓ મળી લ્યો !

મીરાં જયમલ રાઠોડ, કુંભો રાણો, કુમતી, સુમતી, પદ્મા વિગેરે સર્વે સંતોને ભેટી. ત્યાં સર્વે સંતોએ ભગવાનનાં સાક્ષાત દર્શનની માગણી કરી, મીરાં એ કહ્યું ભગવાનને વિનવણી કરીશ, અને દર્શન અપાવીશ.

મીરાંબાઇએ ભગવાનને કહ્યુ પ્રાણ પ્રભુ ! એકવાર સંતોને તમારા પવિત્ર ચત્રુભુજ દર્શન આપી પાવન કરો. તેમની તેવી ઇચ્છા છે તે પરિપુર્ણ કરો, અને મને મારો પુર્વ જન્મ બતાવો

ભગવાને કહ્યું જો મીરાં ! હું ચત્રુભુજ દર્શન મંદીરમાં જઇને આપુ છું અને તને તારો પુર્વ જન્મ જણાવું છું, કહી ભગવાન મંદીરમાં જઇ ચત્રુભુજ રૂપે ઉભા રહ્યા; સંતોએ પ્રેમપૂર્વક દર્શન કર્યા, અને સ્તુતિ કરવા માંડી.

## સ્તુતિ.

દર્શન ચત્રુભુજ આપ્યાંરે, નાથ મોરારી.  
ભવોભવનાં પાતીક કાપ્યારે, લીધાં ઉગારી;  
અકળીત લીલા પ્રભુ તમારી, મુખથી ન વર્ણવી જાય;  
મ્હોટા મ્હોટા પાર ન પામ્યા, તો અમથી શું પમા-  
યરે—દર્શન.  
ચરણ પદને ચિત્તે ધરીએ, અવર નહી કાંઇ આશ  
તે ઇચ્છા અમ પુરણ કરજો, જાણીને દીન દાસરે-દર્શન.

---

ભગવાન શ્રી ગિરિધરલાલજીએ કહ્યું મીરાં ! તમારા

પુર્વે જન્મનું ભાન છે ! મીરાં કહે ના. ભગવાને કહ્યું, ગંગાજીમાં ડુબકી મારી છે તે સાંભરે છે !

મીરાંબાઇએ કહ્યું કોણ હું લક્ષ્મી ! ભગવાને કહ્યું હા હું સાક્ષાત વિષ્ણું અને તું મારી મહા માયામાં ગરક થઈ પોતાના મુળ સ્વરૂપને વિસરી જનાર લક્ષ્મી.

મીરાંબાઇએ કહ્યું પ્રાણ પ્રભુ? આ દાશી ઉપર પણ તમારી માયાએ પોતાનું જોર બજાવ્યું, તે પામર પ્રાણીઓ શું હીસાબમાં ?

ભગવાને કહ્યું તમો તે માયાથી મુકત થતાં મને ઓળખવા પામ્યાં છો, તેમ દરેક પ્રાણી પણ તે માયાથી મુકત થાય, તોજ મારા સ્વરૂપને ઓળખી છેવટ મારા પદને પ્રાપ્ત થાય.

મીરાંબાઇએ કહ્યુ પ્રાણ પ્રભુ! જે લક્ષ્મીને તમે ક્ષણ પણઅળગી ન રાખો, તેને પામર પ્રાણીઓના કલ્યાણાર્થે અળગી કરી, પણ હવે તો ભેટીને કૃતાર્થ કરો, અને વિ- ષ્ણુ રૂપે દર્શન આપો.

ભગવાને તુર્ત વિષ્ણું રૂપે સર્વને દર્શન આપ્યાં; ત્યાં લક્ષ્મીજી દોડીને વિષ્ણુસ્વરૂપને સપ્રેમ ભેટી પડયાં. ભેટતાં- નીસાથે ભગવાનના સ્વરૂપમાં ભળી ગયાં. અને ભગવાન ત્યાંથી અંતરધ્યાન થયા.

સંતો, જયમલ, રાણો વિગેરે સાક્ષાત લક્ષ્મીજી પ- ધારવા છતાં, તેમનું યોગ્ય સનમાન કર્યું નહી તેથા પારા- વાર પસ્તાવામાં પડયાં, અને ઇશ્વરનું તનમનથી ભજન કરવા નીશ્ચય કરી દ્વારીકામાં એક મઠ બનાવી બાકીની જીંદગી પ્રભુ ભજનમાં ગાળી, અને છેવટમા તે પરમકૃપા- ળુના ચર્ણપદને પ્રાપ્ત થયાં.

વ્હાલા વાંચકવૃંદ ! આ મીરાંબાઇનું જીવન ચરિત્ર તેજ ગિરિધરલાલજીની કૃપાથી પુરૂ થયું, આવાં પ્રેમી ભગતનું ચરિત્ર લખું એવું મારૂ ગજુ નથી, એતો મતીનો

આપનાર તેજ છે, અને તેની આપેલ મતી પ્રમાણેજ લખાયું છે. માટે સર્વે સજ્જનો તે કૃપાળુની કૃપાની કલમનું લખાણ વાંચી, પાપ કર્મને તનમનથી ધિક્કારી, ભક્તિ માર્ગે દોરાઇ, તે કૃપાસીંધુનો કૃપાને પાત્ર થઇ, તેના ચરણપદને મેળવવા શક્તિવાન થાઓ, એવી સર્વે સજ્જનોને મારી પ્રાર્થના છે. અને આવું ઉત્તમ ભક્તિ બોધનું પુસ્તક તેની કૃપાથી સંપુર્ણ થયુ, તેથી તે કૃપાળુની કૃપા મેળવવા, અને કુમતી કાપી સુમતી મેળવવા, પ્રાર્થના કરૂંછું.

( આજે આનંદ આનંદ ) એ રાહ.

પ્રભુ છોજી આનંદ કંદ આપ અતિ;
ભકત ગુણને ગાવાને દિધી શુભ મતી;
લખ્યાં પુર્ણ મીરાં સતી, તુમ પ્રતાપ અતિ (૨)જય જય.
બોધ ભક્તિ લખાણી. સત્ય તુજ પ્રતાપે;
સત્ય દીલે સમરતાં, પાપ તાપ કાપે;
સાચો એક તુંહી પતી, જાણી શકાય ન ગતી(૨) જય.
હાથ જોડી જાચું છું, દીન આપ પાસે;
શુભ મતી કરોને, શેવું સત્ય આશે;
માગે જેઠા મંદમતી, કૃપાળુ છો આપ અતિ (૨)જયજય.

## સમાપ્ત.

